'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# શ્રી વેદાંતમાર્ગદર્શિની

[ સંક્ષિપ્ત વેદાંત પારિભાષિક કોષ સાથે ]

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨

★

બે રૂપિયા

'સસ્તુ':સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# શ્રી વેદાંતમાર્ગદર્શિની

[ સંક્ષિપ્ત વેદાંત પારિભાષિક કોષ સાથે ]

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠેઃભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨

★

બે રૂપિયા

સંવત ૨૦૧૬ : : આવૃત્તિ ત્રીજી



वेद उदधि विन गुरु लखै लागै लौन समान ।
बादर गुरु मुख द्वार व्है अमृततैं अधिकान ॥

विचारसागर तरंग ३,८ ॥

વેદરૂપી મોટો સમુદ્ર છે. તે જો ગુરુની સહાય વિના સ્વતઃ ભણવામાં આવે તો લવણના જેવો ખારો લાગે છે. ખારા સમુદ્રમાંથી જળનું પાન કરવાવાળાને કેવળ ખારાશનો જ અનુભવ થાય છે અને તેથી તે ક્લેશ પામે છે, તેમ ગુરુની સહાય વિના જે વેદના અર્થ વિચારે છે તે ભેદરૂપી ખારાપણાનો અનુભવ કરે છે તથા જન્મમરણરૂપી ક્લેશ પામે છે.

સમુદ્રનું પાણી સ્વભાવથી ખારું છે, પણ તે જ જળ વાદળ દ્વારા આપણને મળે તો મધુર લાગે છે; તેમ વેદનો અર્થ વાદળરૂપી બ્રહ્મજ્ઞાની ગુરુ દ્વારા સાંભળીને તેનો વિચાર જો કરવામાં આવે તો તે વેદ અમૃતથી પણ વધારે આનંદનો હેતુ બને છે. માટે વેદાંતના પુસ્તકનું અધ્યયન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ દ્વારા થાય તો તે વિશેષ શ્રેયસ્કર થાય છે.

1600–1–'60

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ઠ૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ, : : અમદાવાદ

# માહાત્મ્ય

दीपे यथा विनिद्रस्य ज्वलिते संप्रवर्तते ।
आलोकोऽनिच्छयाप्येवं विज्ञानमनया भवेत् ॥

જેમ જેને નિદ્રા ન આવી હોય એવા માણસની આગળ દીવો બળતો હોય તો તે માણસની ઈચ્છા વગર પણ પ્રકાશ થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ કરનાર માણસને તેની ઇચ્છા વગર પણ (જ્ઞાન તથા) વિજ્ઞાન પ્રાપ્ત થાય છે.

આ ગ્રંથનો વિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિના લોભ તથા મોહ આદિ દોષો ઓછા થાય છે.

આ ગ્રંથના અભ્યાસથી મન સ્વચ્છ થાય છે.

આ ગ્રંથ વિચારનારનું જીવન્મુક્તપણું સિદ્ધ થાય છે.

આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણા વગરના સૌમ્ય પુરુષો શાંત થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઊંચા બ્રહ્મતત્ત્વમાં સ્થિતિ કરે છે.

આ ગ્રંથ સમજવામાં આવે તો મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની અપેક્ષા રહેતી નથી અને તેના દૃઢ અભ્યાસથી તથા વારંવારના અવલોકનથી 'હું અને જગત' એવા પ્રકારનો દ્રષ્ટા–દ્રશ્યનો ભેદ પોતાની મેળે જ શાંત થઈ જાય છે.

# પ્રસ્તાવના

## [ આગલી આવૃત્તિમાંથી ]

કર્મ, ઉપાસના અને જ્ઞાન આ ત્રણ કાંડનું વેદમાં તથા શાસ્ત્રોમાં વર્ણન કરવામાં આવ્યું છે. એ ત્રણે પરસ્પર સહાયક થઈને મોક્ષનાં સાધન થાય છે. જ્ઞાન એ મોક્ષનું મુખ્ય સાધન છે, પરંતુ જ્ઞાન સંપાદન કરવા માટે કર્મની અને ઉપાસનાની આવશ્યકતા છે.

સકામ કર્મથી આ દેહ છોડ્યા પછી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. નિષ્કામ શાસ્ત્રવિહિત કર્મથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. ઉપાસનાથી ચિત્તની ચંચળતા દૂર થાય છે. ઉપાસના એટલે ચિત્તવૃત્તિનો નિરોધ. આ નિરોધ કરીને ધ્યાન, ધારણા, સમાધિ વગેરે અષ્ટાંગયોગથી અંતઃકરણમાં પરમાત્માનું ચિંતન કરવું તેને ઉપાસના કહે છે.

પક્ષી જેમ બે પાંખથી આકાશમાં ઊડી શકે છે તેમ જીવ પણ કર્મ અને ઉપાસના તથા જ્ઞાન એ બે પાંખથી દેહના બંધનમાંથી મુક્ત થઈને સ્વસ્વરૂપને પ્રાપ્ત કરે છે. કર્મ અને ઉપાસનાથી શુદ્ધ અને સ્થિર થયેલા ચિત્તમાં જ્ઞાન પ્રગટ થઈ સ્થિર થાય છે; માટે કર્મ અને ઉપાસના જ્ઞાનનાં સાધન છે અને પરંપરા મોક્ષનાં પણ સાધન છે. મોક્ષનાં સાધનરૂપ અને અધ્યાત્મજ્ઞાનના ભંડારરૂપ ઉપનિષદો, વ્યાસસૂત્ર અને ભગવદ્-ગીતા આ ત્રણ શાસ્ત્ર મુખ્ય છે અને તેમને પ્રસ્થાનત્રય કહેવામાં આવે છે. કોઈક વિદ્વાનો શ્રી વેદવ્યાસરચિત શ્રીમદ્ ભાગવતને

આ પ્રસ્થાનત્રયમાં ઉમેરી પ્રસ્થાન ચતુષ્ટય કહે છે.

આવાં શાસ્ત્રો, ઈશ્વરરચિત વેદો, ઉપનિષદો વગેરે છે તે ઘણાં વિસ્તૃત છે અને તેમાંનો અધ્યાત્મ વિષય સમજવો બહુ ગહન છે. સર્વ મનુષ્યોથી સર્વાંશે તે સમજાય તેમ નથી; માટે શાસ્ત્રકારો આજ્ઞા કરે છે: तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्। તે અધ્યાત્મ વિષય (જ્ઞાન) પ્રાપ્ત કરવા જિજ્ઞાસુએ હાથમાં સમિધ્ લઈ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય ગુરુ પાસે જવું; કારણ કે (आचार्यवान् पुरुषो वेद) ગુરુને શરણે જનારો પુરુષ બ્રહ્મ જાણે છે.

જે શિષ્ય 'હું બ્રહ્મ છું' એ વાકયના વાચ્યાર્થમાં જ ગુંચવાતો હોય, તેને શ્રી સદ્‌ગુરુ બહુ જ સરળ રીતે યુક્તિથી સમજાવીને અલ્પ સમયમાં આ વાકયનો લક્ષ્યાર્થ સમજાવી તેનો અનુભવ કરાવી દે છે; માટે બ્રહ્મતત્ત્વના સાક્ષાત્કાર માટે સદ્‌ગુરુની અત્યંત આવશ્યકતા છે.

ઘણાં મનુષ્યોને તત્ત્વવિચાર સંબંધમાં લખેલાં પુસ્તકો ઉપરાઉપરી વાંચવાની ટેવ પડેલી હોય છે અથવા જ્યાં તત્ત્વવિચાર સંબંધી કથાવાર્તા થતી હોય ત્યાં શ્રવણ કરવા જવાનો સ્વભાવ હોય છે; પરંતુ કેવળ વાંચવાથી અગર શ્રવણ કરવાથી પરિપૂર્ણતા થતી નથી. વાંચેલું અગર શ્રવણ કરેલું જે તત્ત્વ છે તેનો એકાંતમાં બેસી, વ્યવહારથી ઉપરામ પામી અત્યંત શાંતિથી તેનું મનન અને નિદિધ્યાસન કરવાથી તથા આચારમાં ઉતારવાથી પરિપૂર્ણતા થાય છે.

જ્યારે સાધક પરિપૂર્ણ દશાએ પહોંચે છે, ત્યારપછી તેના ઉપર વિધિનિષેધ રહેતાં નથી, પણ સાધકદશામાં હોય ત્યારથી જ જો વિવેક, વૈરાગ્ય, શમ, દમ આદિનું પાલન ન કરે તો તે ભ્રષ્ટ જ થાય છે અને તેનો કોઈ પણ અર્થ સધાતો નથી,

માટે તત્ત્વવિચારમાં ઇંદ્રિયનિગ્રહ, વિવેક અને વિચાર એ તો બહુ જ આવશ્યક છે, એ વાત સાધકે દરેક ક્ષણે લક્ષમાં રાખવાની છે.

અનેક આચાર્યોએ કેવળ દયાધર્મ લક્ષમાં રાખી મુમુક્ષુઓ માટે તેમના ઉપર સરળ ભાષામાં ટીકાઓ આદિ લખી પ્રસિદ્ધ કરેલી છે; પરંતુ અતિ પ્રાકૃત મનુષ્યથી તો એ ટીકાઓ પણ સમજાવી મુશ્કેલ છે અને એવા મનુષ્યોનો સમુદાય અધિક હોય છે. એવાઓ માટે ઈશ્વરે આ જગતમાં અકારણ હિતૈષી એવા મહાત્માઓ કે જેઓ સર્વ શાસ્ત્રના સિદ્ધાંતને સમજતા હોય અને આચરણમાં રાખતા હોય તેવાઓને શાસ્ત્રાનુકૂળ આચારના આદર્શરૂપે ફરતા રાખ્યા છે.

આવા ઉત્તમ મહાત્માઓ વિરલ હોય છે. મહાત્માઓને પણ પક્ષપાત હોય છે. આ પક્ષપાત એટલે પોતાના ભક્તો તરફનું વાત્સલ્ય. જેમ ગાય પોતાના વાછરડાના વાત્સલ્યને લીધે પોતાનું સર્વસ્વ અમૃતરૂપ દૂધ પાઈ દે છે; તેમ મહાત્માઓ પણ પોતાની જિંદગીભરની કઠિન તપશ્ચર્યાઓનાં ફળસ્વરૂપ શાસ્ત્રસિદ્ધાંતામૃત અધિકારી મુમુક્ષુઓને પાઈ દે છે.

માટે મુમુક્ષુઓએ મન, વચન, કાયાથી આવા મહાત્માઓની સેવા કરી તેમની પ્રીતિ સંપાદન કરવી અને તેમનાં ઉપદેશેલાં વચનોને આચારમાં ઉતારી, તે વચનોનું મનન અને નિદિધ્યાસન કરી, કૃતકૃત્ય બનવું.

જે મનુષ્યોની બુદ્ધિ વેદ, ઉપનિષદો આદિક ધર્મગ્રંથો અથવા તેમના ઉપર કરેલી સંસ્કૃત ટીકાઓ સમજી શકે તેમ નથી, એવા મુમુક્ષુઓને, આવાં કઠિન પ્રક્રિયાઓવાળાં પ્રસ્થાનત્રય, સહેલાઈથી સમજાય તે હેતુ લક્ષમાં રાખી શ્રી વેદાન્તમાર્ગદર્શિની નામના આ લઘુ પુસ્તકનો સંગ્રહ કર્યો છે,

શ્રી સદ્‌ગુરુ ભક્તિના પ્રભાવથી પંચીકરણ, વિચારચંદ્રોદય, વેદાંતમાર્ગોપદેશિકા, વિચારસાગર, ભગવદ્‌ગીતા, પંચદશી, વૃત્તિ-પ્રભાકર, યોગવાસિષ્ઠ મહારામાયણ, વિચારમાળા તથા પૂજ્ય સ્વામીશ્રી નિત્યાનંદજી અને સ્વામીશ્રી પ્રકાશાનંદજીના વાર્તાલાપ એ પુસ્તકોના પ્રસંગો તથા વિચારોને આ નાના પુસ્તકમાં સંગ્રહ કરેલો છે.

પુસ્તક વેદાંતનો માર્ગ દર્શાવવા સિવાય બીજું કાંઈ કરી શકે નહિ. તેમાં જેમ લાંબી મુસાફરી કરવી હોય તે રસ્તા ઉપર મુસાફરને વિશ્રામ માટે થોભવું પડે છે, તેમ જિજ્ઞાસુને બ્રહ્મપ્રાપ્તિ કરવા મુસાફરી કરવી પડે છે, તે જિજ્ઞાસુને વિશ્રામ જોઈએ; તેવા વિશ્રામ આ પુસ્તકમાં રાખ્યા છે.

આ પુસ્તકની છેવટે પરિશિષ્ટમાં 'સાચું વેદાંત' નામે લેખ આપ્યો છે. વેદાંતના અભ્યાસીઓએ મનન કરવા જેવો હોઈ તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

વેદાંતજિજ્ઞાસુઓ આ ગ્રંથનું પઠનપાઠન કરીને જો લાભ લેશે, તો સંગ્રાહક તથા ધનના આશ્રયદાતા પોતાના પરિશ્રમને સફળ થયો સમજશે. ॐ तत्सत् ॥

શ્રી વેદાંત ભવન,<br>
નડિયાદ.<br>
સં. ૧૯૯૭, ભાદ્ર, કૃષ્ણ ૨

સંગ્રાહક

# અનુક્રમ

# श्री वेदांतमार्गदर्शिनी

यस्य प्रसादादहमेव विष्णुर् मय्येव सर्वं परिकल्पितं च ।
इत्थं विजानामि सदात्मरूपम् तस्यांघ्रिपद्मं प्रणतोऽस्मि नित्यम् ।।

અર્થ : જેમની કૃપાથી હું વિષ્ણુ જ છું અને સર્વ (જગત) મારામાં કલ્પિત છે, એ પ્રમાણે સદા આત્મસ્વરૂપનો હું અનુભવ કરું છું તે સદ્ગુરુના ચરણકમળમાં હું હમેશ નમસ્કાર કરું છું.

શિવ, વિષ્ણુ, ગણપતિ, રવિ, શક્તિ, સદ્ગુરુ દેવ;
ષટ્ મિલકર કરહુ કૃપા, જાન ચહત નિજ ભેવ.

# વિશ્રામ ૧ લો

## પ્રપંચ વિષે–ભાગ ૧ લો

**શિષ્ય : પુરુષાર્થ કોને કહીએ ?**

**ગુરુ : (પુરુષ+અર્થ=પુરુષાર્થ) સર્વ પુરુષો-(જીવો)ની ઇચ્છાનો જે વિષય તે પુરુષાર્થ.**

**પુરુષાર્થ :** શાસ્ત્રકારોએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરુષાર્થ કહેલા છે. પહેલા ત્રણને પ્રેય અને ચોથાને શ્રેય કહે છે.

પહેલા ત્રણ( ધર્મ, અર્થ અને કામ )ને ગાૈણ અને ચોથા( મોક્ષ )ને મુખ્ય પુરુષાર્થ ગણ્યા છે. આ વિશ્રામમાં મુખ્ય પુરુષાર્થનો પ્રસંગ છે.

શ્રેય ( મોક્ષ ), આ જીવને પુરુષાર્થ કરવાથી મળે છે. વિવેકી જીવની પ્રવૃત્તિ પ્રેયની પ્રાપ્તિમાં અટકી જતી નથી પણ તે તો શ્રેય માટે જ પ્રયત્ન કરે છે.

કોઈ ત્રિદોષથી પીડાતા રોગીને દહીં ખાવાની ઇચ્છા થાય છે. તે દહીં તેને પ્રિય લાગે છે, પણ તેમાં તેનું શ્રેય (ભલું) નથી. કડવી દવા તેને પ્રિય લાગતી નથી, છતાં તે કડવી દવાનો ઉપયોગ જ તેના રોગની નિવૃત્તિરૂપ શ્રેય કરવાવાળો છે.

તેમ સંસારમાં જન્મમરણરૂપ મહાન રોગથી પીડાતા

જીવને વિષયોનો ઉપભોગ પ્રિય લાગે છે, પણ તેમાં તેનું શ્રેય નથી. આ વિષયભોગથી ચિત્તની વૃત્તિ રોકવી તેને પ્રિય લાગતી નથી, પણ તે ઇંદ્રિયનિગ્રહ તેના ભવરોગનું નિવારણરૂપ ઔષધ હોવાથી તે નિગ્રહમાં જ તેનું શ્રેય છે; તેથી શાસ્ત્રકારો નિગ્રહરૂપ શ્રેયને મુખ્ય પુરુષાર્થ કહે છે.

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥

म० गी० अ० ५-२२

ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર કહે છે: વિષયો અને ઇંદ્રિયોના સંબંધથી થતા જે (સુખદુ:ખાદિ) ભોગો તે દુ:ખનાં જ કારણ છે; આદિ અને અંતવાળા છે. વિવેકી જીવ તેમાં લપટાતો નથી.

**શિષ્ય: સર્વ પુરુષો શાની ઇચ્છા કરે છે?**

**ગુરુ: સર્વ દુ:ખોની અત્યંત નિવૃત્તિ અને પરમાનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિની સર્વ પુરુષો ઇચ્છા કરે છે.**

**બે પ્રકારની નિવૃત્તિ:** કાર્યની કારણમાં લયરૂપ નિવૃત્તિ તે **સાધારણ નિવૃત્તિ.** (ખાંડમાંથી બનાવેલાં રમકડાં કદાચ ભાંગી જાય, ભૂકો થઈ જાય તો તે કાર્ય-(ઘાટ)ની કારણ(ખાંડ)માં લયરૂપ સાધારણ નિવૃત્તિ કહેવાય. ખાંડનો ભૂકો (કારણ) મોજૂદ હોવાથી ફરીથી રમકડાં બનાવી શકાય.)

કાર્યની કારણ સહિત નિવૃત્તિ તે **અત્યંત નિવૃત્તિ.** (ખાંડનાં ભાગેલાં રમકડાં તથા તેનો ભૂકો દૂધ અગર

પાણીમાં ઓગાળી પી જવામાં આવે, તો કારણ(ખાંડ)નો અભાવ થવાથી કાર્ય(રમકડાં)નો પણ અભાવ જ થાય છે. આને **અત્યંત નિવૃત્તિ** કહે છે.

તમામ કલ્પિત વસ્તુઓનું કારણ અધિષ્ઠાન સંબંધી અજ્ઞાન છે. માટે (૧) અજ્ઞાન સહિત કલ્પિત કાર્યની નિવૃત્તિ અધિષ્ઠાનના જ્ઞાનથી થાય છે.

(૨) પણ કારણમાં લયરૂપ જે નિવૃત્તિ તે તો અધિષ્ઠાનના જ્ઞાન વિના પણ થાય છે.

સ્થૂળ, સૂક્ષ્મ શરીરો (કાર્ય); તેનું કારણ અજ્ઞાન આત્માના વિશેષ સ્વરૂપનું જ્ઞાન થવાથી અજ્ઞાન (કારણ) નિવૃત્ત થઈ જાય છે. અજ્ઞાન નિવૃત્ત થતાં શરીરો (કાર્યો) નિવૃત્ત થઈ જાય છે અને શરીર નિવૃત્ત થતાં સર્વ દુઃખો નિવૃત્ત થાય છે.

**શિષ્ય : સર્વ દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિથી શું થાય ?**

**ગુરુ : તેથી મોક્ષ થાય, શ્રેય થાય. સર્વ દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમાનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ એ જ મોક્ષનું સ્વરૂપ.**

**મોક્ષ :** હું કર્તા છું, ભોક્તા છું, એ પ્રકારનો ભ્રાંતિજન્ય ભાવ તેને ત્યજીને આત્મસ્વરૂપમાં ચિત્તની વૃત્તિની સ્થિતિ કરવી એ મોક્ષ છે. કેટલાક પંથવાળા સ્વર્ગ, વૈકુંઠ આદિ ઉત્તમ લોકની પ્રાપ્તિને મોક્ષ કહે છે. આ લોકને પ્રાપ્ત થયેલા क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति। (તેમના પુણ્યનો ક્ષય થતાં પાછાં મૃત્યુલોકમાં આવે છે) એવું ભગવાન કહે છે.

આવા ઉત્તમ લોકની પ્રાપ્તિ અથવા સાલોક્ય[1], સામીપ્ય[2], સારૂપ્ય[3] અને સાર્ષ્ટિ[4] એ ચાર પ્રકારની મુક્તિ વેદાંત મત પ્રમાણે યથાર્થ મુક્તિ નથી. પરંતુ વેદાંત તેથી ભિન્ન 'કૈવલ્ય-મુક્તિ' અંગીકાર કરે છે. જે પ્રાપ્ત કરનારને ( न स पुनरावर्तते ) ફરીથી આ લોકમાં પાછા ફરવું પડતું નથી.

यद्गत्वा न निवर्तन्ते। જેને પ્રાપ્ત થઈને પાછા આ લોકમાં આવતા નથી, માટે

સકળ દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમાનંદ-સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ એ વેદાંતમત પ્રમાણે મોક્ષનું સ્વરૂપ છે.

**શિષ્ય : મોક્ષ શાનાથી થાય ?**

**ગુરુ: બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થાય છે.**

**શિષ્ય : કર્મ તથા ઉપાસનાથી મોક્ષ ન થાય ?**

---

૧. **સાલોક્ય:** સમાન લોકને આપનારી મુક્તિ. રાજાની રાજધાનીમાં રહેવાની પેઠે તે તે દેવના લોકમાં જઈ રાજાની પ્રજાની પેઠે તેમાં નિવાસ કરવો તે.

૨. **સામીપ્ય:** સમીપ નિવાસ કરવારૂપી મુક્તિ. રાજાના દરબારમાં હજુરિયા, નોકર જેમ રાજાની સમીપ નિવાસ કરે છે તેમ તે તે દેવના લોકમાં જઈ તેમની સમીપ નિવાસ કરવો તે.

૩. **સારૂપ્ય:** સમાન રૂપને આપનારી મુક્તિ. રાજાના નાના ભાઈની માફક રાજાના સરખા રૂપવાન થઈ તેમની પાસે રહે તેમ તે તે દેવના જેવા રૂપવાળા થઈ તેમની સમીપ નિવાસ કરવો તે.

૪ **સાયુજ્ય:** નિર્વાણ આપનારી મુક્તિ. રાજાના પાટવીકુંવરની પેઠે ઈશ્વરના સમાન સત્ય સંકલ્પાદિ સર્વ વિભૂતિની પ્રાપ્તિ તે સાયુજ્ય મુક્તિ. એને સાર્ષ્ટિ મુક્તિ પણ કહે છે.

આ ચાર પ્રકારમાં છેલ્લા પ્રકારની મુક્તિ શ્રેષ્ઠ છે.

**ગુરુ: ના, કર્મ તથા ઉપાસનાથી મોક્ષ ન થાય; પરંતુ તેનાથી ચિત્તની શુદ્ધિ અને એકાગ્રતા-રૂપ જ્ઞાનનાં સાધન થાય.**

કર્મ બે પ્રકારનાં છે: (૧) સકામ અને (૨) નિષ્કામ. સકામ=ફળની ઇચ્છા સહિત. નિષ્કામ=ફળની ઇચ્છારહિત.

શાસ્ત્રવિહિત, શુભ, સકામ કર્મ કરવાથી તેનું ફળ ભોગવવા ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે અને નિષ્કામ શાસ્ત્રવિહિત કર્મ કરવાથી **અંત:કરણની શુદ્ધિ** થાય છે.

શુદ્ધિ થયા પછી જો ચિત્તમાં ચંચળતા (વિક્ષેપ) દોષ હોય તો તેનું નિવારણ કરવા **ઉપાસના કરવી.**

**ઉપાસનાના બે પ્રકાર:** (૧) પ્રતીક ઉપાસના, (૨) અહંગ્રહ ઉપાસના. પ્રતીક ઉપાસના: પોતાના ઇષ્ટને પોતાથી ભિન્ન માની જે ઉપાસના કરવી તે.

**અહંગ્રહ ઉપાસના:** પોતાના ઇષ્ટદેવને પોતાથી અભિન્ન (એકરૂપ જ) માની ઉપાસના કરવી તે. આવા પ્રકારની અહંગ્રહ ઉપાસના મનની ચંચળતાને શાંત કરે છે અને પોતાના ચૈતન્યસ્વરૂપની પ્રાપ્તિમાં મુખ્ય હોવાથી શ્રેષ્ઠ ગણાય છે.

(ઉપાસનાનું સ્વરૂપ)

સતંતર અંતર નહિ, બાહ્યાંતર બ્રહ્મ,
એમ જાણે તે ઉપાસના, એ છે મોટો મર્મ,
સાંભળ શુદ્ધ ચિત્તે કરી. (પ્રીતમની વાણી)

એ કરવાથી અંત:કરણમાં રહેલા (૧) મળ તથા (૨) વિક્ષેપ, એ બન્ને પ્રકારના દોષ નિવૃત્ત થાય છે.

જેમ નેત્રમાં તિમિરાદિ દોષ હોય તેને અંજન આદિ ઉપાય વડે નિવૃત્ત કરીએ તો નિર્દોષ નેત્રથી વસ્તુનું સ્વરૂપ

યથાર્થ જોઈ શકીએ, તેમ નિષ્કામ કર્મ તથા ઉપાસના કરવાથી અંતઃકરણ નિર્મળ તથા એકાગ્ર થતાં તેમાં આત્માનું સ્વરૂપ યથાર્થ જણાય, પણ 'આવરણ' દોષ અંતઃકરણમાં રહેલો છે તે દોષ બ્રહ્મજ્ઞાનથી દૂર થાય.

**શિષ્ય: બ્રહ્મજ્ઞાન એટલે શું અને તે કેટલા પ્રકારનું છે?**

**ગુરુ: બ્રહ્મના સ્વરૂપને યથાર્થ જાણવું તે બ્રહ્મજ્ઞાન. એના (૧) પરોક્ષ તથા (૨) અપરોક્ષ એવા બે પ્રકાર છે.**

**શિષ્ય: પરોક્ષ બ્રહ્મજ્ઞાન એટલે શું?**

**ગુરુ: (सत्यं ज्ञानमनन्तं ब्रह्म।) બ્રહ્મ સત્, ચિત્, આનંદરૂપ છે એમ જાણવું તે પરોક્ષ બ્રહ્મજ્ઞાન. એ જ્ઞાન तत्त्वमसि મહાવાક્યમાં રહેલા तत् શબ્દનો અર્થ બતાવે છે તેથી તે અપરોક્ષ અદ્વૈત જ્ઞાનમાં ઉપયોગી છે.**

**પરોક્ષ જ્ઞાન:** કોઈ સભામાં થોડાંક માણસો બેઠાં હોય ત્યાં આપણે શિવશંકર નામના માણસનું કામ છે. તો તે શ્રોતાજનોમાંથી એકને પૂછીએ કે, 'ભાઈ! અહીં 'શિવશંકર' છે?' પેલા ભાઈ કહે: 'હા, છે.' ત્યાં શિવશંકર 'છે' એવું જે જ્ઞાન આપણને થવું તે પરોક્ષ જ્ઞાન. આ પરોક્ષ જ્ઞાન શિવશંકરના અપરોક્ષ જ્ઞાનમાં ઉપયોગી છે.

**શિષ્ય: પરોક્ષ બ્રહ્મજ્ઞાન શાથી થાય છે?**

**ગુરુ: સદ્‌ગુરુના વચનમાં અને સત્ શાસ્ત્રમાં વિશ્વાસ રાખવાથી પરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે.**

**શિષ્ય: પરોક્ષ બ્રહ્મજ્ઞાનથી શું થાય?**

ગુરુ : અસત્ત્વાપાદક આવરણની નિવૃત્તિ થાય. (બ્રહ્મ નથી એવું જે બ્રહ્મના असद् ભાવને બતાવનાર આવરણ તે અસત્ત્વાપાદક આવરણ છે.)

શિષ્ય : પરોક્ષ બ્રહ્મજ્ઞાન પૂર્ણ થયું ક્યારે કહેવાય?

ગુરુ : બ્રહ્મનિષ્ઠ ગુરુ અને વેદાંતશાસ્ત્રનાં વચનોને અનુસરી બ્રહ્મસ્વરૂપનો નિર્ણય કરવામાં આવે, ત્યારે પરોક્ષ બ્રહ્મજ્ઞાન પૂર્ણ થયું કહેવાય.

શિષ્ય : અપરોક્ષ બ્રહ્મજ્ઞાન એટલે શું?

ગુરુ : 'સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ હું છું.' (अहं ब्रह्मास्मि) એવું જે જાણવું તે અપરોક્ષ બ્રહ્મજ્ઞાન છે.

શિષ્ય : અપરોક્ષ બ્રહ્મજ્ઞાન શાનાથી થાય છે?

ગુરુ : સદ્‌ગુરુના મુખથી 'तत्त्वमसि' વગેરે મહાવાક્યો સાંભળવાથી અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે.

શિષ્ય : અપરોક્ષ બ્રહ્મજ્ઞાન કેટલા પ્રકારનું છે?

ગુરુ : (૧) અદૃઢ અને (૨) દૃઢ—એવા બે પ્રકારનું.

શિષ્ય : અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન કોને કહેવાય?

ગુરુ : અસંભાવના અને વિપરીત ભાવના સહિત બ્રહ્મ અને આત્માની એકતાનો જે નિશ્ચય થાય તેને અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન કહેવાય.

૧ અસંભાવના એટલે સંશય. એ બે પ્રકારના છે: (૧) પ્રમાણગત સંશય અને (૨) પ્રમેયગત સંશય.

'વેદાંત' એ પ્રમાણ છે. એ વેદાંતશાસ્ત્રમાં જીવ

તથા બ્રહ્મનો ભેદ પ્રતિપાદન કર્યો હશે કે અભેદ? આવો જે સંશય તે **પ્રમાણગત સંશય** કહેવાય અને જીવ તથા બ્રહ્મનો ભેદ સત્ય હશે કે અભેદ? આવો જે પ્રમેય સંબંધી સંશય તે **પ્રમેયગત સંશય** કહેવાય.

**વિપરીત ભાવના:** જીવ અને બ્રહ્મનો ભેદ સત્ય છે. જીવ કદી બ્રહ્મરૂપ થઈ શકે નહિ. આ દેહાદિ પ્રપંચ સત્ય જ છે; આવો વિપરીત (વિરુદ્ધ) નિશ્ચય તે **વિપરીત ભાવના.** આવી ભાવના (इन्द्रियदोषाद्वा संस्कारदोषाद्वा ।) ઇંદ્રિયના અથવા સંસ્કારના દોષથી થાય છે.

**વેદાંત:** વેદના અંતભાગ રૂપ જે ઉપનિષદો છે તે; અથવા વેદ(જ્ઞાન)નો અંત (નિર્ણય) જેમાં બતાવવામાં આવ્યો હોય તે વેદાંત.

**પ્રમાણ તથા પ્રમેય:** ૧. નેત્ર આદિક ઇંદ્રિયો જ્ઞાન થવાનાં સાધન છે માટે તેને પ્રમાણ કહે છે. સાધનને શાસ્ત્રમાં 'કરણ' કહે છે. પ્રત્યક્ષ જ્ઞાન થવાનું કરણ નેત્ર આદિ ઇંદ્રિયો છે, માટે નેત્ર આદિ ઇંદ્રિયો **પ્રમાણ** કહેવાય છે.

૨. એ જ પ્રમાણે કેટલેક સ્થળે કાર્ય ઉપરથી કારણનો નિર્ણય કરી શકાય છે; જેમ કે અગ્નિ અને લીલા બળતણનો સંબંધ થવાથી ધુમાડો નામે કાર્ય ઉત્પન્ન થાય છે. આ ધુમાડો જોઈ ને અગ્નિનું અનુમાન કરી શકાય છે માટે **અનુમાન** પણ **પ્રમાણ** છે.

આ સિવાય બીજાં પ્રત્યક્ષ, ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ અને શબ્દ—એ પ્રમાણો છે.

કેટલીક બાબતો એવી હોય છે કે, તેનું જ્ઞાન ઉપરોક્ત પ્રમાણોથી થતું નથી. એવી બાબતોનું જ્ઞાન 'વેદ' વગેરેથી

થાય છે; માટે વેદ પણ પ્રમાણ ગણાય છે. એને 'શબ્દ-' પ્રમાણ કહે છે.

૩. પ્રમાણ વડે જાણવા યોગ્ય મોક્ષ વગેરે પદાર્થને પ્રમેય કહે છે.

શિષ્ય: અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થવામાં કારણ શું છે?

ગુરુ: (૧) અંત:કરણમાંથી મળ તથા વિક્ષેપ દોષોની નિવૃત્તિ સંપૂર્ણ રીતે ન થવાથી, (૨) બ્રહ્મના અદ્વૈતપણામાં સંશય હોવાથી તથા (૩) ભેદવાદી અને પામર પુરુષોના સંગના સંસ્કાર અંત:કરણમાં હોવાથી, ગુરુમુખથી तत्त्वमसि આદિ મહાવાક્યનું શ્રવણ કરવામાં આવે તોપણ તે શ્રવણ-થી અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે.

શિષ્ય: આ અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાનનું શું ફળ?

ગુરુ: (૧) આ દેહ છોડયા પછી, ઉત્તમ લોકની પ્રાપ્તિ; (૨) ફરીથી પવિત્ર અને શ્રીમાનના કુળમાં જન્મ; અથવા (૩) નિષ્કામપણું પ્રાપ્ત થવાથી જ્ઞાની પુરુષના કુળમાં જન્મ મળે છે.*

શિષ્ય: અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન ક્યારે પૂર્ણ થાય?

---

* સરખાવો ગીતા અધ્યાય ૬:

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् । ६ । ४१-४२ ॥

ગુરુ: બ્રહ્મનાં સત્, ચિત્, આનંદ આદિ વિશેષણોનું અપરોક્ષ જ્ઞાન હોય, છતાં અંતઃકરણમાં સંશય અગર વિપરીત ભાવના રહે તો બ્રહ્મજ્ઞાન અદૃઢ, અપરોક્ષ પૂર્ણ થયું કહેવાય.

શિષ્ય: દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન એટલે શું?

ગુરુ: અસંભાવના અને વિપરીત ભાવના દોષથી રહિત જે બ્રહ્મ આત્માની એકતાનો નિશ્ચય થવો તે દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન કહેવાય.

શિષ્ય: દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન શાનાથી થાય?

ગુરુ: સદ્ગુરુના મુખથી तत्त्वमसि આદિ મહાવાક્યનું અર્થ સહિત શ્રવણ કરવાથી તથા તેનું મનન અને નિદિધ્યાસન રૂપ વિચાર કરવાથી દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે.

બે પ્રકારનાં વેદાંત વાક્યો: (૧) મહાવાક્ય: જીવ અને બ્રહ્મની એકતાનો બોધ કરનારાં વેદનાં જે વાક્ય તે મહાવાક્ય. જેમ કે

(૧) तत्त्वमसि=તે તું છે.

(૨) अयमात्मा ब्रह्म=આ આત્મા બ્રહ્મ છે.

(૩) प्रज्ञानमानन्दम् ब्रह्म=જીવ આનંદરૂપ બ્રહ્મ છે.

(૪) अहं ब्रह्मास्मि=હું બ્રહ્મ છું.

'હું બ્રહ્મ છું' એ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે, એને જ સાક્ષાત્કાર કહે છે.

(૨) અવાંતર વાક્ય: પરમાત્મા અથવા જીવના

સ્વરૂપનું બોધક વાક્ય તે અવાંતર વાક્ય કહેવાય છે, એ અવાંતર વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે; જેમ કે 'બ્રહ્મ' છે,' 'પરમેશ્વર છે,' એ પરોક્ષ જ્ઞાન કહેવાય.

'તું બ્રહ્મ છે' એવું ગુરુએ કહેલું મહાવાક્ય સાંભળીને 'હું બ્રહ્મ છું' એવો જે શિષ્યને દૃઢ બોધ થાય છે તેને અપરોક્ષ જ્ઞાન કહે છે. એ અપરોક્ષ જ્ઞાન કેવળ ગુરુએ કહેલા મહાવાક્યનો શિષ્યના કાન સાથે સંબંધ થવાથી થાય છે. માટે (૧) શ્રોત્રના સંબંધવાળું અવાંતર વાક્ય પરોક્ષ જ્ઞાનનો હેતુ છે.

(૨) શ્રોત્રના સંબંધવાળું મહાવાક્ય 'અપરોક્ષ જ્ઞાનનો હેતુ' છે. મહાવાક્યથી સૌને અપરોક્ષ જ્ઞાન જ થાય છે; પરોક્ષ જ્ઞાન થતું નથી.

**શિષ્ય: દૃઢ અપરોક્ષ જ્ઞાનનું ફળ શું?**

**ગુરુ: અભાન આપાદક આવરણની અને વિક્ષેપરૂપ કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ થાય અને પછી બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે.**

**અભાનાપાદક:** અભાન+આપાદક; અભાન=અપ્રતીતિ, ન ભાસવું તે. આપાદક=સિદ્ધ કરનાર.

'બ્રહ્મ દેખાતો નથી' એ પ્રમાણે જે બ્રહ્મની અપ્રતીતિ તેને નક્કી કરવાવાળું જે આવરણ, તેને **અભાન–આપાદક આવરણ** કહીએ છીએ.

**વિક્ષેપ:** સ્થૂલ સૂક્ષ્મ શરીરો તથા ચિદાભાસ અને તેના કર્તાપણા આદિ ધર્મો તે બધાને વિક્ષેપ કહીએ છીએ.

**શિષ્ય: દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન પૂર્ણ ક્યારે થાય?**

**ગુરુ: શરીર હું છું એવું જે દૃઢ જ્ઞાન થયેલું**

છે તે (ભ્રાંતિ) જ્ઞાનનો બાધ કરીને હું આત્મા છું અને તે જ આત્મા બ્રહ્મથી ભિન્ન નથી એવી દૃઢતા ચિત્તમાં થાય ત્યારે દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન પૂર્ણ થયું કહેવાય.

**જ્ઞાનનું વર્ણન: (૧) સાધન:** જ્ઞાન સંપાદન કરવા માટે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન એ **જ્ઞાનનાં સાધનો** છે.

**(૨) સ્વરૂપ:** દેહાદિક જે અનાત્મ વસ્તુઓ છે તેનાથી ભિન્ન આત્મ વસ્તુ જે પ્રત્યક્ ચૈતન્ય છે તેનું વારંવાર વિવેચન તે **જ્ઞાનનું સ્વરૂપ.**

**(૩) ફળ:** અહંકારાદિક જે અનાત્મ વસ્તુઓ તેની સાથે આત્માના તાદાત્મ્ય અધ્યાસરૂપ જે ગ્રંથિ તેનો સંપૂર્ણ નાશ (ફરીથી ઉદય ન થવો) તે જ્ઞાનનું ફળ.

**(૪) અવધિ:** અજ્ઞાની મનુષ્યને જેમ દેહમાં આત્મબુદ્ધિ હોય છે, તેવી જ પરમાત્મામાં આત્મબુદ્ધિ થવી તે **જ્ઞાનની અવધિ** (અંત) છે.

**શિષ્ય: વિચાર એટલે શું?**

**ગુરુ: આત્મા અને અનાત્માને યથાર્થ, જુદા-જુદા જાણવા તે વિચાર.**

**શિષ્ય: આ વિચાર શાથી થાય?**

**ગુરુ: ઈશ્વર, વેદ, ગુરુ અને મન એ ચારની કૃપાથી વિચાર થાય છે.**

## ચાર કૃપાઓ

**(૧) ઈશ્વરકૃપા:** મનુષ્યદેહની પ્રાપ્તિ, ચિંતારહિત શરીરનિર્વાહનું સાધન, જ્ઞાન સંપાદન કરવાની સામગ્રી તથા

પૂર્વે અનેક જન્મોમાં કરેલાં વૈદિક, નિષ્કામ, શુભ કર્મોના પરિણામે જગદીશ્વરના અનુગ્રહથી કોઈ વેદાંતશાસ્ત્રના યથાર્થ જ્ઞાતા એવા સદ્ગુરુની પ્રાપ્તિ એ બધું **ઈશ્વરકૃપા** કહેવાય.

(૨) **વેદકૃપા** : શાસ્ત્રના અર્થ ધારણ કરવાની શક્તિ તે વેદકૃપા છે.

(૩) **ગુરુકૃપા** : શિષ્યના મનમાં આત્મા અને પરમાત્માની એકતાનો નિશ્ચય થાય તેવી રીતે શાસ્ત્રનાં પ્રમાણ તથા પોતાની યુક્તિ અને અનુભવથી શિષ્યને જે બોધ કરવો તે ગુરુકૃપા.

(૪) **મનની કૃપા** : વેદાંતશાસ્ત્ર અને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનાં ઉપદેશવચનોને અનુસરીને, વિવેકાદિક સાધનો સંપાદન કરવાં તે **મનની કૃપા.**

શિષ્ય : આવા વિચારનું ફળ શું ?

ગુરુ : આવા વિચારથી દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે.

શિષ્ય : આવો વિચાર ક્યાં સુધી કરવો ?

ગુરુ : દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય ત્યાં સુધી.

શિષ્ય : આ વિચાર શાનો કરવો ?

ગુરુ : (૧) હું કોણ છું ? (૨) બ્રહ્મ એ શું ? અને (૩) પ્રપંચ એ શું ? આ ત્રણ વસ્તુઓનો વિચાર કરવો.

આ ત્રણ વસ્તુઓનું સાધારણ સ્વરૂપ. (૧,૨) હું અને બ્રહ્મ ચૈતન્ય છીએ. જ્યારે (૩) પ્રપંચ એ જડ છે.

શિષ્ય : પ્રપંચ એટલે શું ?

ગુરુ : (સમષ્ટિ તથા વ્યષ્ટિ) સ્થૂળ, સૂક્ષ્મ તથા

કારણ દેહો, તેમની અવસ્થાઓ, પંચકોશ તથા તેમના ધર્મો વગેરે નામ અને રૂપ પ્રપંચ કહેવાય છે.

**સમષ્ટિ**=(ઈશ્વર)=સમૂહ (જેમ વન અનેક વૃક્ષોનો સમૂહ હોવાથી સમષ્ટિ કહેવાય.)

**વ્યષ્ટિ**=(જીવ)=એક. (જેમ એક ઝાડ.)

**સમષ્ટિના દેહ:** વિરાટ (સ્થૂળ દેહ), હિરણ્યગર્ભ (સૂક્ષ્મ દેહ), ઈશ્વર (કારણ દેહ).

**સમષ્ટિની અવસ્થાઓ:** ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય.

**વ્યષ્ટિની અવસ્થાઓ:** જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ.

**દેહના ધર્મો:** અસત્, જડ, દુ:ખરૂપ, ઉત્પત્તિ અને નાશવાન.

**પંચકોશ:** અન્નમય, પ્રાણમય મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય એ પાંચ કોશ (ત્રણ દેહમાં) છે.

**શિષ્ય: ચૈતન્ય એટલે શું?**

**ગુરુ: (૧) જે પોતે જ્ઞાનરૂપ છે, (૨) ઘટ આદિ સર્વ નામરૂપ પ્રપંચને જાણે છે; પણ (૩) જેને મન, ઇંદ્રિયો આદિ બીજું કોઈ જાણી શકતું નથી તે ચૈતન્ય છે.**

**શિષ્ય: જડનું સ્વરૂપ શું?**

**ગુરુ: (૧) જે પોતાને જાણતું નથી અને (૨) જે બીજાને પણ જાણતું નથી એવું જે અજ્ઞાન તથા તેમાંથી ઊપજેલું ભૂત, ભૌતિક પદાર્થ એ બધું જડ કહેવાય.**

**પંચભૂત:** આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી.

**ભૌતિક:** પાંચ ભૂતમાંથી થયેલું પિંડ બ્રહ્માંડાદિક.

**અજ્ઞાન :** अ+ज्ञान=ન જાણવું તે.

**શિષ્ય :** આ ત્રણ વસ્તુઓના વિચારનું ફળ શું ?

**ગુરુ :** (૧) સામવેદનું મહાવાક્ય तत्त्वमसि તેમાં तत्, त्वम् અને असि એવાં ત્રણ પદો છે, तत् પદનો વાચ્ય અર્થ ઈશ્વર છે; त्वम् પદનો વાચ્ય અર્થ જીવ છે. તે બન્નેની ઉપાધિ આ નામ અને રૂપ-(આકાર)વાળો પ્રપંચ છે.

(अ) જેમ દોરડીમાં સાપની પ્રતીતિ થાય છે; (ब) ઠૂંઠામાં ચોરની પ્રતીતિ થાય છે અને (क) ખારી ભૂમિમાં જળની પ્રતીતિ થાય છે; તે સર્વ પ્રતીતિ વિચાર કરતાં મિથ્યા સમજાય છે અને તેથી તે મિથ્યા પ્રતીતિનો ત્યાગ કરીએ છીએ.

તેમ જીવ તથા ઈશ્વરની ઉપાધિરૂપ જે પ્રપંચ તેનો પણ વિચાર કરી, મિથ્યા જાણતાં ત્યાગ કરવો એ પ્રપંચના વિચારનું એક ફળ છે. વળી–

(૨) त्वम् પદનો લક્ષ્ય અર્થ જે 'તું' આત્મા તે तत् પદનો લક્ષ્ય અર્થ જે 'બ્રહ્મ' તે રૂપ છું; તેનાથી લગારે ભિન્ન નથી. આ પ્રમાણે બ્રહ્મ આત્માની એકતાનો વિચાર કરી, તે જ સત્ય છે એવો નિર્ણય કરવો એ 'હું કોણ છું ?' અને 'બ્રહ્મ કોણ છે ?' એના સંબંધી વિચારનું બીજું ફળ છે.

## જીવ અને ઈશ્વરનું સ્વરૂપ

**જીવ :** અંતઃકરણ, તેમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ અને તે બન્નેનું અધિષ્ઠાન કૂટસ્થ એ ત્રણ મળી જીવ બને છે.

**ઈશ્વર :** માયા, માયામાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ અને તેમનું અધિષ્ઠાન 'બ્રહ્મ' એ ત્રણ મળી ઈશ્વર થાય છે.

## ઈશ્વરના સ્વરૂપનો વાચ્યાર્થ

### વાચ્ય ઉપાધિ માયા

| ઈશ્વરના ત્રણ દેહ | વિરાટ | હિરણ્યગર્ભ | અવ્યાકૃત |
|---|---|---|---|
| ત્રણ અભિમાની | વૈશ્વાનર | સૂત્રાત્મા | ઈશ્વર |
| ત્રણ અવસ્થા | ઉત્પત્તિ | સ્થિતિ | પ્રલય |

ઉપર મુજબ નવ તત્ત્વ અને તે બધાંનું કારણ (૧૦) માયા તથા તેનું અધિષ્ઠાન (૧૧) પરબ્રહ્મ, એ અગિયાર મળી **ઈશ્વર** શબ્દનો **વાચ્યાર્થ** થાય છે.

માયા અને માયાનાં નવ કાર્યનો બાધ કરતાં એક, અવિકારી, પૂર્ણાનંદ, સર્વાત્મા પરબ્રહ્મ રહે તે લક્ષ્યાર્થ જાણો.

### તત્પદ ઈશ્વરનો વાચ્યાર્થ

અવ્યાકૃત, હિરણ્યગર્ભ, અરુ વૈરાટ પ્રમાણ;
તીન **દેહ** ઈશકે કહે, જો હૈ વેદ પ્રમાણ. ૧

ઉત્પત્તિ, સ્થિતિ અરુ તીસર પ્રલય જાન;
તીન **અવસ્થા** ઈશકી, જાનો પરમ સુજાન. ૨

વૈશ્વાનર, સૂતરાતમા, અરુ ઈશ્વર પિછાન;
તીન **અભિમાની** ઈશકા, જાનો શાસ્ત્ર પ્રમાન. ૩

તીન અવસ્થા, દેહ તીન, અરુ અભિમાની જાન;
ઈમ નવ ગિનો ઈશકે, માયા ઉપાધિવાન. ૪

એ સબકા અધિષ્ઠાન જો, ચેતન બ્રહ્મ પિછાન;
ઈન એકાદશ તત્ત્વ હૈ, તત્ પદ **વાચ્ય** સુજાન. ૫

## જીવના સ્વરૂપનો વાચ્યાર્થ

### વાચ્ય ઉપાધિ અવિદ્યા

| જીવના ત્રણ દેહ | સ્થૂળ | સૂક્ષ્મ | કારણ |
|---|---|---|---|
| ત્રણ અભિમાની | વિશ્વ | તૈજસ્ | પ્રાજ્ઞ |
| ત્રણ અવસ્થા | જાગ્રત | સ્વપ્ન | સુષુપ્તિ |

ઉપર મુજબ નવ કાર્યો, તે બધાંનું કારણ (૧૦) અવિદ્યા અને તેનું અધિષ્ઠાન (૧૧) કૂટસ્થ ચૈતન્ય—એ અગિયાર મળી જીવ શબ્દનો **વાચ્યાર્થ** થાય છે.

અવિદ્યા અને અવિદ્યાનાં નવ કાર્યોનો બાધ કરતાં એક, કૂટસ્થ, સાક્ષી, અસંગ અને સચ્ચિદાનંદ સ્વરૂપ રહે તેને જીવ શબ્દનો **લક્ષ્યાર્થ** જાણો.

### ત્વમ્ પદ જીવનો વાચ્યાર્થ

જાગ્રત, સ્વપન, સુષુપતિ, તીન **અવસ્થા** જાન;<br>
સ્થૂલ, સૂક્ષ્મ અરુ કારણ, તીનોં દેહ પ્રમાન. ૧<br>
વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, ઇન, તીન **અભિમાની** જાન;<br>
ઈમ નવ ગિનો જીવકે, હેતુ અવિદ્યા માન. ૨<br>
એ સબકા અધિષ્ઠાન જો, અચલ, કૂટસ્થ, મનાય;<br>
ઈન એકાદશ તત્ત્વ જો, ત્વમ્ પદ **વાચ્ય** ગનાય. ૩

### તત્ ત્વમ્ વાચ્યાર્થ શોધન

કહે તત્ત્વ ‘જીવ’ ‘ઈશ’ કે, હિરદે કરો વિચાર;<br>
દશહુ વિરોધિ ત્યાગકે, લક્ષ્ય ભાગ જો સાર. ૧<br>
‘જીવ’ લક્ષ્ય ‘કૂટસ્થ’ હૈ, ‘ઈશ’ કો બ્રહ્મહિ જાન;<br>
સો દોનોં તો એક હૈ, જાનો સકલ સુજાન. ૨

શિષ્ય : આવા વિચારનો અધિકારી કોણ ?

ગુરુ : ઉત્તમ જિજ્ઞાસુ આ વિચારનો અધિકારી છે અને તે અધિકારી ગુરુજીએ કૃપા કરી ઉપદેશેલી વેદાંતની પ્રક્રિયાનો રૂડા પ્રકારે વિચાર કરી 'હું બ્રહ્મ જ છું' એવો અપરોક્ષ અનુભવ કરે.

## ઉત્તમ જિજ્ઞાસુનું લક્ષણ

(૧) ચાર સાધન સંપન્ન હોય; (૨) બ્રહ્મનિષ્ઠ ગુરુ તથા વેદાંતશાસ્ત્રનાં વચનોમાં દૃઢ શ્રદ્ધાવાળો હોય; (૩) અધોગતિનું કારણ જે કુતર્ક તે કદી ન કરે એવો તથા (૪) પોતાના સ્વરૂપને જાણવાની તીવ્ર ઇચ્છાવાળો હોય તે ઉત્તમ જિજ્ઞાસુ કહેવાય. અથવા–

मल विछेप जाके नहिं, किंतु एक अज्ञान।
व्है चव साधन सहित नर, सो अधिकृत मतिमान ॥

અર્થ : જેના અંતઃકરણમાં મળ તથા વિક્ષેપ દોષ નથી; પરંતુ સ્વરૂપ સંબંધી અજ્ઞાન છે; (જેને લીધે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એવા ત્રણ તાપથી દુઃખી થાય છે.) તથા જે વિવેકાદિક ચાર સાધન યુક્ત હોય તે બુદ્ધિમાન પુરુષને ઉત્તમ અધિકારી જાણવો.

## અંતઃકરણના ત્રણ દોષ

(૧) મળ, (૨) વિક્ષેપ, (૩) આવરણ.

(૧) **મળ :** કામ, ક્રોધ, લોભ વગેરેના હેતુરૂપ પાપ તે મળ.

(૨) **વિક્ષેપ :** મનની ચંચળતા તે વિક્ષેપ :

(૩) **આવરણ :** વસ્તુનું ભાન ન થવા રૂપ અજ્ઞાન તે આવરણ.

## આ ત્રણ દોષ દૂર કરવાના ઉપાય

(૧) શાસ્ત્રમાં કહેલાં નિષ્કામ કર્મો કરવાથી અંતઃકરણનો **મળ** દોષ દૂર થાય છે; માટે જ્યાં સુધી અશુભ વાસનાઓ જણાય ત્યાં સુધી નિષ્કામ શુભ કર્મ કર્યા કરવાં.

(૨) શાસ્ત્રમાં કહેલી ઉપાસના કરવાથી **વિક્ષેપ** દોષ દૂર થઈ મન સ્થિર થાય છે.

(૩) જ્ઞાનથી **આવરણ** દોષ દૂર થાય છે.

## ચાર સાધન

(૧) વિવેક, (૨) વૈરાગ્ય, (૩) શમાદિ છ સંપત્તિ અને (૪) મુમુક્ષુતા, એ ચાર સાધનો છે.

(૧) **વિવેક** : આત્મા નિત્ય છે તેથી ભિન્ન, તે સર્વ અનિત્ય છે એવો જે નિશ્ચય તે વિવેક.

(આવો વિવેક પંડિતો જેઓ શાસ્ત્રાભ્યાસ કરે છે, તેઓને પણ થાય છે. પરંતુ નિષ્કામ કર્મ તથા ઉપાસના વડે શુદ્ધ અને એકાગ્ર નહિ થયેલા અંતઃકરણમાં એ વિવેક ઊપજે છે; તેથી ખારવાળી ભૂમિમાં વાવેલા છોડની પેઠે તે સુકાઈ જાય છે અને તેથી તેને વૈરાગ્ય આદિ ફળ લાગતાં નથી.)

(૨) **વૈરાગ્ય** : આ લોક તથા પરલોકના ભોગોની ઇચ્છાનો ત્યાગ.

(૩) **શમાદિક** છ સાધનો.

શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ, તિતિક્ષા.

**શમ** : શબ્દાદિ બાહ્ય વિષયોથી મનને રોકવું તે.

**દમ** : વિષયોથી ઇંદ્રિયોને રોકવી તે.

**શ્રદ્ધા** : ગુરુ અને વેદનાં વચનો સત્ય જ છે એવો વિશ્વાસ તે.

**સમાધાન:** (સત્ લક્ષ્ય સાધવામાં) ચિત્તની એકાગ્રતા તે.

**ઉપરામ:** એને ઉપરતિ પણ કહે છે. એક વખત ત્યાગ કર્યા પછી, પ્રાપ્ત થયેલા તે તે વિષયોની ઇચ્છા ન કરવી તેને ઉપરતિ કહે છે.

**તિતિક્ષા:** ટાઢ, તાપ આદિ જોડકાંને સહન કરવાનો જે સ્વભાવ તે.

## અધ્યાત્માદિ દુઃખ

(१) अध्यात्म दुःख: આત્માનો આશ્રય કરીને રહેવાવાળાં સ્થૂળ તથા સૂક્ષ્મ શરીર તેને **અધ્યાત્મ** કહે છે. તે શરીરના સંબંધથી ઉત્પન્ન થતાં જે દુઃખ તે **અધ્યાત્મ** દુઃખ કહેવાય.

## આ દુઃખ(તાપ)ના બે પ્રકાર

(अ) આધિ: માનસિક ચિંતાથી થતાં દુઃખ (સૂક્ષ્મ શરીરમાં).

(ब) વ્યાધિ: તાવ આદિ રોગથી થતાં દુઃખ (સ્થૂળ શરીરમાં).

(२) अधिभूत दुःख: પોતાના શરીરથી ભિન્ન પણ ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જાણી શકાય તેવા કારણથી થતાં દુઃખ, જેવાં કે ચોર, વ્યાઘ્ર, સ્ત્રી, પુત્રાદિથી થતાં દુઃખ.

(३) अधिदैव दुःख: પોતાના શરીરથી ભિન્ન, પણ ચક્ષુ આદિ ઇંદ્રિયોથી ન જોઈ શકાય તેવાં કારણોથી થતાં દુઃખ, જેવાં કે દૈવકોપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ભૂકંપ આદિથી થતાં દુઃખ.

**શિષ્ય: આવો ઉત્તમ જિજ્ઞાસુ શું કરે?**

**ગુરુ: આવા વિવેકને પ્રાપ્ત થયેલો બુદ્ધિમાન શિષ્ય સદ્ગુરુને શરણે જઈ, તેમના ચરણકમળમાં**

સાષ્ટાંગ નમસ્કાર કરી બે હાથ જોડી વિનયપૂર્વક પ્રશ્ન પૂછે: (હે ગુરુદેવ! બંધ શું? મોક્ષ શું? જીવ કોને કહીએ? ઈશ્વરનું શું સ્વરૂપ? આત્મા અને પરમાત્માનું સ્વરૂપ શું? તે બંનેની એકતા કેમ કરી સમજાય? વગેરે.) તથા તે પ્રશ્નોના વેદ-સંમત ખુલાસા જે ગુરુએ કૃપા કરી આપ્યા હોય તેનું વારંવાર મનન કરી, 'હું બ્રહ્મ જ છું' એવો અપરોક્ષ અનુભવ કરે.

સાષ્ટાંગ=સ+અષ્ટ+અંગ=આઠ અંગ સહિત. તે આઠ અંગ :

उरसा, शिरसा, दृष्ट्या, मनसा, वचसा तथा ।
पद्भ्यां, कराभ्यां, जानुभ्यां, प्रणामोऽष्टाङ्ग उच्यते ॥

છાતી, માથું, દૃષ્ટિ, મન, વચન, બે પગ, બે હાથ તથા બે ઢીંચણ; તે આઠ અંગથી કરાતા પ્રણામને સાષ્ટાંગ પ્રણામ કહે છે.

## સદ્‌ગુરુનું સ્વરૂપ

वेद अर्थकूं भले पिछानै, आतम ब्रह्मरूप इक जानै ।
भेद पंचकी बुद्धि नसावै, अद्वय अमल ब्रह्म दरसावै ।
भव मिथ्या मृगतृषा समाना, अनुलव इम भाखत नहिं आना ।
सो गुरु दे अद्भुत उपदेशा, छेदक शिखा न लुञ्चित केशा ।

वि० सा०

અર્થ : વેદના વાચ્ય તથા લક્ષ્ય અર્થને સારી રીતે જાણતા હોય, જીવનું લક્ષ્ય સ્વરૂપ આત્મા અને બ્રહ્મ એ બન્ને એકરૂપ જ છે એવો જેમનો નિશ્ચય છે; શિષ્યની બુદ્ધિમાં ઘર કરી રહેલા પાંચ પ્રકારના ભેદનો નાશ કરે; અદ્વય (એક)

તથા અવિદ્યાદિ દોષરહિત જે બ્રહ્મ તેનું દર્શન કરાવે.

નામરૂપાત્મક સર્વ સંસાર મૃગતૃષ્ણાના જળની પેઠે મિથ્યા છે એવો વારંવાર ઉપદેશ યુક્તિ સહિત શ્રવણ કરાવે; શિષ્યને સંસારાત્મક બુદ્ધિ થાય એવો લગાર પણ ઉપદેશ ન કરે; આવાં લક્ષણવાળા સદ્ગુરુ આત્મા તથા બ્રહ્મની એકતાના વિષયમાં અદ્ભુત ઉપદેશ આપે.

## પાંચ પ્રકારના ભેદ

૧. **જીવ ઈશનો ભેદ:** કલ્પિત છે. (અવિદ્યા અને માયાની ઉપાધિથી પ્રતીત થતો હોવાથી) ઘટાકાશ અને મહાકાશના ભેદની પેઠે.

૨. **જીવોનો પરસ્પર ભેદ:** કલ્પિત છે. (સાભાસ અંતઃકરણરૂપ ઉપાધિથી પ્રતીત થતો હોવાથી) અનેક ઘટાકાશના ભેદની પેઠે.

૩. **જીવ જડનો ભેદ:** કલ્પિત છે. (સાભાસ અંતઃ-કરણ અને નિરાભાસ નામરૂપમય ઉપાધિને લીધે પ્રતીત થતો હોવાથી) સ્વપ્નના અનેક ચર–અચર પદાર્થોની પેઠે.

૪. **ઈશ જડનો ભેદ:** કલ્પિત છે. (સાભાસ માયા અને નામરૂપમય ઉપાધિથી પ્રતીત થતો હોવાથી) સાક્ષી અને સ્વપ્નપ્રપંચના ભેદની પેઠે.

૫. **જડ જડનો ભેદ:** કલ્પિત છે. (નામરૂપમય ઉપાધિથી પ્રતીત થતો હોવાથી) રજ્જુમાં કલ્પિત સર્પ દંડાદિકના ભેદની પેઠે.

આ પાંચ પ્રકારના અનુમાન પંચભેદના ખંડનમાં યુક્તિઓ છે.

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'પ્રપંચ વિષે' નામનો પહેલો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૨જો

## પ્રંપચ વિષે–ભાગ ૨જો

## (પ્રપંચનો આરોપ તથા અપવાદ)

શિષ્ય: શુદ્ધ બ્રહ્મમાં પ્રપંચનો આરોપ કેવી રીતે થયો છે?

ગુરુ: અનાદિ શુદ્ધ બ્રહ્મમાં અનાદિ કલ્પિત પ્રકૃતિ છે. તે પ્રકૃતિનો બ્રહ્મની સાથે અનાદિ કલ્પિત તાદાત્મ્ય સંબંધ છે. આ સંબંધ એટલે કલ્પિત ભેદ, વાસ્તવિક અભેદરૂપ છે.

પ્રપંચ: પહેલા વિશ્રામમાં પૃ. ૨૪ વાંચો.

આરોપ: બ્રહ્મરૂપ વસ્તુમાં અજ્ઞાન અને તેના કાર્યરૂપ અવસ્તુનું કથન. એને અધ્યારોપ પણ કહે છે.

### વેદાંત મત પ્રમાણે અનાદિ વસ્તુઓ

ब्रह्म माया संबंध रु जीव ईश भेद तिन।
षट् ये अनादि तामें ब्रह्मानंत मानिये ।।

(૧) શુદ્ધ બ્રહ્મ, (૨) પ્રકૃતિ, (૩) તે બેનો સંબંધ, (૪) જીવ, (૫) ઈશ્વર અને (૬) તે અનાદિ વસ્તુઓનો પરસ્પર ભેદ. આ છ વેદાંતમાં અનાદિ કહ્યાં છે. વળી આ પ્રપંચ પણ પ્રવાહરૂપે અનાદિ માન્યો છે.

બ્રહ્મ અનાદિ અનંત છે; જ્યારે બાકીનાં પાંચ અનાદિ સાંત છે. (સ+અંત=અંતવાળાં.)

અનાદિ=જે વસ્તુ ઉત્પત્તિરહિત હોય તે સ્વરૂપથી અનાદિ કહેવાય. (અન્+આદિ=ઉત્પત્તિરહિત.)

**કલ્પિત**=જેની હયાતી નથી છતાં સસલાના શિંગડાની તથા મૃગજળની પેઠે ભ્રાંતિથી દેખાય (પ્રતીત થાય) તે.

## અનાદિ

૧. **બ્રહ્મ અનાદિ છે;** કારણ કે તે બ્રહ્મ અવિદ્યાનું અધિષ્ઠાન છે, તેથી તે બ્રહ્મની ઉત્પત્તિ અવિદ્યા(મૂળ પ્રકૃતિ)થી સંભવે નહિ. વળી પ્રકૃતિ, શુદ્ધ બ્રહ્મ અને પ્રકૃતિનો સંબંધ–ઈશ્વર તથા જીવ આદિની સિદ્ધિ તો બ્રહ્મ વિના બની શકતી નથી માટે બ્રહ્મ અનાદિ છે.

૨. **અવિદ્યા અનાદિ છે;** કારણ કે બ્રહ્મ નિર્વિકાર છે. તેવા બ્રહ્મથી અવિદ્યાની ઉત્પત્તિ સંભવે નહિ; અને જીવ, ઈશ્વર આદિની સિદ્ધિ અવિદ્યા(મૂળ પ્રકૃતિ)ની સિદ્ધિને આધીન છે; તેથી તેમનાથી અવિદ્યાની ઉત્પત્તિ સંભવે નહિ, માટે અવિદ્યા અનાદિ છે.

૩,૪. **જીવ, ઈશ્વર અનાદિ છે;** કારણ કે કેવળ બ્રહ્મથી અથવા કેવળ માયાથી અથવા પરસ્પરથી (ઈશ્વરથી જીવની અને જીવથી ઈશ્વરની) અથવા પોતાની મેળે (સ્વસિદ્ધિને આધીન) ઈશ્વર તથા જીવની ઉત્પત્તિ સંભવી શકતી નથી; અને અવિદ્યા તથા ચેતનના સંબંધની સિદ્ધિથી જ ઈશ્વર તથા જીવની સિદ્ધિ છે. તે સંબંધ પોતે પણ અનાદિ છે તેથી તેનાથી પણ ઈશ્વર તથા જીવની ઉત્પત્તિ સંભવે નહિ, માટે **ઈશ્વર તથા જીવ અનાદિ છે.**

**૫. અવિદ્યા અને ચેતનનો સંબંધ પણ અનાદિ છે;** કારણ કે બ્રહ્મ અને અવિદ્યા અનાદિ છે, તેથી તે બન્નેનો તાદાત્મ્ય સંબંધ પણ અનાદિ છે. ઈશ્વર આદિ ત્રણની સિદ્ધિ તો સંબંધની સિદ્ધિને આધીન છે; માટે તેમનાથી આ સંબંધ-ની ઉત્પત્તિ સંભવે નહિ; માટે **અવિદ્યા અને ચેતનનો સંબંધ અનાદિ છે.**

**૬. પાંચે વસ્તુઓનો પરસ્પર ભેદ પણ અનાદિ છે;** કારણ કે તેઓ પોતાથી પોતાની ઉત્પત્તિ માને તો **આત્મા-શ્રય** દોષની પ્રાપ્તિ થાય; એથી એ પાંચ વસ્તુઓની પોતાથી ઉત્પત્તિ બને નહિ. તેમની ઉત્પત્તિ ન હોવાથી તેમનો પરસ્પર ભેદ છે તેની પણ ઉત્પત્તિ બની શકતી નથી.

આ પ્રમાણે આ છ વસ્તુઓની ઉત્પત્તિ નથી તેથી તેમને **સ્વરૂપથી** અનાદિ કહી.

## માયા, અવિદ્યા તથા તમ:પ્રધાન પ્રકૃતિ

(૧) માયા, (૨) અવિદ્યા તથા (૩) તમ:પ્રધાન; પ્રકૃતિ એમ ત્રણ પ્રકારની થાય છે.

**માયા :** શુદ્ધ સત્ત્વગુણયુક્ત પ્રકૃતિ તે **માયા.**

**અવિદ્યા :** મલિન સત્ત્વગુણયુક્ત પ્રકૃતિ તે **અવિદ્યા.** અને તમોગુણ જેમાં મુખ્ય છે એવી જે પ્રકૃતિ તે **તમ:પ્રધાન પ્રકૃતિ.**

જે સત્ત્વગુણ રજોગુણ તથા તમોગુણથી દબાય નહિ પરંતુ જે પોતે રજ તથા તમને દબાવે તેવો સત્ત્વગુણ તે **શુદ્ધ સત્ત્વગુણ કહેવાય.**

જેમ બ્રાહ્મણ રાજા હોય તે બ્રહ્મત્વ અને રાજ્ય અધિ-કારવાળો હોવાથી તેના મંત્રીઓ શૂદ્ર તથા ક્ષત્રિય વર્ણના

હોય તો તે રાજા તેમનાથી દબાય નહિ; પરંતુ પોતે તે મંત્રીઓને દબાવે.

**જે સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણને દબાવી શકે નહિ; પરંતુ પોતે તે બન્નેથી દબાય તે મલિન સત્ત્વગુણ કહેવાય.**

જેમ શૂદ્ર વર્ણના બે રાજકુમારો હોય અને મંત્રી બ્રાહ્મણ હોય, રાજસત્તાથી તે શૂદ્રકુમારો બ્રાહ્મણ મંત્રીને દબાવે છે તેમ.

## ઈશ્વર તથા જીવ

मायामें आभास अधिष्ठान अरु माया मिल।
ईश सरवज्ञ जगहेतु पहिचानिये ॥ वि० सा०

અર્થ : માયામાં બ્રહ્મનું પ્રતિબિંબ અધિષ્ઠાન બ્રહ્મ તથા માયા તે ત્રણે મળી જગતકર્તા, સર્વજ્ઞ **ઈશ્વર** કહેવાય છે.

અહીં **માયા** શબ્દથી માયા તથા તમઃપ્રધાન પ્રકૃતિ (જે ઈશ્વરની ઉપાધિ છે) તે બન્ને સમજવાં. તેમાં (૧) માયા ઉપાધિવડે, ઈશ્વર (કુંભારની પેઠે) જગતનું **નિમિત્ત કારણ** છે અને (૨) તમઃપ્રધાન પ્રકૃતિની ઉપાધિથી ઈશ્વર (મૃત્તિકાની પેઠે) જગતનું **ઉપાદાન કારણ** છે.

આવી ઉપાધિને લીધે ઈશ્વર જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહેવાય છે :

मलिन सत्व अज्ञानमें, जो चेतन आभास।
अधिष्ठानयुत जीव सो, करत कर्मफल आस॥ वि० सा०

અર્થ : મલિન સત્ત્વપ્રધાન અવિદ્યામાં ચેતનનું પ્રતિબિંબ, અધિષ્ઠાન કૂટસ્થ તથા અવિદ્યા એ ત્રણે મળી અલ્પજ્ઞ

જીવ કહેવાય છે. તે કર્મના ફળની આશામાં બંધાય છે; તેથી તે ભોક્તા છે.

પંચતત્ત્વને વશ થઈ, કામાદિમાં પ્રીત,
દેહ, ઇંદ્રિય સુખને ચહે, એ જીવપણાની રીત.
સુત, વિત, દારા ધામમાં, કરે પ્રેમ ભરપૂર;
જીવપણું તે જાણીએ સદ્ગરુ પદથી દૂર.

## ઈશ્વર અને જીવનો તફાવત

ઈશ્વર અને જીવ બન્ને અનાદિ કલ્પિત છે. તેમાં ઈશ્વરની ઉપાધિ માયા એક છે અને આપેક્ષિક વ્યાપક છે; તેથી ઈશ્વર પણ એક છે અને વ્યાપક છે.

જીવની ઉપાધિ અવિદ્યા, જુદીજુદી છે અને પરિચ્છિન્ન છે તેથી જીવ પણ જુદાજુદા અને પરિચ્છિન્ન ( અલ્પ ) છે.

## આપેક્ષિક વ્યાપકતા

એક વસ્તુ બીજી વસ્તુની સરખામણીમાં બહુ મોટી લાગે, પણ તેની તેજ વસ્તુ ત્રીજી વસ્તુની સરખામણીમાં નાની( પરિચ્છિન્ન ) લાગે, તો તે પહેલી વસ્તુને આપેક્ષિક વ્યાપક કહીએ.

જેમ આપણી પાસે ત્રણ વસ્તુઓ છે: એક આની, એક રૂપિયો અને એક ગીની. અહીં રૂપિયો, એક આનીની સરખામણીમાં બહુ મોટો છે; તેથી તેને તે એની સરખામણીમાં વ્યાપક ( મોટો ) કહીએ. પરંતુ ગીનીની સરખાંમણીમાં તે બહુ નાનો છે માટે રૂપિયાની આપેક્ષિક વ્યાપકતા કહેવાય.

દૃષ્ટાંત : ૨. પૃથ્વી કરતાં જળ દસગણું વધારે હોવાથી પૃથ્વી પરિચ્છિન્ન અને જળ વ્યાપક કહેવાય; પણ જળ તેજનું કાર્ય હોવાથી અને જળ કરતાં તેજ દસગણું મોટું હોવાથી તેજની સરખામણીમાં તે વ્યાપક કહેવાય અને

જળ પરિચ્છિન્ન કહેવાય. અહીં પૃથ્વી, જળ અને તેજની સરખામણી છે તેમાં જળની આપેક્ષિક વ્યાપકતા કહેવાય.

તેજ પ્રમાણે પૃથ્વી આદિકની અપેક્ષાએ માયાને વ્યાપક કહીએ; કારણ કે માયાનો વિસ્તાર અધિક પ્રદેશમાં થયેલો છે; પરંતુ બ્રહ્મની સરખામણીમાં માયા પરિચ્છિન્ન છે માટે **માયાને આપેક્ષિક વ્યાપક કહી.**

## જીવ તથા ઈશ્વરનો ભેદ અનાદિ કલ્પિત છે

**सदेव सौम्य इदमग्र आसीत् एकमेवाद्वितीयम् ।**

छां. उप. ६ । २ । १

અર્થ: સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે, હે પ્રિયદર્શન! સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત એક સત્ જ હતું.

જીવની ઉપાધિ અવિદ્યા, જીવોનાં કર્મો સહિત, સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે માયામાં લીન થઈને રહે છે. તે માયા, સુષુપ્તિ વિષે અવિદ્યાની પેઠે બ્રહ્મથી જુદી ભાસતી નથી. માટે સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં એક જ સચ્ચિદાનંદ બ્રહ્મ હતું.

**जीवनके पूर्व सृष्टि कर्म अनुसार ईस ।**
**इच्छा होय जीव भोग जग उपजाईये ।। वि० सा०**

તે બ્રહ્મને સૃષ્ટિના આરંભમાં જીવોનાં પરિપકવ થયેલાં કર્મોરૂપ નિમિત્તથી જીવોના ભોગ માટે एकोऽहं बहुस्याम् હું એક છું તે બહુરૂપે થાઉં એવી ઇચ્છા થઈ.

તે ઇચ્છા થતાં બ્રહ્મની માયામાં ક્ષોભ થયો: પછી

**नभ वायु तेज जल भूमि भूत रचै तहां ।**
**शब्द स्पर्श रूप रस गंध गुन गाईये ।। वि० सा०**

આકાશ, વાયુ, તેજ, જળ પૃથ્વી, એ પાંચ ભૂત તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ તેમના ગુણ બનાવ્યા.

એ ભૂતોનું પંચીકૃત થયું નહોતું, ત્યાંસુધી અપંચીકૃત

હતાં. તેમાંથી સમષ્ટિ–વ્યષ્ટિરૂપ સૂક્ષ્મ સૃષ્ટિ પ્રથમ થઈ. પછી ઈશ્વરની ઇચ્છાથી તેનું પંચીકરણ થયું અને તેમાંથી સમષ્ટિ–વ્યષ્ટિરૂપ સ્થૂળ સૃષ્ટિ થઈ.

તેમાં **સમષ્ટિ** સ્થૂળ, સૂક્ષ્મ, કારણપ્રપંચનો અભિમાની **ઈશ્વર** છે અને **વ્યષ્ટિ** સ્થૂળ, સૂક્ષ્મ અને કારણપ્રપંચનો અભિમાની **જીવ** છે.

તે ઈશ્વર અને જીવમાં, ઈશ્વર (૧) સર્વજ્ઞ હોવાથી તથા (૨) માયા તેને આધીન હોવાથી, **નિત્યમુક્ત** છે. અને જીવ (૧) અલ્પજ્ઞ હોવાથી તથા (૨) અવિદ્યાને વશ હોવાથી **બદ્ધ** છે.

શુદ્ધ બ્રહ્મમાં પ્રપંચનો આરોપ આ પ્રમાણે થયો છે.

શિષ્ય : શુદ્ધ બ્રહ્મમાં. આ આરોપ સત્ય છે કે મિથ્યા ?

ગુરુ : છીપોલીમાં રૂપું, કાગળ અથવા અબરખની પેઠે અને ઠૂણકામાં ચોર તથા મરુભૂમિમાં જળના દર્શનની પેઠે આ આરોપ મિથ્યા છે.

શિષ્ય : એ આરોપ શાથી થયો ?

ગુરુ : આરોપનું કારણ અજ્ઞાન છે.

શિષ્ય : આ આરોપ શા માટે થયો હશે અને ક્યારે થયો હશે ? એ વિચારનું કંઈ પ્રયોજન છે ?

ગુરુ : ના, જેમ કોઈ ઘરની ભીંત ઉપર રાત્રિમાં કોઈએ કંઈ વિચિત્ર ચિત્ર દોર્યું. હવે તે ઘરનો વિવેકી માલિક એ ચિત્ર ક્યારે દોર્યું ? કોણે દોર્યું ? શા માટે દોર્યું ? એવા વિચારમાં આયુષ્ય ગુમાવતો નથી, પણ તેને કેવી રીતે ત્યાંથી સાફ કરવું તેનો જ વિચાર કરે છે.

તેમ આ પ્રપંચનો આરોપ શા માટે થયો? ક્યારે થયો? કોણે કર્યો? એવા વિચારનું કંઈ પ્રયોજન નથી. પણ તેની નિવૃત્તિ કેવી રીતે થાય તેનો જ ઉપાય વિવેકીએ શોધવો જોઈએ.

શિષ્ય: ભલે, તો એ આરોપની નિવૃત્તિ કેવી રીતે થાય?

ગુરુ: (૧) બ્રહ્મજ્ઞાનથી માયા અને અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

(૨) તેનાથી કાર્ય સહિત પ્રકૃતિની નિવૃત્તિ થાય છે.

(૩) પ્રકૃતિની નિવૃત્તિથી પ્રકૃતિ અને બ્રહ્મના સંબંધની નિવૃત્તિ થાય છે.

(૪) તે સંબંધની નિવૃત્તિથી જીવભાવ તથા ઈશ્વરભાવની નિવૃત્તિ થાય છે.

(૫) તે ભાવ નિવૃત્ત થતાં જીવ તથા ઈશ્વરના ભેદની નિવૃત્તિ થાય છે. અને

(૬) તે ભેદ દૂર થતાં બંધની નિવૃત્તિ થવાથી મોક્ષ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન થવાથી એક જ વખતે સર્વ આરોપની નિવૃત્તિ થાય છે. આ નિવૃત્તિનો અર્થ 'અપવાદ'.

અપવાદ: એક ગરીબ માણસ બજારમાં ફરતાંફરતાં કોઈ ચોકસીની દુકાન આગળ થઈને જતો હતો, ત્યાં તેણે એક ચાંદીનો કટકો દુકાનના પગથિયા નીચે પડેલો જોયો. બજારમાં અવરજવર હતી તથા દુકાનદાર પણ ત્યાં બેઠેલો

હતો તેથી પેલા ગરીબ માણસે વિચાર કર્યો કે સંધ્યાકાળને થોડીક વાર છે, ચોકસી દુકાન બંધ કરી ઘેર જશે અને માણસનો અવરજવર ઓછો થઈ જશે એટલે તે ચાંદીનો કટકો લઈને હું ઘેર જઈશ. આવો વિચાર કરી તે સામી દુકાનને ઓટલે બેસી રહ્યો. સંધ્યાકાળે દુકાન બંધ થતાં અને માલિક ઘેર જતાં પેલા માણસે પેલો ચાંદીનો કટકો ઉપાડ્યો. હાથમાં આવતાં જ તેને લાગ્યું કે હું તો છેતરાયો. એ ચાંદી નહોતી પણ છીપોલી હતી.

**છીપોલીમાં ભ્રાંતિથી ચાંદી કલ્પી, ચાંદીનો આરોપ કર્યો, પણ છીપોલીના વિશેષ સ્વરૂપનું જ્ઞાન થતાં તે ચાંદી નથી પણ છીપોલી છે એવો નિશ્ચય થયો. અહીં 'ચાંદી નથી' એ પ્રમાણે કલ્પિત ચાંદીની અને તે ચાંદીના જ્ઞાનની નિવૃત્તિ તેને ચાંદીનો 'અપવાદ' કહીએ.**

તેમ પ્રપંચ અને તેના જ્ઞાનનો બાધ (નિવૃત્તિ) કરવાથી અધિષ્ઠાનરૂપ શુદ્ધ વસ્તુ(બ્રહ્મ)નું જે બાકી રહેવું તે અપવાદ કહેવાય.

**શિષ્ય: આ બ્રહ્મજ્ઞાન જે સર્વ આરોપની નિવૃત્તિ કરે છે તે શાથી થાય?**

**ગુરુ: આ બ્રહ્મજ્ઞાન જે પ્રકારના વિચારથી થાય છે તે વિચારવા હવે કહું છું તે તું એક ચિત્તે શ્રવણ કર.**

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'પ્રપંચનો આરોપ તથા અપવાદ' નામનો બીજો વિશ્રામ-સમાપ્ત

# વિશ્રામ ૩જો

## 'હું કોણ છું?' એ વિષે—ભાગ ૧લો
## (તું સ્થૂળ દેહનો દ્રષ્ટા છે)

શિષ્ય : કૃપાળુ, દેહ કેટલા છે?

ગુરુ : (૧) સ્થૂળ, (૨) સૂક્ષ્મ અને (૩) કારણ એમ ત્રણ દેહ છે.

શિષ્ય : સ્થૂળ દેહ એ શું છે?

ગુરુ : પંચીકૃત પંચમહાભૂતનાં પચીસ તત્ત્વનો સ્થૂળ દેહ છે.

શિષ્ય : એ પંચમહાભૂત કયાં કયાં છે?

ગુરુ : આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી.+

શિષ્ય : પંચમહાભૂતનાં પચીસ તત્ત્વ કયાં કયાં છે?

ગુરુ : આકાશાદિ દરેક ભૂતનાં પાંચ તત્ત્વ છે. એ બધાં મળીને પચીસ તત્ત્વ (પદાર્થ) બને છે.

(૧) આકાશનાં પાંચ તત્ત્વો : કામ, ક્રોધ, શોક, મોહ અને ભય.

---

+ હાલનું વિજ્ઞાનશાસ્ત્ર આશરે ૮૦ પ્રધાનતત્ત્વ માને છે. પણ જેમજેમ આ શાસ્ત્ર પ્રગતિ પામશે તેમતેમ તેને સ્પષ્ટ થશે કે પાંચ મૂળ તત્ત્વ જ મુખ્ય છે, તેથી વધારે નહિ.

કોઈ પણ ભોગની ઇચ્છા તે કામ.

અહંતા–મમતારૂપ બુદ્ધિ તે મોહ.

**(૨) વાયુનાં પાંચ તત્ત્વો :** ચલન, વલન, ધાવન, પ્રસારણ અને આકુંચન.

**(૩) તેજનાં પાંચ તત્ત્વો :** ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા અને કાંતિ.

**(૪) જળનાં પાંચ તત્ત્વો :** શુક્ર (વીર્ય), શોણિત (લોહી), લાલા (લાળ), મૂત્ર અને સ્વેદ (પરસેવો).

**(૫) પૃથ્વીનાં પાંચ તત્ત્વો :** અસ્થિ, માંસ, નાડી, ત્વચા અને રોમ.

બધાં મળી પચીસ તત્ત્વોનાં નામ કહ્યાં.

સૃષ્ટિના આરંભમાં આ પાંચે ભૂત સૂક્ષ્મરૂપે (અપંચીકૃત) હતાં. તેમનો જીવોના સુખભોગ માટે ઈશ્વરેચ્છાથી પરસ્પર મેળાપ થયો અને સ્થૂળ સૃષ્ટિ બની, તેને પંચીકરણ થયું એમ કહેવાય છે.

**શિષ્ય : પંચીકૃત પંચમહાભૂત કોને કહીએ ?**

**ગુરુ : જે ભૂતોનું પંચીકરણ થયું છે તેમને પંચીકૃત પંચમહાભૂત કહીએ.**

**શિષ્ય : પંચીકરણ એટલે શું ?**

**ગુરુ : શાસ્ત્રમાં પંચીકરણના બે પ્રકાર વર્ણવ્યા છે : (૧) એકએક ભૂતના બે બે ભાગ થયા. તેમાંથી દરેક ભૂતનો અડધો ભાગ કાયમ રાખી બાકીના અડધા ભાગના દરેકના ચારચાર ભાગ કર્યા. દરેક ભૂતનો પોતાનો અડધો ભાગ જે આપણે અલગ રહેવા દીધો છે તેમાં બાકીનાં જે ભૂત રહ્યાં**

તેમના અડધા ભાગના જે ચારચાર ભાગ કર્યા છે તેમાંથી દરેકનો એકએક ભાગ લીધો અને તેને મોટા અડધા ભાગમાં મેળવ્યો. આ પ્રમાણે મેળવણી કરતાં જે એક આખો ભાગ થયો તેને પંચીકરણ થયું એમ કહે છે.

કોઈ પાંચ મિત્રો ઉજાણીએ નીકળ્યા. તે સમયે દરેક પોતપોતાને ભાવતાં નારંગી, કેરી, કેળાં વગેરે ફળો લાવ્યા. પોતાનાં નારંગી, કેરી વગેરે ફળના દરેકે બે બે ભાગ કર્યા. અર્ધો ભાગ પોતાને માટે રાખ્યો અને બાકીનો જે અર્ધો ભાગ રહ્યો તેના ચાર ચાર સરખા ભાગ કર્યા. દરેક મિત્રને એકએક ભાગ તેમાંથી આપ્યો.

ઉપરના પ્રકારમાં કોઈ શિષ્ય શંકા કરે છે કે દરેક ભૂતનો પોતપોતાનો અર્ધો ભાગ છે તે બીજા ભૂતોના ચાર ભાગ મળી અર્ધો ભાગ થયો તેના સાથે ભળ્યો. બીજા ભૂતોના ચાર ભાગથી પોતપોતાનો અર્ધો ભાગ તિરોધાન થાય છે; તેથી આકાશ આદિ દરેક ભૂતનું, પંચીકરણ થયા પછી, ભાન થવું ન જોઈએ; પરંતુ પંચીકરણ થયા પછી પણ તે તે ભૂતોનું ભાન થાય છે; માટે ઉપર આપેલી પંચીકરણની રીત યોગ્ય નથી.

શિષ્યની આવી શંકાનું નિવારણ કરવા માટે પંચીકરણનો બીજો પ્રકાર નીચે પ્રમાણે છે:

(૧) એક એક ભૂતના બે બે ભાગ કર્યા, પણ તે સરખા નહિ. એક ભૂતના પાંચ ભાગ કરી એક બાજુ ચાર ભાગ રાખ્યા અને બીજી બાજુ એક જ

ભાગ રાખ્યો. આ પ્રમાણે દરેક ભૂતના બે નાના-મોટા ભાગ કર્યા. પછી મોટો ભાગ જેમનો તેમ રહેવા દઈ દરેકના નાના ભાગના પાંચ-પાંચ સરખા ભાગ કર્યા અને દરેક ભૂતના બાજુ ઉપર રાખેલા મોટા ભાગમાં એકએક ભૂતના નાના પાંચ-પાંચ ભાગમાંથી એકએક ભાગ લઈ મેળવી દીધો.

| ૧૦૦ ફળનાં નામ | ચુનીલાલ પાસે નારંગી | મહાશંકર પાસે મોસંબી | ગંગાદત્ત પાસે દાડમ | ધર્મદત્ત પાસે કેરી | આત્માનંદજી પાસે કેળાં |
|---|---|---|---|---|---|
| નારંગી | ૮૦+૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| મોસંબી | ૪ | ૮૦+૪ | ૪ | ૪ | ૪ |
| દાડમ | ૪ | ૪ | ૮૦+૪ | ૪ | ૪ |
| કેરી | ૪ | ૪ | ૪ | ૮૦+૪ | ૪ |
| કેળાં | ૪ | ૪ | ૪ | ૪ | ૮૦+૪ |

પાંચ મિત્રો, દરેક સો સો ફળ લઈ ઉજાણીએ ચાલ્યાં. (નારંગી, મોસંબી, દાડમ, કેરી અને કેળાં.)

પહેલા મિત્રે સો નારંગીના બે વિભાગ કર્યા. પહેલા વિભાગમાં ચાર અંશ (૮૦) અને બીજા વિભાગમાં એક અંશ (૨૦) નંગ રાખ્યાં. બીજા વિભાગના પાંચ સરખા ભાગ કર્યા. દરેકમાં ચાર ચાર નારંગી રહી. આ બીજા

વિભાગમાંથી ચાર નારંગીનો એક અંશ એંશી નારંગી-વાળા પહેલા વિભાગમાં મેળવી દીધો. બાકીના ચાર ચાર નારંગીના ચાર વિભાગ બીજા મિત્રોને આપ્યા તેથી પ્રથમ મિત્ર પાસે પોતાની ૮૪ નારંગી રહી.

તે જ પ્રમાણે બીજા મિત્રે પોતાની એકસો મોસંબી-ના (૮૦+૨૦) ભાગ કર્યા. નાના વિભાગના પાંચ સરખા ભાગ કરી દરેકને ચાર–ચાર વહેંચી આપી. આમ કરવાથી બીજા મિત્ર પાસે પોતાની ૮૪ મોસંબી રહી.

એમ દરેક મિત્ર પાસે પોતાનાં ૮૪ ફળ તથા બીજા ચાર મિત્રો પાસેથી દરેકનાં ચાર ચાર ફળ મળી કુલ એક સો ફળ થયાં.

## આ બે પ્રકારના પંચીકરણનો તફાવત

પ્રથમ પ્રકારમાં પંચીકૃત ભૂતોમાં અર્ધો ભાગ પોતાનો અને બાકીનો અર્ધો ભાગ બીજા ચાર ભૂતોના ભાગનો આવ્યો પણ બીજા પ્રકારમાં પંચીકૃત ભૂતોમાં પોતાના એકવીસ ભાગ અને બીજા ભૂતોના ચારનો એક એમ ચાર ભાગ મળ્યા. (દરેકને સોના હિસાબે પોતાના ૮૪ ભાગ તથા બીજા ચાર ભૂતોના દરેકના ચારચાર ભાગ મળ્યા.)

શિષ્ય: આકાશાદિ ભૂતોનું પંચીકરણ સ્પષ્ટ રીતે સમજાવશો?

ગુરુ: આકાશના બે ભાગ કર્યા. તેમાંથી એક ભાગ અલગ રહેવા દીધો. બીજા ભાગના પુનઃ ચાર ભાગ કર્યા. આ ચાર ભાગને આકાશના પોતાના કોઈ ભાગ સાથે ન મેળવવા; પરંતુ

તેમાંથી એક વાયુના વિભાગ સાથે મેળવવો, એક તેજના વિભાગ સાથે, એક જળના વિભાગ સાથે અને એક પૃથ્વીના વિભાગ સાથે મેળવવો.

## સ્થૂળ દેહનાં પંચીકૃત પચીસ તત્ત્વોને સમજાવનારું કોષ્ટક

| પંચભૂત | આકાશનાં | વાયુનાં | તેજનાં | જળનાં | પૃથ્વીનાં |
|---|---|---|---|---|---|
| આકાશનાં | **શોક; શિરાકાશ** | પ્રસારણ | નિદ્રા | લાલા | રોમ |
| વાયુનાં | કામ; કંઠાકાશ | **ધાવન** | તૃષા | સ્વેદ | ત્વચા |
| તેજનાં | ક્રોધ; હૃદયાકાશ | વલણ | **ક્ષુધા** | મૂત્ર | નાડી |
| જળનાં | મોહ; ઉદરાકાશ | ચલન | કાંતિ | **શુક્ર** | માંસ |
| પૃથ્વીનાં તત્ત્વો | ભય; કટ્યાકાશ | આકુંચન | આલસ્ય | શોણિત | **અસ્થિ** |

દરેક તત્ત્વના મુખ્ય ભાગ કાળા અક્ષરમાં છાપ્યા છે.

પંચીકરણની રીત પ્રમાણે છેલ્લા અસ્થિતત્ત્વથી આરંભી નીચેથી ઉપર વાંચતા જવું.

## સમજણ

આકાશના પ્રથમ બે ભાગ કર્યા. તેમાંથી એક ભાગ **શિરાકાશ** અલગ રહેવા દીધો. બીજા ભાગના ચાર ભાગ કર્યા. તેમાંથી **પ્રસારણ** વાયુમાં મળ્યો; **નિદ્રા** તેજમાં મળી; **લાલા** જળમાં મળી અને **રોમ** પૃથ્વીમાં મળ્યો.

તે પ્રમાણે **વાયુના** બે ભાગ કર્યા. તેમાંથી એક ભાગ **ધાવન** રહેવા દીધો; બીજા ભાગના ચાર વિભાગમાંથી

કંઠાકાશ આકાશમાં મળ્યો; **તૃષા** તેજમાં મળી; **સ્વેદ** જળમાં અને **ત્વચા** પૃથ્વીમાં મળી.

તે પ્રમાણે **તેજના** બે ભાગ કર્યા. તેમાંથી એક ભાગ **ક્ષુધા** અલગ રાખી બીજા ભાગના ચાર વિભાગ કર્યા. તેમાંથી **હૃદયાકાશ** આકાશમાં, **વલન** (ઉત્ક્રમણ) વાયુમાં, **મૂત્ર** અને **નાડી** પૃથ્વીમાં મળ્યાં.

તે પ્રમાણે **જળના** બે ભાગ કર્યા. એક ભાગ **શુક્ર** અલગ રહેવા દીધો. બીજા ભાગના ચાર વિભાગમાંથી **ઉદરાકાશ** આકાશમાં, **ચલન** વાયુમાં, **કાંતિ** તેજમાં અને **માંસ** પૃથ્વીમાં મળ્યાં.

એવી જ રીતે **પૃથ્વીના** બે ભાગ કર્યા. તેમાંથી એક ભાગ **અસ્થિ** અલગ રહેવા દીધો. બીજા ભાગના ચાર વિભાગમાંથી **કટયાકાશ** આકાશમાં, **આકુંચન** વાયુમાં, **આલસ્ય** તેજમાં અને **શોણિત** જળમાં મળ્યાં.

આ પ્રમાણે પચીસ તત્ત્વો થઈને પંચમહાભૂતોનો પરસ્પર મેળાપ થયો છે.

**શિષ્ય : સ્થૂળ દેહમાં એ પચીસ તત્ત્વો કેવી રીતે રહે છે?**

**ગુરુ : આકાશનાં પાંચ તત્ત્વો, શિરાકાશ, કંઠાકાશ, હૃદયાકાશ, ઉદરાકાશ અને કટયાકાશ છે, તેમાં**

**(૧) શિરાકાશ અનાહત શબ્દનો આશ્રય હોવાથી આકાશનો મુખ્ય ભાગ છે.**

**(૨) કંઠાકાશમાં શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેથી તે વાયુનો ભાગ છે.**

(૩) હૃદયાકાશ પિત્તનો આશ્રય હોવાથી તેજનો ભાગ છે.

(૪) ઉદરાકાશ પીધેલા જળનો આશ્રય હોવાથી જળનો ભાગ છે અને–

(૫) કટયાકાશ ગંધનો આશ્રય હોવાથી પૃથ્વીનો ભાગ છે.

શિરઆકાશ=શિર દેશમાં રહેવાવાળું આકાશ. તે પ્રમાણે કંઠાકાશ=કંઠ દેશમાં રહેવાવાળું આકાશ, વગેરે.

આ વિશ્રામના પહેલે પાને શોક, કામ, ક્રોધ, મોહ અને ભય એ આકાશનાં તત્ત્વો કહ્યાં છે. તે તત્ત્વો વાસ્તવિક લિંગદેહના ધર્મો છે. કોઈ કોઈ ગ્રંથો પ્રમાણે તે તત્ત્વો લિંગ દેહના મુખ્ય ધર્મો છે.

પરંતુ ઘડામાં જળ ભર્યું હોય, તે જળની શીતળતા ઘડાના અણુઓમાં પ્રવેશ કરી ઘડાને શીતળ પ્રતીત કરાવે છે, તેમ તે તત્ત્વોની સ્થૂળ દેહમાં પ્રતીતિ થાય છે માટે તે સ્થૂળ દેહના ગૌણ ધર્મો છે. તેમાં–

## (બીજી રીતે) આકાશનાં પાંચ તત્ત્વો

**શોક:** આકાશનો મુખ્ય ભાગ છે; કારણ કે જ્યારે શોક થાય છે ત્યારે શરીર શૂન્ય જેવું થઈ જાય છે અને આકાશ પણ શૂન્ય જેવું છે.

કોઈ ગ્રંથમાં લોભને આકાશનો મુખ્ય ભાગ બતાવ્યો છે; કારણ કે ગમે તેટલા પદાર્થો આકાશમાં મૂકીએ તોપણ તે ભરાતું નથી, તેમ પદાર્થોની અતિ પ્રાપ્તિ થવાથી પણ લોભ ભરાતો નથી, અપૂર્ણ રહે છે. ગીતાજીમાં ભગવાન એ લોભને મહાશનઃ (ખાઉધરો), મહાપાપ્મા (મહાપાપી)

તથા વેરી કહે છે.

શોક અને આકાશ અતિશય સરખાં હોવાથી શોકને આકાશનો મુખ્ય ભાગ ગણાવ્યો છે.

(૨) **કામ:** આકાશમાં વાયુનો ભાગ મળ્યો છે; કારણ કે કામનારૂપ વૃત્તિ અતિ ચંચળ છે અને વાયુ પણ ચંચળ છે. સમાનતા ધર્મને લીધે કામને વાયુનો ભાગ કહ્યો.

(૩) **ક્રોધ:** આકાશમાં તેજનો ભાગ મળ્યો છે; કારણ કે ક્રોધ થાય છે ત્યારે શરીર તપી જાય છે અને તેજ પણ ઉષ્ણ છે માટે ક્રોધને તેજનો ભાગ કહ્યો.

(૪) **મોહ:** આકાશમાં જળનો ભાગ મળ્યો; કારણ કે પુત્રાદિક વિષે મોહ પ્રસરે છે અને જળબિંદુ પણ પ્રસરે છે માટે મોહને જળનો ભાગ કહ્યો.

(૫) **ભય:** આકાશમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે. જ્યારે ભય થાય છે ત્યારે શરીર જડ થઈ જાય છે. પૃથ્વી પણ જડતા સ્વભાવવાળી છે; માટે ભયને પૃથ્વીનો ભાગ કહ્યો.

## વાયુનાં પાંચ તત્ત્વો

(૬) પ્રસારણ, (૭) ધાવન, (૮) વલન, (૯) ચલન અને (૧૦) આકુંચન. તેમાંથી–

(૧) **પ્રસારણ:** એ વાયુમાં આકાશનો ભાગ મળ્યો છે. પ્રસારણ=પ્રસરવું. આકાશ પણ પ્રસરેલું છે તેથી તે આકાશનો ભાગ છે.

(૨) **ધાવન:** દોડવું. એ વાયુનો મુખ્ય ભાગ છે. વાયુ પણ દોડે છે માટે એ વાયુનો મુખ્ય ભાગ છે.

(૩) **વલન:** વળવું. એ વાયુમાં તેજનો ભાગ મળ્યા છે. તેજનો પ્રકાશ પણ વળે છે, તેથી તે તેજનો ભાગ છે.

(૪) **ચલન :** ચાલવું. એ વાયુમાં જળનો ભાગ મળ્યો છે. જળ પણ ગતિ કરે છે; માટે તે જળનો ભાગ છે.

(૫) **આકુંચન :** સંકોચાવું. એ વાયુમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે, પૃથ્વી પણ સંકોચ પામે છે; તેથી તે પૃથ્વીનો ભાગ છે.

## તેજનાં પાંચ તત્ત્વો

(૧૧) નિદ્રા, (૧૨) તૃષા, (૧૩) ક્ષુધા, (૧૪) કાંતિ અને (૧૫) આલસ્ય. એ પાંચ તત્ત્વોમાંથી-

(૧) **નિદ્રા :** તેજમાં આકાશનો ભાગ મળ્યો છે. નિદ્રા આવે છે, ત્યારે શરીર શૂન્ય બને છે. આકાશ પણ શૂન્યતાવાળું છે તેથી નિદ્રા આકાશનો ભાગ છે.

(૨) **તૃષા :** તેજમાં વાયુનો ભાગ મળ્યો. તૃષા કંઠને સૂકવી નાખે છે; વાયુ ભીનાં વસ્ત્રને સૂકવે છે; માટે તૃષા વાયુનો ભાગ છે.

(૩) **ક્ષુધા :** તેજનો મુખ્ય ભાગ છે. ક્ષુધા લાગે ત્યારે જે ખાવામાં આવે છે તે ભસ્મ થઈ જાય છે. અગ્નિમાં જે નાખવામાં આવે છે તે પણ ભસ્મ થઈ જાય છે, માટે ક્ષુધા એ તેજનો મુખ્ય ભાગ છે.

(૪) **કાંતિ :** તેજમાં જળનો ભાગ મળ્યો છે. કાંતિ તાપથી ન્યૂન થાય છે અને જળ પણ તાપથી ઘટે છે, તેથી કાંતિ જળનો ભાગ છે.

(૫) **આલસ્ય :** તેજમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે. આળસથી શરીર જડ થાય છે. પૃથ્વી પણ જડતાવાળી છે; તેથી આળસ પૃથ્વીનો ભાગ છે.

## જળનાં પાંચ તત્ત્વો

(૧૬) લાલા, (૧૭) સ્વેદ, (૧૮) મૂત્ર, (૧૯) શુક્ર અને (૨૦) શોણિત. તે પાંચ તત્ત્વોમાંથી–

**(૧) લાલા :** જળમાં આકાશનો ભાગ મળ્યો છે; કારણ કે તે લાંબી, ટૂંકી, ઊંચી, નીચી થાય છે, આકાશ પણ ઊંચું, નીચું, લાંબુ, ટૂંકું ભાસે છે; માટે લાલા આકાશનો ભાગ છે.

**(૨) સ્વેદ :** જળમાં વાયુનો ભાગ મળ્યો છે; કારણ કે સ્વેદ મહેનત કરવાથી થાય છે; વાયુ પણ પંખો હલાવવાથી પ્રતીત થાય છે માટે સ્વેદ વાયુનો ભાગ છે.

**(૩) મૂત્ર :** જળમાં તેજનો ભાગ મળ્યો છે; કારણ કે તે ગરમ છે. તેજ પણ ગરમ (ઉષ્ણ) છે, માટે મૂત્ર તેજનો ભાગ છે.

**(૪) શુક્ર :** જળનો મુખ્ય ભાગ છે; કારણ કે તેનો રંગ શ્વેત છે, અને ગર્ભના કારણરૂપ છે. જળ પણ શ્વેત વર્ણનું છે અને વૃક્ષના હેતુરૂપ છે, તેથી શુક્ર જળનો મુખ્ય ભાગ છે.

**(૫) શોણિત :** જળમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે; કારણ કે તેનો રંગ લાલ છે. પૃથ્વી પણ કોઈ ઠેકાણે લાલ છે; માટે શોણિત (રુધિર) પૃથ્વીનો ભાગ છે.

## પૃથ્વીનાં પાંચ તત્ત્વો

(૨૧) રોમ, (૨૨) ત્વચા, (૨૩) નાડી, (૨૪) માંસ અને (૨૫) અસ્થિ. એ તત્ત્વોમાંથી–

**(૧) રોમ :** પૃથ્વીમાં આકાશનો ભાગ મળ્યો; કારણ કે રોમ (વાળ) શૂન્ય છે. તેને કાપી નાખવાથી કાંઈ

પીડા થતી નથી. આકાશ પણ શૂન્ય છે તેથી રોમ આકાશ-નો ભાગ છે.

(૨) **ત્વચા :** પૃથ્વીમાં વાયુનો ભાગ મળ્યો; કારણ કે ત્વચા (ચામડી) વડે ટાઢું, ઊનું, કઠણ, કોમળ વગેરે સ્પર્શનું ભાન થાય છે અને વાયુ પણ સ્પર્શગુણવાળો છે તેથી ત્વચા વાયુનો ભાગ છે.

(૩) **નાડી :** પૃથ્વીમાં તેજનો ભાગ મળ્યો; કારણ કે નાડી વડે તાવની પરીક્ષા થાય છે. તેજ પણ તાપરૂપ છે તેથી નાડી તેજનો ભાગ છે.

(૪) **માંસ :** પૃથ્વીમાં જળનો ભાગ મળ્યો; કારણ કે માંસ ભીનું છે; જળ પણ ભીનું છે તેથી માંસ જળનો ભાગ છે.

(૫) **અસ્થિ :** પૃથ્વીનો મુખ્ય ભાગ છે; કારણ કે તે કઠણ છે અને પૃથ્વી પણ કઠણ છે; માટે અસ્થિ પૃથ્વીનો મુખ્ય ભાગ છે. (નખ, દાંત એ પણ અસ્થિનું જ સ્વરૂપ છે.)

આ પ્રમાણે હે શિષ્ય, સ્થૂળ દેહમાં પચીસ તત્ત્વો રહે છે.

**શિષ્ય : એ પચીસ તત્ત્વો જાણવાથી મને શો લાભ ?**

**ગુરુ : એ પચીસ તત્ત્વો જાણવાથી તને જ્ઞાન થશે કે :**

**(૧) તે તત્ત્વો પંચમહાભૂતનાં છે,**

**(૨) તે પચીસ તત્ત્વો તે હું નથી,**

**(૩) એ પચીસ તત્ત્વો મારાં નથી,**

**(૪) એ પચીસ તત્ત્વોનો હું દ્રષ્ટા છું તેથી તેનાથી ભિન્ન છું. આ પ્રમાણે તે તત્ત્વો હું નથી**

અને તે મારાં પણ નથી. હું તે સર્વ તત્ત્વોને જાણવાવાળો, દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે સર્વ તત્ત્વોથી જુદો છું. ત્યાં વાક્યવૃત્તિનું પ્રમાણ :

घटद्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा।
देहद्रष्टा तथा देहो, नाहमित्यवधारयेत्॥

અર્થ : જેમ ઘડાને જોનારો ઘડાથી જુદો છે, પણ કોઈ પ્રકારે ઘડારૂપ ન થાય, તેમ જ દેહનો દ્રષ્ટા જે હું આત્મા તે કદાપિ દેહરૂપ નથી એવો નિશ્ચય કરવો.

આવો નિશ્ચય થવો એ પચીસ તત્ત્વ જાણ્યાનો લાભ છે.

શિષ્ય : એ પચ્ચીસ તત્ત્વો મારાં નથી તથા તે હું નથી એ કેવી રીતે જાણું ?

ગુરુ : તે સમજાવવા હું તને પ્રથમ આકાશનાં પાંચ તત્ત્વોનો વિચાર બતાવું છું :

જ્યારે શોક થાય ત્યારે તેને તું જાણે છે. શોક થયેલો નથી હોતો ત્યારે તે શોકનો અભાવ તું જાણે છે તેથી તું એવો નિર્ણય કરી શકે કે શોક મને થાય છે તેથી તે હું નહિ અને તે આકાશનો ધર્મ છે તેથી તે મારો નહિ. હું તો તે શોકનો દ્રષ્ટા છું અને તેથી ઘટદ્રષ્ટાની પેઠે તે શોકથી ન્યારો છું.

એ જ પ્રમાણે કામ, ક્રોધ, મોહ, ભય, ચલન, વલન, ધાવન, પ્રસારણ, આકુંચન; ક્ષુધા, તૃષા, નિદ્રા, આળસ, કાંતિ; શુક્ર, શોણિત, લાળ, મૂત્ર, સ્વેદ; અસ્થિ, માંસ, ત્વચા, નાડી અને રોમ; એ તત્ત્વોમાંથી જે જે તત્ત્વનો ભાવ (હયાતી) હોય તેના ભાવને તું જાણે અને અભાવ હોય તો તે અભાવને પણ તું જાણે, તેથી ઉપર પ્રમાણે

વિચાર કરી દરેક વખતે તું નીચે પ્રમાણે નિશ્ચય કરતો રહે:

(૧) તે તત્ત્વ હું નહિ.

(૨) તે તત્ત્વ મારું નહિ. (જે જે ભૂતનું હોય તેનું છે.) પણ (૩) હું તે તત્ત્વનો દ્રષ્ટા, તે તત્ત્વથી ન્યારો છું અને પછી 'હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું' એવો અભ્યાસ કર.

**શિષ્ય: ઉપર જણાવી ગયા તે પ્રમાણે એ પચીસ તત્ત્વ હું નથી તથા તે મારાં નથી એ જાણવાથી શો લાભ?**

**ગુરુ: તે જાણવાથી સ્થૂળદેહ તથા તેના ધર્મો તે હું નથી અને તે મારા નથી એવો નિશ્ચય થશે.**

**સ્થૂળદેહના ધર્મો**

(૧) નામ, (૨) જાતિ, (૩) આશ્રમ, (૪) વર્ણ, (૫) સંબંધ, (૬) પરિણામ, (૭) જન્મમરણ ઇત્યાદિક છે.

**શિષ્ય: [૧] નામ હું નથી અથવા એ મારું નથી એ કેવી રીતે જાણું?**

**ગુરુ: (૧) જન્મ્યા પહેલાં નામ નહોતું;**

**(૨) જન્મ્યા પછી વ્યવહાર સિદ્ધ કરવા નામ સંબંધીઓએ કલ્પી લીધું.**

**(૩) શરીરના જુદા જુદા અવયવોનો વિચાર કરીશ તો તે નામ જણાશે નહિ; માટે આવો નિશ્ચય કરી શકે; (૧) નામ તે હું નહિ; (૨) નામ મારું નથી; (૩) નામ સ્થૂળ દેહનું કલ્પિત છે.**

**(૪) હું તે નામને જાણવાવાળો તથા દ્રષ્ટા**

છું તેથી તે નામથી જુદો છું.

શિષ્ય : [ ૨–૬ ] જાતિ, વર્ણ વગેરે હું નથી, તથા મારાં નથી એ હું કેવી રીતે જાણું ?

ગુરુ : [ ૨ ] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એવી ચાર જાતિ છે. તે સ્થૂળ દેહને છે. સૂક્ષ્મ દેહ અથવા આત્માના ધર્મ નથી તથા તે જાતિનો આત્મા સાથે અગર સૂક્ષ્મ દેહ સાથે સંબંધ નથી; કારણ કે–

સૂક્ષ્મ ( લિંગ ) દેહ તથા આત્મા જે પૂર્વ દેહ વિષે હતા તે જ વર્તમાન દેહ તથા ભાવિ દેહ વિષે રહે છે, પરંતુ જાતિ તો જે પૂર્વ દેહ વિષે હતી તે આ દેહમાં રહેતી નથી અને આ દેહમાં જે જાતિ છે તે ભાવિ દેહમાં હોતી નથી. માટે જાતિ સ્થૂળ દેહનો ધર્મ છે, આત્મા અથવા લિંગ દેહનો એ ધર્મ નથી.

શરીરના બીજા અવયવો વિષે જોતાં પણ તેમાં જાતિ જણાતી નથી; માટે–

( ૧ ) એ બ્રાહ્મણ આદિ જાતિ હું નથી.

( ૨ ) તે મારી નથી. ( ૩ ) તે જાતિ સ્થૂળ દેહમાં આરોપિત ( કલ્પિત ) છે;

( ૪ ) હું તેનો જાણનાર તેનાથી ન્યારો છું; એવો નિશ્ચય કર.

[ ૩ ] બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એવા ચાર આશ્રમ એ પણ સ્થૂળ દેહમાં આરોપિત કરેલા હોવાથી તે 'હું નથી અને તે મારા નથી,' હું તેમને જાણ-વાવાળો તેમનાથી જુદો છું એવો નિશ્ચય કર. ( દરેક

આશ્રમમાં તે તે આશ્રમીને જુદાં જુદાં કર્મ કરવાનાં હોય છે, આશ્રમ જો સ્થૂળ દેહનો ધર્મ હોત તો બધાનાં એકસરખાં કર્મ હોત.) માટે આશ્રમ સ્થૂળ દેહમાં આરોપિત (કલ્પિત) છે.

હે ભાઈ, [૪] રાતો, પીળો, કાળો વગેરે વર્ણ (રંગ); [૫] પિતા–પુત્ર; ગુરુ–શિષ્ય; પતિ–પત્ની; સ્વામી–સેવક વગેરે સંબંધ;

[૬] લાંબો, ટૂંકો, જાડો, પાતળો, વાંકો, સીધો વગેરે પરિણામ (માપ)–તેનો પણ ઉપર પ્રમાણે વિચાર કરીશ તો તારા સમજવામાં આવશે કે તે બધાય–

(૧) સ્થૂળ દેહમાં આરોપિત છે અને તેથી તેમાં જ ભાસે છે અને (૨) તું તો તે સ્થૂળ દેહથી ન્યારો, નિરાકાર, નિર્ધર્મ, અપરિમાણી છે; માટે–

(૧) તે રંગ, સંબંધ તથા પરિમાણ 'હું નથી.' (૨) તે 'મારાં નથી;' (૩) તે સ્થૂળ દેહનાં જ છે અને તેથી (૪) હું, તે વર્ણ, સંબંધ તથા પરિમાણનો જાણવાવાળો દ્રષ્ટા ઘટદ્રષ્ટાની પેઠે તેનાથી ન્યારો છું એવો નિશ્ચય કર તથા નીચેનો શ્લોક વારંવાર વિચાર :

नाहं मनुष्यो, न च देवयक्षौ,
न ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः ।
न ब्रह्मचारी न गृही वनस्थो
भिक्षुर्न चाहं निजबोधरूपः ॥

અર્થ : હું મનુષ્ય નથી; દેવ તથા યક્ષ નથી; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર નથી; બ્રહ્મચારી, ગૃહસ્થી, વાનપ્રસ્થી તથા સંન્યાસી નથી; (પરંતુ) હું સ્વયં જ્ઞાનસ્વરૂપ છું.

(શ્રીમત્ શંકરાચાર્ય)

શિષ્ય : [ ૭ ] હે દયાળુ, હું જન્મમરણવાન નથી; તથા મને જન્મમરણ નથી એ કેવી રીતે જાણું ?

ગુરુ : [ ૭ ] ભાઈ, વિચાર કરી જો. આત્માનો જન્મ માનીએ તો તે અનિત્ય થઈ જાય. અને આત્મા અનિત્ય થયો એ સિદ્ધાંત મીમાંસકાદિ આસ્તિક મતવાળા તથા પરલોક માનનારા છે તેમને પણ ઇષ્ટ (સંમત) નથી; કારણ કે જો આત્માને ઉત્પત્તિવાળો માનીએ તો (जातस्य हि ध्रुवो मृत्युः) જે જન્મ્યો તેનું મૃત્યુ પણ નક્કી જ. અને એમ થાય તો—

(૧) अकृताभ्यागमः અને (૨) कृतनाशः એ બે દોષની પ્રાપ્તિ થાય.

(૧) अकृताभ्यागमः=પૂર્વજન્મમાં ન કરેલાં કર્મનાં સુખદુઃખરૂપી ભોગ.

(૨) कृतनाशः=આ જન્મમાં કરેલાં કર્મનો ભોગ વિના નાશ. તેથી કર્મવાદીના મત પ્રમાણે આત્માને જો કર્તા, ભોક્તા માનીએ તોપણ તેને જન્મમરણરહિત માનવો પડશે.

તે જ પ્રમાણે આત્માને જન્મનું કોઈ કારણ સંભવતું નથી; કારણ કે આત્માનું જે કારણ હોય તે આત્માથી ભિન્ન તથા પૂર્વે હોવું જોઈએ.

(૧) આત્માથી ભિન્ન વસ્તુ અનાત્મા હોય; તે નામ તથા રૂપવાળી હોય; તે તો આત્મામાં ઠૂણકામાં ચોરની પેઠે કલ્પિત છે અને તે અનાત્મા તથા કલ્પિત વસ્તુ આત્માનું કારણ બની શકે નહિ.

(૨) બ્રહ્મ તો ઘટાકાશનું સ્વરૂપ મહાકાશની પેઠે

આત્માસ્વરૂપ જ છે. તેનાથી ભિન્ન નથી; માટે તે બ્રહ્મ પણ આત્માનું કારણ બને નહિ; માટે આત્માનો જન્મ નથી.

(૩) તેને જન્મ નથી તો મરણ તો હોય જ ક્યાંથી?

(૪) આત્માને જન્મમરણ નથી તેથી જન્મવું, હોવું, વધવું, પરિણામ પામવું, ક્ષય થવો અને વિનાશ થવો એ છ વિકારથી આત્મા મુક્ત છે, તે તો–

न जायते म्रियते वा कदाचित्
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

અર્થ: (આ આત્મા) કદી જન્મતો નથી તથા મરતો નથી. પૂર્વે નહોતો અને હાલમાં થયો છે એમ પણ નથી. તે (આત્મા) તો જન્મરહિત, નિત્ય, સનાતન તથા પુરાણો છે. (સ્થૂળ) દેહ હણાયા છતાં તે હણાતો નથી; માટે

(૧) હું જન્મમરણવાળો નથી.

(૨) મને જન્મમરણ નથી.

(૩) જન્મમરણ સ્થૂળ દેહને કર્મના સંબંધથી થાય છે.

(૪) હું જન્મમરણને જાણનાર, તેનો દ્રષ્ટા છું તથા તે આરોપિત જન્મમરણથી અને જન્મનાર વસ્તુથી જુદો છું.

વિચાર કરીને એ પ્રમાણે નિશ્ચય કર.

શિષ્ય: આ પંચભૂતની નિવૃત્તિ દૃષ્ટાંત આપી સમજાવશો?

ગુરુ: ધન્ય છે. આવી વૃત્તિ રાખીશ તો ભાઈ, તું જલદી આગળ વધીશ.

જો કોઈ મનુષ્યને ભૂતનો વળગાડ થયો હોય છે તો તે ભુવાને બોલાવી તેની પાસે, ડાકલું વગાડાવવું, બલિદાન કરવું વગેરે ક્રિયા કરાવી તે ભૂતને ત્યાંથી હાંકી મૂકે છે.

તેમ (૧) આકાશાદિ પંચ મહાભૂત શરીરરૂપ થઈને દેહાભિમાની જીવને વળગેલાં છે. તેની નિવૃત્તિ કરવા માટે.

(૨) ભુવાના જેવા બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એવા સદ્‌ગુરુ પાસે વિધિપૂર્વક જઈને;

(૩) વેદશાસ્ત્રરૂપી ડાકલું વગાડાવી,

(૪) ઉપર જે પચીસ તત્ત્વો કહ્યાં તેમાંથી પાંચપાંચ તત્ત્વરૂપ બલિ, એકએક ભૂતને તેનો ભાગ અર્પણ (દાન) કરીને,

(૫) તે ભૂતોને કાઢી મુકાવવાં. અને

હું તે ભૂતોનો તથા તેનાં પચીસ તત્ત્વોનો દ્રષ્ટા છું એવો નિશ્ચય કરવો, જેથી આ પંચ મહાભૂતોની નિવૃત્તિ થશે.

## સદ્‌ગુરુ પાસે વિધિપૂર્વક જવું

**વિધિ:** तद्विज्ञानार्थं सद्‌गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

અર્થ: તે બ્રહ્મજ્ઞાન મેળવવા હાથમાં સમિધ આદિ (કોઈ પ્રકારની ભેટ) લઈને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જવું. પછી સાષ્ટાંગ નમસ્કાર કરી, હે ભગવન્, મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા કૃપા કરો. હે ગુરો, બંધ શું? મોક્ષનું શું સ્વરૂપ છે? અવિદ્યા કોને કહીએ? વિદ્યા કોને કહેવી? એવા વિનયપૂર્વક પ્રશ્નો પૂછવા અને સદ્‌ગુરુની

પ્રસન્નતા મેળવવા તન, મન, ધન તથા વાણી તેમને અર્પણ કરી તેમની ખૂબ સેવા કરવી.

### તન, મન, ધન તથા વાણીનું અર્પણ

तनकरि बहु सेवा विस्तारै
आज्ञा गुरुकी कबहु न टारै ।
मनमें प्रेम रामसम राखै
व्है प्रसन्न गुरु इम अभिलाखै ॥

અર્થ : શિષ્ય પોતાના **શરીર વડે** ખરા દિલથી ગુરુના ઘરની તથા શરીરની દરેક પ્રકારની સેવા કરે.

(પુરુષ શિષ્ય, સ્ત્રી ગુરુ અથવા ગુરુપત્નીના શરીરની કોઈ પ્રકારની સેવા ન કરે. અથવા સ્ત્રી શિષ્યા પુરુષ શરીરે ગુરુ હોય તો તે ગુરુના શરીરની કોઈ સેવા ન કરે. દૂરથી જે કોઈ પ્રકારની સેવા બની શકે તે પ્રેમથી કરે.)

ગુરુની આજ્ઞાનો કદી લોપ ન કરે, **મનમાં** ગુરુ ઉપર, સાક્ષાત્ રામચંદ્ર ભગવાન ઉપર જેટલો પ્રેમ લાવીએ તેટલો જ પ્રેમ રાખે અને ગુરુ ક્યારે પ્રસન્ન થશે એવી ઇચ્છા કરે.

### ધન–અર્પણના બે પ્રકાર

पत्नी पुत्र भूमि पशु दासी
दास द्रव्य ग्रह व्रीहि विनाशी ।
धन पद इन सबहिनकूं भाखै ।
व्है गुरु शरन दूर तिहि नाखै ॥

અર્થ : સ્ત્રી, પુત્ર, જમીન, ઢોરઢાંખર, દાસદાસી, ધન, રહેવાનું ઘર તથા ડાંગર આદિ સર્વ ધાન્ય એ બધુંય **ધન** કહેવાય છે, જ્યારે મુમુક્ષુ કલ્યાણની ભાવનાથી ગુરુને શરણે જાય ત્યારે તે બધાનો ત્યાગ કરે.

धन अर्पनको भेव एक कह्यो सुन दूसरो।
व्है गृहस्थ गुरुदेव, याज्ञवल्क्यसम देहु तिहिं ॥

અર્થ : ધન અર્પણ કરવાનો એક પ્રકાર કહ્યો. બીજો પ્રકાર સાંભળ. જો ગુરુદેવ યાજ્ઞવલ્ક્યમુનિના જેવા ગૃહસ્થી હોય તો બધુંય તેમને અર્પણ કરી દેવું.

## વાણી-અર્પણ પ્રકાર

भाखत गुन गन गुरुके बानी शुद्ध
दोष न कबहु अर्पन करि इम बुद्ध।

અર્થ : પોતાની વાણી વડે ગુરુજીના જે જે ગુણો હોય તે બીજાના આગળ વર્ણવવા. બુદ્ધિમાન પુરુષે ગુરુ ઉપર કદી પણ દ્વેષબુદ્ધિ તો કરવી જ નહિ.

गुरु कीजिये जानि, जल पीजिये छानी।

અર્થ : ગુરુ કરવાની ઉતાવળ ન કરવી. તેમની રહેણી-કરણી બરાબર જાણી, તેમને બરાબર ઓળખ્યા પછી જ ગુરુ માનવા (કરવા) અને જળ છાણી(ગાળી)ને પીવું એવી શાસ્ત્રની મર્યાદા છે. માટે-

दोषदृष्टि स्वप्ने नहिं आनै
हरि हर ब्रह्म गंग रवि जानै।
गुरु मुरतिको हियमें ध्याना
धारे जो चाहे कल्याना ॥

અર્થ: જો હૃદયમાં કલ્યાણની જ ભાવના હોય તો ગુરુ ઉપર જાગ્રતમાં તો શું પરંતુ સ્વપ્નમાંયે કદી દોષ-દૃષ્ટિ ન કરે.

(૧) શિષ્ય ઉપર પ્રેમભાવ બતાવે ત્યારે તેમને હરિ-(વિષ્ણુ)રૂપ જાણવા.

(૨) ગુસ્સે (ક્રોધાયમાન) થાય ત્યારે હર (મહાદેવ)-રૂપ જાણવા.

(૩) જ્યારે રાજસી વ્યવહારમાં (પ્રવૃત્તિમાં) લાગી ગયા હોય, ત્યારે બ્રહ્મારૂપ જાણવા.

(૪) જ્યારે શાંતિમાં બેઠેલા હોય ત્યારે ગઙ્ગા (દેવી)-રૂપ જાણવા અને

(૫) જ્યારે વચનરૂપી કિરણો દ્વારા ભ્રાંતિ તથા સંદેહ સહિત અજ્ઞાનને દૂર કરે, ત્યારે રવિ(સૂર્ય)-રૂપ જાણવા.

**આ પ્રમાણે (ગુરુ તો કરવા જ નહિ, પણ જો ગુરુ કર્યા તો પછી) ગુરુ ઉપર શિષ્યે હમેશાં ઈશ્વરભાવ રાખવો.**

**હે શિષ્ય, મેં તને 'સ્થૂળ દેહ, તેનાં તત્ત્વો તથા તું તેનો દ્રષ્ટા–સાક્ષી છે તે તથા ગુરુને શરણે જવાની વિધિ,' રૂડા પ્રકારે વર્ણવી. હવે જે જાણ-વાની ઇચ્છા હોય તે તું નિઃશંક થઈ પૂછ.**

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'તું સ્થૂળ દેહનો દ્રષ્ટા છે' નામનો ત્રીજો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૪થો

## 'હું કોણ છું' એ વિષે—ભાગ ૨ જો
## (તું સૂક્ષ્મ દેહનો દૃષ્ટા છે)

શિષ્ય: સૂક્ષ્મ દેહ કોને કહેવાય?

ગુરુ: અપંચીકૃત પંચમહાભૂતોનો, સત્તર તત્ત્વથી બનેલો જે દેહ તે સૂક્ષ્મ દેહ કહેવાય છે.

શિષ્ય: તે દેહનાં સત્તર તત્ત્વો કયાં કયાં છે?

ગુરુ: પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વો છે.

શિષ્ય: પાંચ જ્ઞાનેંદ્રિયોનાં નામ કહેશો?

ગુરુ: શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ—એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. જે ઇંદ્રિયો દ્વારા જ્ઞાન થાય તે ઇંદ્રિયોને જ્ઞાનેંદ્રિયો કહેવાય.

શિષ્ય: પાંચ કર્મેંદ્રિયોનાં નામ કયાં કયાં છે?

ગુરુ: વાક્, પાણિ, પાદ, શિશ્ન, ગુદા—એ કર્મેંદ્રિયોનાં નામ છે. તે ઇંદ્રિયો ક્રિયા કરવાનાં સાધન છે માટે તેમને કર્મેંદ્રિયો કહી.

શિશ્નને ઉપસ્થ પણ કહે છે.

શિષ્ય: પાંચ પ્રાણ કયા કયા છે?

ગુરુ: પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ પ્રાણો છે.

શિષ્ય: મન કોને કહીએ ?

ગુરુ: અંત:કરણની સંકલ્પ–વિકલ્પરૂપ જે વૃત્તિ તે મન કહેવાય છે.

શિષ્ય: બુદ્ધિ કોને કહીએ ?

ગુરુ: અંત:કરણની નિશ્ચયરૂપ જે વૃત્તિ તેને બુદ્ધિ કહીએ.

શિષ્ય: અપંચીકૃત પંચમહાભૂત કોને કહીએ ?

ગુરુ: જે ભૂતોનું અંદર અંદર, ત્રીજા વિશ્રામમાં કહ્યા પ્રમાણે, પંચીકરણ ( મેળાપ ) થયું નથી તે ભૂતોને અપંચીકૃત ભૂતો કહે છે;

તેમને સૂક્ષ્મભૂતો કહે છે અને

તેમને તન્માત્રા પણ કહે છે.

શિષ્ય: અપંચીકૃત પંચમહાભૂતનાં સત્તર તત્ત્વોનો કેવી રીતે નિર્ણય કરવો ?

ગુરુ: एक एक भूत सत्व अंश ज्ञान इन्द्रि रचै।
कर्मइन्द्रि रजोगुण अंशतैं लखाइये ॥

પાંચ મહાભૂતોમાં દરેકનો સત્ત્વગુણ અંશભાગ તે એકએક જ્ઞાનઈંદ્રિય તથા દરેકનો રજોગુણ અંશભાગ તે એકએક કર્મઈંદ્રિય છે. જેમ કે–

પાંચ જ્ઞાનેંદ્રિયો

૧ આકાશનો સત્ત્વગુણ ભાગ તે શ્રોત્રઈંદ્રિય;
૨ વાયુનો સત્ત્વગુણ ભાગ તે ત્વચા ,,
૩ તેજનો સત્ત્વગુણ ભાગ તે ચક્ષુ ,,
૪ જળનો સત્ત્વગુણ ભાગ તે જિહ્વા ,,
૫ પૃથ્વીનો સત્ત્વગુણ ભાગ તે ઘ્રાણઈંદ્રિય;

### પાંચ કર્મેંદ્રિયો

૧ આકાશનો રજોગુણ ભાગ તે વાક્ઇંદ્રિય
૨ વાયુનો રજોગુણ ભાગ તે પાણિ ,,
૩ તેજનો રજોગુણ ભાગ તે પાદ ,,
૪ જળનો રજોગુણ ભાગ તે ઉપસ્થ,,
૫ પૃથ્વીનો રજોગુણ ભાગ તે ગુદાઇંદ્રિય છે.

શ્રોત્રઇંદ્રિય શબ્દ સાંભળે છે, તેથી તેને જ્ઞાનેંદ્રિય કહી.
વાક્ઇંદ્રિય શબ્દ બોલે છે તેથી તેને કર્મેંદ્રિય કહી.
(૧) તે બન્ને **આકાશના** ભાગ હોવાથી મિત્ર છે.
ત્વચાઇંદ્રિય સ્પર્શવિષય ગ્રહણ કરે છે.
પાણિ(હસ્ત)ઇંદ્રિય તેનો નિર્વાહ કરે છે.
(૨) તે બન્ને **વાયુના** ભાગ હોવાથી મિત્ર છે.
ચક્ષુઇંદ્રિય રૂપવિષયને જુએ છે.
પાદઇંદ્રિય તે રૂપવાળા સ્થળે ચાલી જાય છે.
(૩) તે બન્ને **તેજના** ભાગ હોવાથી મિત્ર છે.
જિહ્વાઇંદ્રિય રસવિષયને ગ્રહણ કરે છે;
ઉપસ્થઇંદ્રિય રસનો ત્યાગ કરે છે.
(૪) તે બન્ને **જળના** ભાગ હોવાથી મિત્ર છે.
ઘ્રાણઇંદ્રિય ગંધવિષયને ગ્રહણ કરે છે.
ગુદાઇંદ્રિય મળ(ગંધ)નો ત્યાગ કરે છે.
(૫) તે બન્ને **પૃથ્વીના** ભાગ હોવાથી મિત્ર છે.

### પાંચ પ્રાણ તથા મન, બુદ્ધિ વિષે

सत्वअंश पंचनको मेलि उपजत सत्व ।
रजोगुण अंश मिलि प्रान त्युं उपाईये ।।

અર્થ: અપંચીકૃત પાંચે ભૂતોના સત્ત્વગુણ અંશ

ભેગા થવાથી અંતઃકરણ અને રજોગુણ અંશ ભેગા થવાથી પ્રાણ ઉત્પન્ન થાય છે.

વસ્તુતાએ એ પ્રાણ એક જ છે, પણ સ્થાન તથા ક્રિયા-ભેદથી એક જ પ્રાણનાં જુદાં જુદાં નામ પડ્યાં છે. તેવી જ રીતે અંતઃકરણ એક જ છે, પણ ક્રિયાભેદથી જુદાં જુદાં નામ પડ્યાં છે. તે જ અંતઃકરણ અહીં મન તથા બુદ્ધિરૂપ છે. ચિત્ત તથા અહંકારનો મન અને બુદ્ધિમાં અંતર્ભાવ છે.

આ પ્રમાણે અપંચીકૃત પંચમહાભૂતોનાં કાર્ય સત્તર તત્ત્વ છે એમ જાણવું.

## પ્રાણનાં સ્થળ

हृदि प्राणो गुदेऽपानः समानो नाभिमण्डले ।
उदानः कण्ठदेशे स्यात् व्यानः सर्वशरीरगः ॥

અર્થ: પ્રાણ હૃદયપ્રદેશમાં છે, અપાન ગુદામાં છે, સમાન નાભિમાં છે, ઉદાન કંઠમાં છે અને વ્યાન સર્વ શરીરમાં છે.

શિષ્ય: આ સત્તર સત્ત્વને આ પ્રમાણે સમજવાથી શું થાય?

ગુરુ: એ સત્તર તત્ત્વ હું નથી અને તે મારાં નથી. તે તો અપંચીકૃત પંચમહાભૂતનાં છે. એવો અનુભવ થવો તે સત્તર તત્ત્વ સમજવાનું ફળ છે.

શિષ્ય: સૂક્ષ્મ દેહરૂપ આ સત્તર તત્ત્વો હું નથી તથા તે મારાં પણ નથી તે કેવી રીતે જાણવું?

ગુરુ: એ સત્તર તત્ત્વોને જાણવાવાળો હું, ઘટદ્રષ્ટાની પેઠે, તેનાથી જુદો છું. જે જાણવાવાળો હોય તે જણાનારી વસ્તુથી જુદો હોય એવો

નિયમ છે.

માટે આ સત્તર તત્ત્વો હું નથી અને તે મારાં નથી એમ જાણવું.

શિષ્ય : દૃષ્ટાંત આપી આ વિષય સમજાવશો ?

ગુરુ : (૧) નાટકશાળા; તેમાં રહેલો (૨) દીવો, (૩) રાજા, (૪) પ્રધાન, (૫) નોકર-ચાકરો, (૬) નર્તકી, (૭) વાજિંત્ર વગાડનાર અને (૮) બીજા પ્રેક્ષકો; એ બધા બેઠેલા હોય, ત્યારે તેમને દીવો પ્રકાશે છે અને તે બધા ઊઠી જાય ત્યારે ખાલી નાટકશાળાને પણ પ્રકાશે છે.

તેમ (૧) સ્થૂળ દેહરૂપી નાટકશાળામાં (૨) સાક્ષીરૂપ એવો જે હું દીવો છું તે, (૩) ચિદાભાસરૂપ રાજા, (૪) મનરૂપ પ્રધાન, (૫) પાંચ પ્રાણરૂપ નોકરચાકરો, (૬) બુદ્ધિરૂપી નાયિકા, (૭) દશ ઇંદ્રિયરૂપી બજાવવાવાળા, (૮) શબ્દાદિ પાંચ વિષયરૂપ સભાના લોક [પ્રેક્ષકો] એ બધાંય (૯) જાગ્રત તથા સ્વપ્નમાં હાજર હોય તેને હું પ્રકાશ કરું છું અને (૧૦) સુષુપ્તિ અવસ્થામાં તે બધાનો અભાવ થાય છે, ત્યારે તે અભાવને પણ પ્રકાશું છું; માટે હું, દ્રષ્ટા, તે બધાથી ન્યારો છું.

શિષ્ય : આ વિષય લંબાણથી સમજાવશો ?

ગુરુ : ૧. જાગ્રત અવસ્થામાં ઇંદ્રિય તથા અંતઃકરણ એ બન્નેની સહાયતાથી હું તે બધાંને પ્રકાશું (જાણું) છું.

૨. સ્વપ્ન અવસ્થામાં ઇંદ્રિયોની સહાય વગર

ફક્ત એક અંતઃકરણની સહાયથી જ હું જાણું છું; અને–

૩. સુષુપ્તિ અવસ્થામાં ઇંદ્રિયો તથા અંતઃકરણ બન્નેની સહાય વગર હું જ પ્રકાશું છું એમ જાણવું.

શિષ્ય: આ વિષયનું સ્પષ્ટીકરણ બીજા કોઈ દૃષ્ટાંતથી કરશો?

ગુરુ: [૧] એક પાંચ છિદ્રવાળો ઘડો લો. તેની અંદર એક કોડિયું, તેલ તથા દીવેટ સાથે મૂકી તે દીવો પ્રગટાવો.

[૨] આ દીવો, કોડિયું, તેલ, બત્તી ઘડાની અંદરના ભાગ, ઘડાનાં છિદ્રો એ બધાંયને પ્રકાશીને ઘડામાં જે છિદ્રો પડાવ્યાં છે તે છિદ્રોની સન્મુખ, બહારની બાજુએ મૂકેલી બધી વસ્તુઓ- [પુસ્તક, વીણા, મણિ, રસપાત્ર વગેરે]ને છિદ્ર દ્વારા પ્રકાશે છે.

[૩] સૂર્ય (જે પ્રકાશનું સમષ્ટિસ્વરૂપ છે તે) રૂપથી આખાય બ્રહ્માંડને પ્રકાશે છે, તથા–

[૪] મહાતેજમય સામાન્ય રૂપથી સર્વ-વ્યાપક છે. તેમ–

[૧] પાંચ જ્ઞાનેંદ્રિયરૂપી છિદ્ર જેમાં છે એવા સ્થૂળ દેહરૂપ ઘટની અંદર હૃદયરૂપી પાત્ર (કોડિયું) છે, તેમાં મનરૂપી તેલ છે, બુદ્ધિરૂપી બત્તી છે. તેમાં સળગાવેલો આત્મારૂપી દીપક છે.

[૨] તે દીપક હૃદયરૂપી પાત્રને, મનરૂપી તેલને તથા બુદ્ધિરૂપી બત્તીને અને શરીરની અંદરના

અવયવોને તેમ જ ઈંદ્રિયોરૂપી છિદ્રોને પ્રકાશે (જાણે) છે; વળી ઈંદ્રિયો સાથે સંબંધવાળા શબ્દાદિક વિષયો છે તેમને પણ ઈંદ્રિયોની મદદથી પ્રકાશે (જાણે) છે.

[૩] ઈશ્વરરૂપથી બ્રહ્માંડાદિ સર્વ બાહ્ય પ્રપંચને પ્રકાશે છે અને [૪] સામાન્ય ચૈતન્ય બ્રહ્મસ્વરૂપે સર્વવ્યાપક છે.

નાટકશાળાના તથા ઘડાના દૃષ્ટાંતથી એ સત્તર તત્ત્વો હું નથી તથા તે મારાં નથી એમ સમજી લેવું.

શિષ્ય: આ વર્ણનનું તાત્પર્ય શું?

ગુરુ: સૂક્ષ્મ શરીરનાં જે સત્તર તત્ત્વો બતાવ્યાં તે હું નથી અને મારાં પણ નથી; એ તો અપંચીકૃત પંચમહાભૂતોનાં છે; અને તેથી હું એ સર્વને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે સર્વથા જુદો છું એમ નિશ્ચય થયો.

શિષ્ય: આ સત્તર તત્ત્વો હું નથી અને તે મારાં નથી એ સમજાવવા કંઈક વિશેષ વિવેચન કરશો?

ગુરુ: ૧. શ્રોત્ર (કાન): આકાશનો સત્ત્વગુણ અંશ છે, તે આકાશનો ગુણ શબ્દ તેને સાંભળે તેને હું જાણું છું. ન સાંભળે ત્યારે તે ન સાંભળવારૂપી અભાવ તેને પણ હું જાણું છું; માટે–

તે શ્રોત્રઈંદ્રિય હું નહિ તથા આકાશનો અંશ હોવાથી એ મારી નથી. હું તેને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે તે શ્રોત્રથી ન્યારો છું.

૨. ત્વચા: વાયુનો સત્ત્વગુણ અંશ છે. તે વાયુનો ગુણ સ્પર્શ તેને જાણે તે પણ હું જાણું

છું અને સ્પર્શને ન જાણે ત્યારે ન જાણવારૂપી અભાવને પણ હું જાણું છું, માટે—

આ ત્વચા( ચામડી )ઈંદ્રિય હું નથી તથા વાયુનો અંશ હોવાથી વાયુની છે, મારી નથી. હું તેને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે તે ત્વચાથી ન્યારો છું.

૩. ચક્ષુ: તેજનો સત્ત્વગુણ અંશ છે.

તે તેજનો ગુણ રૂપ તેને જુએ તે પણ હું જાણું છું અને તેજને ન જુએ તે ન જોવારૂપ અભાવને પણ હું જાણું છું, માટે—

આ ચક્ષુઈંદ્રિય હું નથી. તેજનો અંશ હોવાથી તેજની છે, મારી નથી. હું તેને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે ન્યારો છું.

૪. જિહ્વા: જળનો સત્ત્વગુણ ભાગ છે, તે જીભ, છ પ્રકારના રસને ચાખે ત્યારે તે હું જાણું છું અને તે છ રસોને ન ગ્રહણ કરે ત્યારે તે ન ગ્રહણ કરવારૂપ અભાવને પણ હું જાણું છું, માટે—

તે જિહ્વાઈંદ્રિય હું નથી અને તે જળનો અંશ હોવાથી જળની છે; મારી નથી. હું એને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે તે જીભથી જુદો છું.

૫. ઘ્રાણ: પૃથ્વીનો સત્ત્વગુણ અંશ છે, તે પૃથ્વીના ગંધગુણને ગ્રહણ કરે તે હું જાણું છું અને ગંધને ન ગ્રહણ કરે, ત્યારે તે ન ગ્રહણ કરવારૂપ અભાવને પણ હું જાણું છું, માટે—

તે ઘ્રાણઈંદ્રિય હું નથી અને પૃથ્વીનો અંશ

હોવાથી પૃથ્વીની છે, મારી નથી; હું એને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે તે ઘ્રાણથી જુદો છું.

તેજ પ્રમાણે (૬) વાક્, (૭) પાણિ, (૮) પાદ, (૯) ઉપસ્થ અને (૧૦) ગુદા એ પાંચ કર્મેંદ્રિયો પાંચ ભૂતના રજોગુણ અંશ હોવાથી તે તે ભૂતની છે, મારી નથી. અને (૧) વાણીનું ઉચ્ચારણ કરવું, (૨) આપવું–લેવું, (૩) ગમન કરવું, (૪) રસ (મૂત્ર તથા વીર્ય)નો ત્યાગ કરવો તથા (૫) મળત્યાગ કરવો; એ અનુક્રમે તેમનાથી થતી ક્રિયાઓ તે કરે ત્યારે તે પણ હું જાણું છું, તે ક્રિયાઓ ન કરે ત્યારે તે ન કરવારૂપ તેના અભાવને પણ હું જાણું છું, માટે તે પાંચે કર્મઇંદ્રિયો હું નથી.

તે તે ભૂતોના અંશ હોવાથી તે તે ભૂતોની છે, મારી નથી અને હું તો તેમને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે તે પાંચેયથી ન્યારો છું.

તેજ પ્રમાણે પાંચ પ્રાણ (વ્યાન, સમાન, ઉદાન, અપાન અને પ્રાણ) તેમની ક્રિયા કરે તેને હું જાણું છું; અને ક્રિયા ન કરે ત્યારે તે ન કરવારૂપી અભાવને પણ હું જાણું છું, માટે–

તે પ્રાણ હું નથી; તથા પંચમહાભૂતના રજોગુણ અંશનાં મળેલાં તત્ત્વોના હોવાથી તે ભૂતોના છે; મારા નથી.

હું તેમને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે એ પ્રાણોથી ન્યારો છું.

(૧૧-૧૭) **પાંચ પ્રાણની ક્રિયાઓ તથા સ્થળ વિષે :**

(૧૧) **વ્યાનવાયુ** શરીરના સર્વ સ્થાનમાં રહે છે અને દેહના સર્વ સાંધા વાળવારૂપી કર્મ કરે છે.

(૧૨) **સમાનવાયુ** નાભિસ્થાનમાં રહે છે, અને મનુષ્ય જે અન્ન તથા જળ ખાય છે તથા પીએ છે તે અન્નાદિ જઠરાગ્નિમાં પાકીને તેના સ્થૂળ, મધ્યમ અને સૂક્ષ્મ એવા ત્રણ ભાગ થાય છે. તેમાં અન્નનો જે ઘણો **સૂક્ષ્મ** ભાગ થાય છે તે, શરીરમાં હૃદય ઉપર આવીને મન તથા બુદ્ધિને પુષ્ટ કરે છે; અને જળનો જે સૂક્ષ્મ ભાગ થાય છે તે પ્રાણને પુષ્ટ કરે છે.

અન્ન તથા જળનો બીજો જે **સ્થૂળ** ભાગ, મળ તથા મૂત્રરૂપ અસાર થાય છે, તે ગુદા અને ઉપસ્થ દ્વારા શરીરથી બહાર નીકળી જાય છે.

બાકી રહેલા અન્ન તથા જળના **મધ્યમ** રસરૂપી ભાગને સમાનવાયુ નાડી (નસ) દ્વારા આખા શરીરમાં રોમે-રોમે પહોંચાડે છે. અને એ રસના પરિણામરૂપ રુધિર તથા માંસ આદિથી આખું શરીર પુષ્ટ થાય છે. જો અન્ન તથા જળના રસનો ભાગ બધી તરફ બરાબર ન પહોંચતો હોય તો સર્વ અવયવો પુષ્ટ થાય નહિ.

જેમ બગીચામાં માળી હોય છે તે કૂવામાંથી પાણી કાઢીને, નીકો દ્વારા ઠેકાણે ઠેકાણે સર્વ વૃક્ષને સરખું પહોંચાડે છે, તેથી વૃક્ષો પ્રફુલ્લિત થાય છે;

તેમ સમાનવાયુરૂપી માળી દેહરૂપી બગીચામાં અવયવ તથા રોમરૂપી વૃક્ષને અન્ન તથા જળના રસરૂપી પાણીને

નાડી દ્વારા પહોંચાડીને આખા શરીરને પુષ્ટ કરે છે.

(૧૩) **ઉદાનવાયુ** કંઠસ્થાનમાં રહે છે. મનુષ્ય જે અન્ન તથા જળ ખાય છે તથા પીએ છે, તેના જુદા જુદા વિભાગ કરે છે અને કંઠમાં 'હિતા' એ નામની અતિ સૂક્ષ્મ નાડી છે, તેમાં સ્વપ્ન તથા હેડકી દેખાડે છે.

(૧૪) **પ્રાણવાયુ** હૃદયસ્થાનમાં રહે છે. રાતદિવસ મળીને એકવીસ હજાર છસો શ્વાસોચ્છ્વાસરૂપી કર્મ કરે છે.

(૧૫) **અપાનવાયુ** ગુદાસ્થાનમાં રહે છે અને મળનો ત્યાગ કરે છે.

(૧૬) **મન** પંચભૂતોના મિલિત સત્ત્વગુણનું છે. તે સંકલ્પવિકલ્પરૂપ ક્રિયા કરે છે તેને હું જાણું છું; અને

સંકલ્પવિકલ્પ ક્રિયા ન કરે તે ન કરવારૂપ અભાવને પણ હું જાણું છું.

માટે એ મન હું નથી અને મિલિત સત્ત્વગુણનું હોવાથી મારું નથી. હું એ મનને જાણવાવાળો દૃષ્ટા, ઘટ-દૃષ્ટાની પેઠે એ મનથી જુદો છું.

(૧૭) **બુદ્ધિ** પંચભૂતોના મિલિત સત્ત્વગુણની છે. તે નિશ્ચય કરે તેને હું જાણું છું. નિશ્ચય ન કરે ત્યારે તે ન કરવારૂપ અભાવને પણ હું જાણું છું.

માટે એ બુદ્ધિ હું નથી અને મિલિત સત્ત્વગુણની છે તેથી મારી નથી. હું તો એ બુદ્ધિને જાણવાવાળો દૃષ્ટા, ઘટ-દૃષ્ટાની પેઠે, એ બુદ્ધિથી ન્યારો છું.

આ પ્રમાણે એ સત્તર તત્ત્વો હું નથી અને તે મારાં નથી એવું સમજવું.

શિષ્ય: આ પ્રમાણે સમજવાથી શું નિશ્ચય થાય?

ગુરુ: (૧) સૂક્ષ્મ (લિંગ, વાસના) દેહ અને તેના ધર્મો જેવા કે પુણ્યપાપનું કરવાપણું તથા તેનું ફળ સુખદુઃખ ભોગવવાપણું;

(૨) આ લોક તથા પરલોકમાં આવવાજવાપણું;

(૩) (अ) વૈરાગ્ય, શમ, દમ વગેરે સાત્ત્વિક વૃત્તિઓ; (ब) રાગ, દ્વેષ, હર્ષ આદિ રાજસી વૃત્તિઓ અને (क) નિદ્રા, આળસ, પ્રમાદ આદિ તામસી વૃત્તિઓ;

(૪) તેમ જ ક્ષુધા, તૃષા, અંધ, મંદ અને પટુપણું વગેરે ધર્મો હું નથી અને મારા પણ નથી આવો નિશ્ચય થાય.

શિષ્ય: પુણ્યપાપનો કર્તા તથા તેનું ફળ સુખ-દુઃખ, તેનો ભોક્તા હું નથી અને કર્તાપણું તથા ભોગવવાપણું મારો ધર્મ નથી એ કેવી રીતે જાણું?

ગુરુ: જે વસ્તુ વિકારી હોય તે ક્રિયાવાન હોવાથી કર્તા કહેવાય છે.

હું નિર્વિકાર તથા કૂટસ્થ હોવાથી, ક્રિયાનો આશ્રય નથી; તેથી પુણ્યપાપરૂપ ક્રિયાનો હું કર્તા નથી અને જે કર્તા નથી તે ભોક્તા પણ ન હોય.

કર્તાપણું, ભોક્તાપણું એ અંતઃકરણના ધર્મો છે, મારા નથી. હું એ ધર્મોને જાણવાવાળો દ્રષ્ટા,

ઘટદ્રષ્ટાની પેઠે એ ધર્મોથી ન્યારો છું એમ જાણવું.

શિષ્ય: આ લોકમાં આવવું તથા પરલોકમાં જવું એ મારા ધર્મ નથી એ કેવી રીતે જાણું ?

ગુરુ: અંતઃકરણ (લિંગદેહ) પરિચ્છિન્ન છે. પ્રારબ્ધ કર્મના વેગથી તે લિંગદેહને ગમન–આગમન સંભવે છે; અને હું તો આકાશની પેઠે વ્યાપક છું, માટે આ લોકમાં આવવું અને પરલોકમાં જવું એ ધર્મો મારા નથી એમ જાણવું.

(વ્યાપક=દેશ, કાળ, વસ્તુથી જેનું પરિચ્છિન્નપણું ન હોય તે.)

શિષ્ય: સાત્ત્વિકી, રાજસી તથા તામસી વૃત્તિઓ હું નથી તથા તે મારા ધર્મ નથી એ કેવી રીતે જાણવું ?

ગુરુ: (૧) જેમ કોઈ મહેલમાં બેઠેલા (૨) રાજાના વિનોદ માટે (૩) કોઈ કારીગરે (૪) ફુવારો બનાવ્યો હોય; (૫) તે ફુવારાની કળ ખોલવાથી જળની ત્રણ ધારા નીકળે છે. (૬) તે ત્રણ ધારામાંથી પ્રવાહરૂપે બીજી અનંત ધારાઓ નીકળે છે; (૭) જ્યારે તે કળ બંધ કરીએ ત્યારે ત્રણ ધારા બંધ થતાં એકલો રાજા જ બાકી રહે છે.

તેમ (૧) સ્થૂળ શરીરરૂપ મહેલમાં (૨) અધિષ્ઠાન કૂટસ્થરૂપથી રહેલો પરમાત્મારૂપી રાજા છે. (૩) તેના આનંદની ખાતર માયા(અજ્ઞાન)-

રૂપી કારીગરે (૪) અંતઃકરણરૂપી કારંજો (ફુવારો) બનાવ્યો છે. (૫) જાગ્રત તથા સ્વપ્નમાં પ્રારબ્ધ-રૂપી કળ ખૂલવાથી ત્રણ ગુણના પ્રવાહરૂપ ત્રણ ધારાઓ નીકળે છે; (૬) તે ત્રણ ધારામાંથી અગણિત વૃત્તિઓ ઊઠે છે; (૭) અને સુષુપ્તિ અવસ્થા થતાં પ્રારબ્ધ કર્મરૂપ કળ બંધ થતાં તે વૃત્તિઓના ભાવ–અભાવનો પ્રકાશક આનંદસ્વરૂપ કેવળ પરમાત્મારૂપ રાજા બાકી રહે છે.

તે રાજા–પ્રકાશક હું છું. માટે તે સાત્ત્વિકી, રાજસી તથા તામસી વૃત્તિઓ હું નથી તથા અંતઃ-કરણની હોવાથી તે વૃત્તિઓ મારી નથી. હું એમને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે એ વૃત્તિઓથી ન્યારો છું એમ જાણવું.

શિષ્ય: અંધપણું, મંદપણું અને પટુપણું તે હું નથી અને તે મારાં પણ નથી એ નિશ્ચય કેવી રીતે થાય ?

ગુરુ: ૧. નેત્રાદિક ઇંદ્રિયો પોતપોતાના વિષયને સર્વથા ગ્રહણ ન કરે તે તેમનું અંધપણું છે.

આ અંધપણાને હું સારી રીતે જાણું છું.

૨. નેત્રાદિક ઇંદ્રિયો પોતપોતાના વિષયોને થોડા ગ્રહણ કરે (જેમ કે આંખથી ઓછું દેખાવું, કાનથી ઓછું સંભળાવું વગેરે) તે તેમનું મંદ-પણું છે.

આ મંદપણાને હું જાણું છું.

૩. નેત્રાદિક ઇંદ્રિયો પોતપોતાના વિષયોને સારી રીતે ગ્રહણ કરે (આંખથી બરાબર દેખાય, કાનથી બરાબર સંભળાય વગેરે) તે તેમનું પટુ-પણું છે.

આ પટુપણાને પણ હું જાણું છું.

માટે તે અંધપણું, મંદપણું તથા પટુપણું તે હું નથી તથા ઇંદ્રિયોના ધર્મો હોવાથી તે મારા નથી. હું તેમને જાણવાવાળો દ્રષ્ટા, ઘટદ્રષ્ટાની પેઠે ન્યારો છું.

આ પ્રમાણે હું સૂક્ષ્મ દેહનો દ્રષ્ટા છું એવો નિશ્ચય કર.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'તું સૂક્ષ્મ દેહનો દ્રષ્ટા છે' નામનો ચોથો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૫ મો

## 'હું કોણ છું' એ વિષે—ભાગ ૩ જો

## (તું કારણ દેહનો દ્રષ્ટા છે)

**શિષ્ય: કારણ શરીર કોને કહેવાય?**

**ગુરુ: (૧) મનુષ્ય જ્યારે સુષુપ્તિ અવસ્થામાંથી ઊઠે છે ત્યારે કહે છે: 'આજે મેં કાંઈ પણ ન જાણ્યું.' માટે એમ સિદ્ધ થાય છે કે, સુષુપ્તિમાં અજ્ઞાન છે.**

ઊંઘી ઊઠેલા મનુષ્યને 'આજે મેં કાંઈ ન જાણ્યું' એવા પ્રકારનું જ્ઞાન હોય છે. આ જ્ઞાન અનુભવરૂપ નથી પણ સુષુપ્તિ સમયે અનુભવ કરેલા **અજ્ઞાનની** સ્મૃતિ છે અને તે સ્મૃતિનો વિષય ઊંઘમાં અનુભવ કરેલું અજ્ઞાન છે.

૨. જાગ્રત અવસ્થામાં પણ (क) હું બ્રહ્મને જાણતો નથી. (ख) હું કોણ છું તેની મને પોતાને ખબર નથી. (ग) હું આ જાણતો નથી.

અહીં 'હું અમુક જાણતો નથી' એ ન જાણવાપણારૂપ અનુભવનો વિષય **અજ્ઞાન** છે.

૩. સ્વપ્નનું કારણ નિદ્રારૂપ **અજ્ઞાન** છે.

આવા પ્રકારનું જે **અજ્ઞાન** તેને કારણદેહ કહે છે. **અજ્ઞાન** એટલે પ્રકાશરહિતપણું. પોતે પ્રકાશરહિત

બની સ્વાશ્રયને અપ્રકાશિત બનાવે તેનું નામ અજ્ઞાન.

જેમ ઘરનું અંધારું પોતે અપ્રકાશિત રહી, ઘરમાં રહેલા સઘળા પદાર્થોને તથા ઘરને પ્રકાશરહિત કરે છે.

તેમ આ **અજ્ઞાન** બ્રહ્મને આશ્રિત રહી બ્રહ્મને જ ઢાંકે છે. (શાસ્ત્રમાં આ પક્ષને સ્વઆશ્રય, સ્વવિષય કહે છે. મતલબ કે, જેને આશ્રયે રહે છે તેને જ ઢાંકે છે, જોવા દેતું નથી.)

(૧) **અજ્ઞાન** સ્થૂળ તથા સૂક્ષ્મ દેહનો હેતુ છે માટે તેને કારણ કહે છે. અને–

(૨) તત્ત્વજ્ઞાનથી આ અજ્ઞાન નિવૃત્ત થાય છે માટે તેને દેહ કહે છે.

**શિષ્ય: કારણદેહ હું નથી અને કારણદેહ મારો નથી એ નિશ્ચય કેવી રીતે થાય?**

**ગુરુ: 'હું જાણું છું અને હું નથી જાણતો,' આવી જે અંતઃકરણની વૃત્તિઓ છે તે વૃત્તિઓને તેના વિષય સહિત હું જાણું છું.**

**માટે આ કારણદેહ હું નથી અને તે અજ્ઞાનનો હોવાથી મારો નથી.**

**કારણદેહ પોતે જ અજ્ઞાન છે, છતાં તે અજ્ઞાનનો છે એમ કહ્યું તેથી એમ નથી સમજવાનું કે અજ્ઞાન અને તેનો કારણદેહ જુદા; પરંતુ–**

**જેમ રાહુ એક જ શરીરનું નામ છે. તે શરીર ઉપરથી મસ્તક અને ધડ બે જુદાં પડી જવાથી**

મસ્તક ભાગને રાહુ કહે છે અને ધડ ભાગને કેતુ કહે છે. તેમાં રાહુને જ રાહુનું મસ્તક કહે છે. રાહુ અને મસ્તક એક જ છે.

તેમ કારણદેહ અને અજ્ઞાન એક જ છે એમ સમજવું.

હું તે કારણદેહને જાણું છું માટે તે હું નથી અને તે અજ્ઞાનનો હોવાથી મારો નથી. હું તેને જાણવાવાળો દૃષ્ટા, ઘટદૃષ્ટાની પેઠે તે કારણદેહથી જુદો છું. એવી રીતે નિશ્ચય કરવો.

આમ હું કારણદેહનો દૃષ્ટા છું એ નિશ્ચય કરાય.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'તું કારણ દેહનો દૃષ્ટા છે' નામનો પાંચમો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૬ઠ્ઠો

## 'હું કોણ છું' એ વિષે—ભાગ ૪થો

## (તું પંચકોશાતીત છે)

**શિષ્ય : પંચકોશાતીત એટલે શું ?**

**ગુરુ : પાંચ કોશથી અતીત નામ જુદો.**

**શિષ્ય : કોશ એટલે શું ?**

**ગુરુ : કોશ=ઢાંકણ.**

૧. તલવારને રાખવાનું મ્યાન તેને કોશ કહે છે;

૨. ધનના ભંડારને કોશ કહે છે; અને

૩. કોશેટા નામના કીડાના ઘરને પણ કોશ કહે છે. એ ત્રણે જેમ તલવારને, ધનને અને કીડાને ઢાંકે છે, તેમ આ પાંચેય કોશ આત્માને ઢાંકે છે; માટે તેમને 'કોશ' કહ્યા.

**શિષ્ય : એ પાંચ કોશનાં નામ શું છે ?**

**ગુરુ : (૧) અન્નમય, (૨) પ્રાણમય, (૩) મનોમય, (૪) વિજ્ઞાનમય અને (૫) આનંદમય. એ પાંચ કોશનાં નામ છે.**

**શિષ્ય : અન્નમય કોશ કોને કહીએ ?**

**ગુરુ : ૧. માતાપિતાએ ખાધેલું જે અન્ન, તેનાથી ઉત્પન્ન થયેલું માતાનું જે રજ અને પિતાનું જે વીર્ય; તે બન્નેના સંબંધથી માતાના ઉદરમાં**

ઉત્પન્ન થતું (શરીર);

૨. જન્મ થયા પછી માતાના સ્તનપાનાદિના દૂધરૂપ અન્નથી જે વૃદ્ધિ પામે છે; અને વળી–

૩. મરણ પછી તે સ્થૂળ શરીર અન્નમય પૃથ્વીમાં લય પામે છે. આવો જે સ્થૂળદેહ તે અન્નમય કોશ છે.

મતલબ કે અન્નથી જેની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિ થાય છે તથા અન્નરૂપ એવી પૃથ્વીમાં જે ભળી જાય છે તેવા સ્થૂળ શરીરને જ અન્નમય કોશ કહીએ છીએ.

શિષ્ય: (૧) આ અન્નમય કોશ કેવો છે?

ગુરુ: અન્નમય કોશરૂપ જે સ્થૂળ શરીર તે સુખદુઃખના અનુભવરૂપ ભોગનું સ્થાન છે. તેથી તે સ્થૂળ શરીરને (અન્નમય કોશને) ભોગાયતન કહે છે.

શિષ્ય: આ અન્નમય કોશથી હું અતીત (જુદો) છું એ કેવી રીતે સમજાય?

ગુરુ: ૧. માતાના ઉદરમાંથી જન્મ્યા પહેલાં અને મરણ પછી આ સ્થૂળ શરીર કે જે અન્નમય કોશરૂપ છે તેનો અભાવ છે (પ્રતીતિ થતી નથી); માટે આ કોશ ઉત્પત્તિ તથા નાશવાન છે. જે જે વસ્તુ ઉત્પત્તિ તથા નાશવાન હોય તે તે કાર્ય કહેવાય; જેમ કે ઘટ. આ અન્નમય કોશ ઉત્પત્તિ અને નાશવાન છે તેથી તે પણ કાર્ય છે.

૨. મારું સદા અસ્તિત્વ હોવાથી હું ભાવરૂપ છું તથા ઉત્પત્તિ–નાશથી રહિત છું તથા સ્થૂળ

શરીરથી વિલક્ષણ છું.

માટે આ **અન્નમય** કોશ હું નથી અને તે સ્થૂળ દેહરૂપ હોવાથી મારો પણ નથી. હું એ અન્નમય કોશને જાણવાવાળો દ્રષ્ટા આત્મા તેનાથી ન્યારો છું.

આ પ્રમાણે **અન્નમય** કોશથી હું ન્યારો છું એમ જાણવું.

**શિષ્ય:** (૨) પ્રાણમય કોશનું શું સ્વરૂપ છે?

**ગુરુ:** પાંચ કર્મેંદ્રિય સહિત પાંચ પ્રાણને પ્રાણમય કોશ સમજવો. અથવા

પાંચ પ્રાણ અને પાંચ ઉપપ્રાણ મળીને પણ પ્રાણમય કોશ સમજવો.

**શિષ્ય:** પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, તેમનાં નામ, તેમનાં કર્મ તથા તેમનાં સ્થાન તો ચોથા વિશ્રામના પૃષ્ઠ ૬૪થી ૬૬માં આપે રૂડા પ્રકારે સમજાવ્યાં છે.

પાંચ ઉપપ્રાણ આપે કહ્યા તે હું જાણતો નથી. માટે તેમનાં નામ તથા તેમનાથી શી શી ક્રિયા થાય છે તે કૃપા કરી કહેશો?

**ગુરુ:** નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય, એ પાંચ ઉપપ્રાણ છે; અને તે દરેક નીચે લખ્યા પ્રમાણે જુદી જુદી ક્રિયાઓ કરે છે.

નાગથી ઉદ્‌ગાર (ઓડકાર) થાય છે.
કૂર્મથી આંખ મિચાય છે અને ઉઘાડાય છે.
કૃકલથી છીંક થાય છે.
દેવદત્તથી બગાસું આવે છે.

ધનંજય વાયુ આખા શરીરમાં રહીને શરીરને પુષ્ટ કરે છે, મુડદામાં રહીને તેને ફુલાવે છે. આ વાયુને ધનુર્વા પણ કહે છે.

આ પાંચે વાયુ પ્રાણરૂપ છે માટે પાંચ પ્રાણ અને આ પાંચ ઉપપ્રાણ એ દશને **પ્રાણમય કોશ** સમજવો.

વળી આ પ્રાણાદિ વાયુ આખાયે શરીરમાં રહીને શરીરને બળ આપે છે તેમ જ ઇંદ્રિયોને તેના તેના કાર્યમાં પ્રવૃત્તિ કરાવવામાં સાધનભૂત છે.

**શિષ્ય: આ પ્રાણમય કોશથી હું જુદો છું એ કેવી રીતે સમજાય?**

ગુરુ: (૧) રાત્રે ઊંઘમાં જ્યારે આ જીવ સૂતો હોય છે, તે વખતે પણ પ્રાણ તો ચાલતા હોય છે, છતાં પોતાનો કોઈ સ્નેહીસંબંધી આવે તો તેમનું, પોતે જડ હોવાથી સન્માન કરતો નથી અને–

(૨) ચોર આદિક ઘરમાંથી વાસણ આદિક લઈ જતો હોય તોપણ તેમને અટકાવતો નથી.

માટે આ પ્રાણવાયુ ઘડાની પેઠે જડ છે એ નિશ્ચિત થાય છે; અને હું (૧) ચૈતન્યરૂપ છું તથા (૨) પ્રાણોથી વિલક્ષણ સ્વભાવવાળો છું. તેથી આ **પ્રાણમય કોશ** તે હું નથી અને તે સૂક્ષ્મશરીરરૂપ હોવાથી મારો નથી.

હું એ **પ્રાણમય કોશને** જાણવાવાળો આત્મા એનાથી જુદો છું. આ પ્રમાણે પ્રાણમય કોશથી હું જુદો છું એમ સમજવું.

**શિષ્ય: (૩) મનોમય કોશ કોને કહેવાય?**

ગુરુ: પાંચ જ્ઞાનેંદ્રિય સહિત મનને મનોમય

કોશ કહીએ. આ મનોમય કોશ પ્રાણમય કોશની ભીતર છે.

આ જ્ઞાનેંદ્રિયો ચોથા વિશ્રામમાં કહી ગયા છીએ.

શિષ્ય : મન કેવું છે તથા કેવા સ્વભાવવાળું છે?

ગુરુ : શરીરમાં અહંતા કરવાવાળું તથા શરીરનાં સંબંધી સ્ત્રી–પુત્રાદિકમાં મમતા કરવાવાળું છે. વળી ઇંદ્રિય દ્વારા બહાર ગમન કરવાના સ્વભાવવાળું છે.

શિષ્ય: આ મનોમય કોશથી હું જુદો છું એ કેવી રીતે સમજવું?

ગુરુ : (૧) કામ–ક્રોધાદિક વૃત્તિઓવાળું હોવાથી મન નિયમરહિત સ્વભાવવાળું છે, તેથી વિકારી છે.

(૨) હું સર્વે વૃત્તિઓનો સાક્ષી હોવાથી નિર્વિકારી છું.

માટે એ મનોમય કોશ હું નથી અને સૂક્ષ્મ દેહરૂપ હોવાથી તે મારો નથી. એ મનોમય કોશને જાણવાવાળો હું, આત્મા એનાથી જુદો છું.

આ પ્રમાણે મનોમય કોશથી હું જુદો છું એમ સમજવું.

શિષ્ય : (૪) વિજ્ઞાનમય કોશનું શું સ્વરૂપ છે?

ગુરુ : પાંચ જ્ઞાનેંદ્રિય સહિત બુદ્ધિને વિજ્ઞાનમય કોશ જાણો. આ વિજ્ઞાનમય કોશ મનોમય કોશની અંદર છે.

શિષ્ય: બુદ્ધિ કેવી છે?

ગુરુ: (૧) સુષુપ્તિ અવસ્થામાં ચિદાભાસ સહિત બુદ્ધિ પોતાના ઉપાદાન કારણ અજ્ઞાનમાં લય પામે છે. અને–

(૨) જાગ્રત અવસ્થામાં પગના નખના અગ્ર ભાગથી છેક શિખા પર્યંત આખાયે શરીરમાં વ્યાપીને રહેવાવાળી તથા કર્તારૂપ છે.

શિષ્ય: આ વિજ્ઞાનમય કોશથી હું જુદો છું એ કેવી રીતે સમજાય?

ગુરુ: (૧) ઘટ આદિની પેઠે વિલય આદિ અવસ્થાવાળી હોવાથી, બુદ્ધિ વિનાશી છે.

(૨) હું વિલયાદિ અવસ્થાથી રહિત હોવાથી, તે બુદ્ધિથી વિલક્ષણ સ્વભાવવાળો, અવિનાશી છું.

તેથી આ વિજ્ઞાનમય કોશ હું નથી અને તે સૂક્ષ્મ શરીરરૂપ હોવાથી મારો નથી. તે વિજ્ઞાનમય કોશને જાણવાવાળો હું, આત્મા તેનાથી જુદો છું એમ જાણવું.

સૂક્ષ્મ દેહમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણ કોશ રહેલા છે અને તેથી સૂક્ષ્મ દેહ એ ત્રણ કોશરૂપ છે.

૧. દીવાનો પ્રકાશ અને આકાશ એકરૂપ ભાસે છે છતાં ભિન્ન છે. અને–

૨. લોખંડનો તપાવેલો ગોળો અને તેમાં રહેલો અગ્નિ એકરૂપ દેખાય છે છતાં ભિન્ન છે;

તેમ અંતઃકરણ અને આત્મા એકરૂપ પ્રતીત થાય છે, છતાં ભિન્ન છે; કારણ કે સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણ

ઉપાદાનકારણ અવિદ્યામાં લય પામે છે ત્યારે પણ આત્મા એ અજ્ઞાનનો સાક્ષી હોવાથી તે જુદો ભાસે છે; માટે વિજ્ઞાનમય કોશથી હું આત્મા જુદો છું એમ જાણો.

શિષ્ય: (૫) આનંદમય કોશનું શું સ્વરૂપ છે? કોને કહીએ?

ગુરુ: નિષ્કામ કરેલાં શુભ કર્મ તેના પુણ્ય-ફળના ઉદયકાળમાં અને તે અનુભવતી વખતે ક્યારેક બુદ્ધિની વૃત્તિ અંતર્મુખ થતાં આત્મસ્વરૂપ આનંદનું પ્રતિબિંબ તે વૃત્તિમાં પડે છે; તે વૃત્તિને પ્રિય, મોદ અને પ્રમોદરૂપ કહીએ છીએ;

તે જ આનંદરૂપ વૃત્તિ પુણ્યકર્મના ફળના ભોગની સમાપ્તિ થતાં નિદ્રારૂપ બની જાય છે; અર્થાત્ નિદ્રામાં લય પામે છે. આ વૃત્તિને આનંદ-મય કોશ કહીએ છીએ. અથવા–

કારણ શરીરરૂપ અવિદ્યામાં જે મલિન તત્ત્વ છે તેમાં પ્રિય, મોદ અને પ્રમોદ એ ત્રણ પ્રકારની વૃત્તિથી જે આનંદ થાય છે તેનું નામ આનંદમય કોશ છે.

શિષ્ય: એ આનંદમય કોશ કેવો છે?

ગુરુ: આપણને ગમતી વસ્તુ દેખવાથી જે આનંદ થાય છે તેને પ્રિય એમ કહીએ છીએ અને તે વૃત્તિ પ્રિયવૃત્તિ છે.

તે ગમતા પદાર્થોનો લાભ થવાથી અંતઃકરણ-માં આનંદ થાય છે, તે વૃત્તિ મોદવૃત્તિ છે.

તે ગમતા પદાર્થો પ્રાપ્ત થયા પછી તેમને ભોગવવાથી જે આનંદ થાય છે, તે આનંદની વૃત્તિને પ્રમોદવૃત્તિ કહીએ છીએ.

એ પ્રમાણે વિષયના સંબંધથી પ્રિયવૃત્તિ, મોદવૃત્તિ અને પ્રમોદવૃત્તિ એમ જે ત્રણ પ્રકારની વૃત્તિઓ છે તેમને આનંદમય કોશ કહીએ છીએ.

આ કોશોને શાસ્ત્રોમાં પક્ષીની ઉપમા આપી વર્ણવેલા છે. જેમ કે–

(૧) પ્રિયવૃત્તિ છે તે પક્ષીનું શિર છે;

(૨) મોદવૃત્તિ છે તે જમણી પાંખ છે;

(૩) પ્રમોદવૃત્તિ છે તે ડાબી પાંખ છે;

(૪) બુદ્ધિ અથવા અજ્ઞાનની વૃત્તિમાં આત્મસ્વરૂપભૂત જે આનંદનું પ્રતિબિંબ છે તે, તે પક્ષીનું સ્વરૂપ છે; અને–

(૫) બિંબરૂપ આત્માના સ્વરૂપભુત આનંદ છે તે, તે પક્ષીનું પુચ્છ (આધાર) છે.

આવો પક્ષીરૂપ ભોક્તા તે આનંદમય કોશ છે.

શિષ્ય: આનંદમય કોશથી હું જુદો છું એ કેવી રીતે સમજાય?

ગુરુ: (૧) ચોમાસાની ઋતુમાં થતાં અને વિખેરાઈ જતાં વાદળાંના જેવો આ આનંદમય કોશ છે. કોઈક વખતે ઉત્પન્ન થાય છે તેથી ક્ષણિક છે; પણ–

(૨) હું સર્વદા સદ્રૂપ હોવાથી નિત્ય છું.

તેથી આ આનંદમય કોશ હું નથી અને કારણદેહરૂપ હોવાથી મારો નથી. હું તે આનંદમય કોશને જાણવાવાળો આત્મા, તે કોશથી ન્યારો છું.

આ પ્રમાણે આનંદમય કોશથી હું ન્યારો છું. એમ સમજવું.

શિષ્ય: આ અન્નમયાદિક પાંચ કોશો જે વિદ્યમાન છે તે આત્મા નથી, ત્યારે આત્મા છે કોણ?

ગુરુ: (૧) બુદ્ધિ અથવા વ્યષ્ટિ અજ્ઞાનમાં પ્રતિબિંબરૂપે રહેલો અને–

(૨) જેને શાસ્ત્રો પ્રિય આદિ શબ્દોથી વર્ણવે છે એવો જે આનંદમય કોશ છે; તેના બિંબરૂપ કારણ જે આનંદ છે તે નિત્ય હોવાથી આત્મા છે.

શિષ્ય: આ જે પાંચ કોશ આપે વર્ણવ્યા તે તો અનુભવમાં આવે છે. તેમનાથી ભિન્ન 'આત્મા' જેવું ક્યાંયે અનુભવમાં આવતું નથી; તો પાંચ કોશથી આત્મા ન્યારો છે એ કેવી રીતે સમજાય?

ગુરુ: ભાઈ, પાંચ કોશ જ અનુભવમાં આવે છે અને તે પાંચ કોશોથી ભિન્ન જે આત્મા તે અનુભવમાં આવતો નથી એ તારું કહેવું ઠીક છે; તોપણ વિચાર કરી જોઈશ તો સમજાશે કે જે અનુભવથી આ પાંચ કોશનું જ્ઞાન થાય છે તે અનુભવનું કોઈ નિવારણ કરી શકે તેમ નથી; માટે પાંચ કોશોના અનુભવરૂપ જે ચૈતન્ય છે તે જ ચૈતન્ય પાંચ

કોશોથી જુદો એવો આત્મા છે.

શિષ્ય: આત્મા કેવો છે?

ગુરુ: (૧) અન્નમય કોશરૂપ સ્થૂળદેહ;

(૨) પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશરૂપ સૂક્ષ્મદેહ; તથા–

( ૩ ) આનંદમય કોશરૂપ કારણદેહ;

તે પાંચ કોશો અથવા ત્રણે શરીરોથી વિલક્ષણ, સત્, ચિત્, આનંદ આદિ સ્વરૂપ આત્મા છે.

॥ ॐ तत्सत् ॥

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'હું પંચકોશાતીત છું' નામનો છઠ્ઠો વિશ્રામ સમાપ્ત**

### સવૈયા

સ્થૂલ દેહકો ભાન ન હોવૈ,  
સ્વપ્નમાંહિ લખિ આતમ જ્ઞાન;  
સૂક્ષ્મ જ્ઞાન સુષુપ્તિ સમૈ નહિ,  
સુખ સ્વરૂપ વ્હૈ આતમ ભાન;  
ભાસૈ ભયે સમાધિ અવસ્થા,  
નિરાવરન આતમ, ન અજ્ઞાન;  
ઐસે તીનિ દેહ વ્યભિચારી,  
આતમ અનુગત ન્યારો જાન. (વિચારસાગર)  
પંચકોશતેં આતમ ન્યારો,  
જાનિ સુ જાનહુ બ્રહ્મ સ્વરૂપ;  
તાતેં ભિન્ન જુ દીખૈ સુનિયે,  
સો માનહુ મિથ્યા ભ્રમકૂપ. („ ૫–૧૫૮–૯)

# વિશ્રામ ૭ મો

## 'હું કોણ છું' એ વિષે—ભાગ ૫ મો

## (તું જાગ્રતાદિ ત્રણ અવસ્થાનો સાક્ષી છે)

**૧. જાગ્રત અવસ્થાનો તું સાક્ષી છે.**

**શિષ્ય: ત્રણ અવસ્થા કઈ કઈ છે? તેમને મારી સાથે શો સંબંધ છે?**

ગુરુ: જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ; એ ત્રણ અવસ્થા છે. તું, આત્મા, તે ત્રણે અવસ્થા(સ્થિતિ)-નો સાક્ષી છે.

**શિષ્ય: જાગ્રત અવસ્થાનું શું સ્વરૂપ છે?**

ગુરુ: સ્વપ્ન તથા સુષુપ્તિથી ભિન્ન, ઈંદ્રિયજન્ય જ્ઞાનનો તથા ઈંદ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારનો આધાર-કાળ, તેને જાગ્રત અવસ્થા કહે છે. અથવા—

શરીર, અંતઃકરણ અને પ્રાણ જે અવસ્થામાં કામ કરે છે તેને જાગ્રત અવસ્થા કહે છે. અથવા—

ચૌદ ઈંદ્રિયો, તે ઈંદ્રિયોના ચૌદ દેવતા અને તે ઈંદ્રિયોના ચૌદ વિષયો મળી બેતાળીસ તત્ત્વ-વડે જે અવસ્થામાં વ્યવહાર થાય છે તે અવસ્થાને જાગ્રત અવસ્થા કહે છે. (સાધારણ બુદ્ધિવાળાને સમજાવવા આ લક્ષણ કહ્યું છે.)

આ ઈંદ્રિયોને અધ્યાત્મ, તેના દેવતાઓને અધિ-

દૈવ અને તેના વિષયોને અધિભૂત કહે છે.

आत्मनि इति अध्यात्म । આત્માનો આશ્રય કરીને પ્રવૃત્તિ કરનારી ઇંદ્રિયો તે અધ્યાત્મ.

दैवे इति अधिदैव । સ્વશરીરથી ભિન્ન, ચક્ષુ આદિ ઇંદ્રિયોનો અવિષય તે અધિદૈવ.

भूते इति अधिभूत । સ્વશરીર(સંઘાત)થી ભિન્ન પરંતુ ચક્ષુ આદિ ઇંદ્રિયોનો વિષય તે અધિભૂત.

શિષ્ય: ચૌદ ઇંદ્રિયોનાં નામ કહો.

ગુરુ: શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ એ જ્ઞાનેંદ્રિયો;

વાક્, પાણિ, પાદ, શિશ્ન, ગુદ એ કર્મેંદ્રિયો;

અને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ અંતઃકરણ;

એ ચૌદ ઇંદ્રિયો છે. તેને અધ્યાત્મ કહે છે.

શિષ્ય: તે ઇંદ્રિયોના દેવતા કયા કયા છે?

ગુરુ: ૧ દિશા (દિક્પાલ) એ શ્રોત્રઇંદ્રિયના દેવતા છે.

૨. વાયુ એ ત્વચાઇંદ્રિયના દેવતા છે.

૩. સૂર્ય એ ચક્ષુઇંદ્રિયના દેવતા છે.

૪. વરુણ એ જિહ્વાઇંદ્રિયના દેવતા છે.

૫. અશ્વિનીકુમાર એ ઘ્રાણઇંદ્રિયના દેવતા છે.

આ પાંચ જ્ઞાનેંદ્રિયના દેવતા કહ્યા.

૬. અગ્નિ એ વાક્ઇંદ્રિયના દેવતા છે.

૭. ઇંદ્ર એ પાણિ(હસ્ત)ઇંદ્રિયના દેવતા છે.

૮. વામનજી એ પાદઇંદ્રિયના દેવતા છે.
૯. પ્રજાપતિ એ ઉપસ્થઇંદ્રિયના દેવતા છે.
૧૦. યમ એ ગુદઇંદ્રિયના દેવતા છે.

પાંચ કર્મેંદ્રિયના દેવતા કહ્યા.

૧૧. ચંદ્રમા એ મનઇંદ્રિયના દેવતા છે.
૧૨. બ્રહ્મા એ બુદ્ધિઇંદ્રિયના દેવતા છે.
૧૩. વાસુદેવ એ ચિત્તઇંદ્રિયના દેવતા છે.
૧૪. રુદ્ર એ અહંકારઇંદ્રિયના દેવતા છે.

ચાર અંતઃકરણના એ દેવતા કહ્યા.

શિષ્ય: તે ચૌદ ઇંદ્રિયના વિષય કહેશો?

ગુરુ: ૧. શબ્દ, ૨. સ્પર્શ, ૩. રૂપ, ૪. રસ અને ૫. ગંધ, એ પાંચ અનુક્રમે પાંચ જ્ઞાનેંદ્રિયોના વિષયો છે.

૬. વચન, ૭. આદાન, ૮. ગમન, ૯. રતિભોગ અને ૧૦. મળત્યાગ, એ પાંચ અનુક્રમે પાંચ કર્મેંદ્રિયોના વિષયો છે.

હવે ચાર અંતઃકરણના વિષયો અનુક્રમે કહું છું તે સાંભળ.

૧૧. સંકલ્પવિકલ્પ, ૧૨. નિશ્ચય, ૧૩. ચિંતન, ૧૪. અહંપણું.

આ ચૌદે વિષયોને અધિભૂત કહે છે.

વિચાર કરીને જોઈએ તો સંકલ્પ-વિકલ્પ મનનો વિષય નથી, પરંતુ જે વસ્તુનો સંકલ્પ થાય છે તે વસ્તુ

વિષય છે.

તે પ્રમાણે નિશ્ચય એ બુદ્ધિનો વિષય નથી, પણ જે બાબતનો નિશ્ચય થાય છે તે બાબત વિષય છે.

ચિત્ત તથા અહંકારના વિષય સંબંધમાં એ પ્રમાણે સમજી લેવું.

શિષ્ય: અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત એ ત્રણે એકઠા મળે તો તેને શું કહેવાય?

ગુરુ: એ ત્રણે પુટ (આકાર) એકઠા થાય ત્યારે તેને ત્રિપુટી કહેવામાં આવે છે.

શિષ્ય: એ ચૌદ ત્રિપુટી કેવી રીતે સમજવી?

ગુરુ: ઉપર ખુલાસો લખ્યો છે તે જ કોષ્ટકના રૂપમાં કહી બતાવું છું.

## (અ) જ્ઞાનઇંદ્રિયની ત્રિપુટી

| ઇંદ્રિય અધ્યાત્મ | દેવતા અધિદૈવ | વિષય અધિભૂત |
|---|---|---|
| શ્રોત્ર | દિશા | શબ્દ |
| ત્વચા | વાયુ | સ્પર્શ |
| ચક્ષુ | સૂર્ય | રૂપ |
| જિહ્વા | વરુણ | રસ |
| ઘ્રાણ | અશ્વિનીકુમાર | ગંધ |

## (આ) કર્મઇંદ્રિયની ત્રિપુટી

| | | |
|---|---|---|
| વાક્ | અગ્નિ | વચન ( ક્રિયા ) |
| પાણિ | ઇંદ્ર | લેવડદેવડ |
| પાદ | વામનજી | ગમન |
| ઉપસ્થ | પ્રજાપતિ | રતિભોગ |
| ગુદ | યમ | મળત્યાગ |

## (ઇ) ચાર અંતઃકરણની ત્રિપુટી

| | | |
|---|---|---|
| મન | ચંદ્રમા | સંકલ્પ, વિકલ્પ |
| બુદ્ધિ | બ્રહ્મા | નિશ્ચય |
| ચિત્ત | વાસુદેવ | ચિંતન |
| અહંકાર | રુદ્ર | અહંપણું |

શિષ્ય : આ ત્રિપુટીઓનો સ્વભાવ કેવો છે?

ગુરુ : ત્રણ ત્રણ પદાર્થની જે ત્રિપુટી છે તેમાંથી એક ન હોય તો તેમનો વ્યવહાર ચાલતો નથી; જેમ કે :

(અ) ઇંદ્રિય અને દેવતા હોય પણ વિષય ન હોય;

(આ) વિષય અને ઇંદ્રિય હોય પણ દેવતા ન હોય તો કોઈ પ્રકારનો વ્યવહાર થઈ શકે નહિ.

દૃષ્ટાંત ૧. નાટક જોવા ગયા. નેત્ર ઇંદ્રિય નીરોગી છે. નાટ્યશાળામાં અનેક ખુરશી ટેબલ (વિષય) છે; પણ પ્રકાશ નથી. દેખવાનો વ્યવહાર થઈ શકતો નથી.

(૨) કૂવા ઉપર ગયા. દોરી–લોટો જોડી કૂવામાંથી પાણી કાઢવા લોટો અંદર મૂક્યો. લોટો તૂટી ગયો. નીચે કૂવાના જળના તળિયે જઈ બેઠો. એક માણસ તે કાઢવા ઊતર્યો. તેણે જળમાં ડૂબકી મારી. લોટો તેને મળ્યો.

**વિષય** (લોટો) મળ્યો તથા મળ્યો એવું બોલવાવાળી વાક્ઇંદ્રિય બન્ને હાજર છે. પરંતુ વાક્ઇંદ્રિયના **દેવતા** અગ્નિ અને જળને વિરોધ હોવાથી **દેવતા** ત્યાં નથી; માટે બોલવા-રૂપી ક્રિયા થઈ શકતી નથી.

(૩) શ્રોત્રઇંદ્રિય છે, તેના દિશારૂપી **દેવતા** હાજર છે, પણ આજુબાજુ બધુ શાંત છે. કોઈ પ્રકારનો શબ્દ (વિષય) નથી. સાંભળવારૂપી ક્રિયા સિદ્ધ થતી નથી.

આ પ્રમાણે સર્વે ત્રિપુટીઓનો વ્યવહાર સમજવો. ત્રિપુટીમાંથી એકનો અભાવ હોય તો વ્યવહાર થઈ શકે નહિ.

**શિષ્ય: મારો સ્વભાવ કેવો છે અને તે કેવી રીતે સમજાય?**

**ગુરુ: (૧) ઉપર બતાવેલી ત્રિપુટી પૂર્ણ હોય તેને તું જાણે;**

**(૨) એ અપૂર્ણ હોય તેને તું જાણે;**

**(૩) તે ત્રિપુટીનો વ્યવહાર થાય તેને તું જાણે અને–**

**(૪) ત્રિપુટી અપૂર્ણ હોવાથી વ્યવહાર ન ચાલે તેને પણ તું જાણે.**

એવો તારો સ્વભાવ છે તે વિચાર કરી તું નિશ્ચય કર.

શિષ્ય: આ પ્રમાણે કહી આપ શું સિદ્ધ કરો છો?

ગુરુ: આ પ્રમાણે, ત્રિપુટીથી જેમાં વ્યવહાર ચાલે છે એવી જાગ્રત અવસ્થા છે, તે સિદ્ધ થઈ.

શિષ્ય: જાગ્રત અવસ્થામાં જીવનાં (૧) સ્થાન, (૨) વાચા, (૩) ભોગ, (૪) શક્તિ, (૫) ગુણ, (૬) માત્રા તથા (૭) જાગ્રતના અભિમાન વડે તે(જીવ)નાં નામ કયાં કયાં છે?

(ચોપાઈ)

ગુરુ: જાગ્રત અવસ્થા, નેત્રસ્થાન,
વૈખરી વાચા સ્થૂળભોગ જાણ;
ક્રિયા શક્તિ રજાગુણ માન,
અકારમાત્રા વિશ્વ અભિમાન.

જાગ્રત અવસ્થામાં જીવનું (૧) નેત્ર સ્થાન છે.

જો કે ચિદાભાસરૂપ જીવન ખથી શિખા પર્યંત દેહમાં વ્યાપ્ત છે; છતાં મુખ્યત્વે તે નેત્રમાં રહે છે. તેથી નેત્રને આ જીવનું સ્થાન કહ્યું છે.

(૨) વૈખરી વાચા, (૩) સ્થૂળ ભોગ, (૪) ક્રિયા શક્તિ અને (૫) રજોગુણ (૬) અકાર માત્રા અને જાગ્રત અવસ્થાના અભિમાની જીવનું (૭) નામ 'વિશ્વ' છે.

શિષ્ય: આવી જાગ્રત અવસ્થાના વર્ણનથી શું સિદ્ધ કર્યું?

ગુરુ: (૧) જાગ્રત અવસ્થા તું જાણે;

(૨) સ્વપ્ન અને સુષુપ્તિમાં તે અવસ્થા ન હોય ત્યારે તેના અભાવને તું જાણે.

માટે જાગ્રત અવસ્થા તે તું નથી અને સ્થૂળ દેહની હોવાથી તે તારી નથી. તું તેને જાણવો-વાળો સાક્ષી, ઘટદ્રષ્ટાની પેઠે, તેનાથી જુદો છું એ સિદ્ધ કર્યું.

## (૨) સ્વપ્ન અવસ્થાનો તું સાક્ષી છે

શિષ્ય: સ્વપ્ન અવસ્થા કોને કહીએ?

ગુરુ: જાગ્રત અવસ્થામાં જે પદાર્થ દીઠા હોય, સાંભળ્યા હોય તથા ભોગવ્યા હોય છે તેના સંસ્કાર કંઠમાં માથાના વાળના હજારમા ભાગ જેટલી સૂક્ષ્મ, હિતા નામની નાડી છે તેમાં રહે છે. તે સંસ્કારથી નિદ્રા વખતે પાંચ વિષય આદિ પદાર્થોનું જ્ઞાન ઊપજે છે અને તેનાથી જે અવસ્થા-માં વ્યવહાર થાય છે તે અવસ્થાને સ્વપ્ન અવસ્થા કહીએ. અથવા–

ઇંદ્રિયોથી ન ઉત્પન્ન થાય તેવી (અજન્ય) અને વિષયોનો જેમાં અનુભવ થાય (વિષયગોચર) એવો અંતઃકરણની અપરોક્ષવૃત્તિનો સમય તેને સ્વપ્ન અવસ્થા કહીએ. અથવા–

મન અને પ્રાણ જે અવસ્થામાં કામ કરે છે તેને સ્વપ્ન અવસ્થા કહીએ.

શિષ્ય: સ્વપ્ન અવસ્થામાં જીવનું (૧) સ્થાન,

(૨) વાચા, (૩) ભોગ, (૪) શક્તિ, (૫) ગુણ તથા (૬) માત્રા અને સ્વપ્નના અભિમાનથી (૭) તે જીવનાં નામ કયાં કયાં છે?

(ચોપાઈ)

ગુરુ: સ્વપ્ન અવસ્થા, કંઠસ્થાન,
મધ્યમા વાચા, પ્રવિવિક્ત ભોગ જાણ;
જ્ઞાન શક્તિ, સત્ત્વ ગુણ માન,
ઉકારમાત્રા, તૈજસ અભિમાન.

સ્વપ્ન અવસ્થામાં જીવનું (૧) કંઠસ્થાન છે, (૨) મધ્યમા વાચા છે, (૩) સૂક્ષ્મ (વાસનામય) ભોગ છે, (૪) જ્ઞાનશક્તિ છે, (૫) સત્ત્વગુણ છે, [કોઈ મતવાળા રજોગુણ માને છે.] (૬) ઉકારમાત્રા છે અને આ અવસ્થાના અભિમાની જીવનું તૈજસ એવું નામ છે.

શિષ્ય: આ અવસ્થાનું સ્વરૂપ જાણવાથી શો લાભ થાય?

ગુરુ: (૧) સ્વપ્ન અવસ્થા થાય તેને તું જાણે; (૨) જાગ્રત તથા સુષુપ્તિ અવસ્થામાં તેનો અભાવ હોય છે તેને તું જાણે.

માટે તે સ્વપ્ન અવસ્થા તું નથી; સૂક્ષ્મ દેહની હોવાથી તારી નથી. તું તેનો જાણનાર, સાક્ષી, તેનાથી ન્યારો છું એવો નિશ્ચય કર. એ તને લાભ થશે.

## (૩) સુષુપ્તિ અવસ્થાનો તું સાક્ષી છે

શિષ્ય: સુષુપ્તિ અવસ્થાનું શું સ્વરૂપ છે?

ગુરુ: મનુષ્ય જ્યારે નિદ્રામાંથી ઊંઘીને ઊઠે

ત્યારે ઊંઘમાં અનુભવ કરેલા સુખ તથા અજ્ઞાનનું સ્મરણ કરીને કહે છે કે, 'આજે હું સુખથી ઊંઘ્યો હતો અને હું કાંઈજ જાણતો નથી.'

આ સુખ તથા ન જાણવારૂપી અજ્ઞાનનું ભાન, સાક્ષી, ચેતનરૂપ અનુભવથી જે અવસ્થામાં થાય છે એવી જે બુદ્ધિની (વિલયરૂપ) અવસ્થા તે સુષુપ્તિ અવસ્થા છે. અથવા–

સુખ તથા અજ્ઞાન(ન જાણવાપણા)નો જેમાં અનુભવ થાય છે એવો અવિદ્યાની વૃત્તિનો સમય તે સુષુપ્તિ અવસ્થા છે. અથવા–

કેવળ પ્રાણ જે અવસ્થામાં કામ કરે છે તે સુષુપ્તિ અવસ્થા છે.

શિષ્ય : સુષુપ્તિ અવસ્થામાં જીવનું (૧) સ્થાન, (૨) વાચા, (૩) ભોગ, (૪) શક્તિ, (૫) ગુણ, (૬) માત્રા તથા સુષુપ્તિના અભિમાનથી તે (જીવ)-નાં (૭) નામ કયાં કયાં છે?

(ચોપાઈ)

ગુરુ : સુષુપ્તિ અવસ્થા હૃદયસ્થાન,<br>
પશ્યંતિ વાચા, આનંદભોગ જાણ;<br>
દ્રવ્યશક્તિ તમોગુણ માન,<br>
મકારમાત્રા પ્રાજ્ઞ અભિમાન.

સુષુપ્તિ અવસ્થામાં જીવનું (૧) હૃદયસ્થાન છે; (૨) પશ્યંતિ વાચા છે; (૩) આનંદ ભોગ છે; (૪) દ્રવ્ય શક્તિ છે; (૫) તમો ગુણ છે; (૬) મકાર માત્રા છે અને તે અવસ્થાના અભિમાની જીવનું (૭) પ્રાજ્ઞ

એવું નામ છે.

प्र+अज्ञ=प्राज्ञ=વિશેષે કરીને અજ્ઞાની તે પ્રાજ્ઞ.

પશ્યંતિ વાચા: સૂક્ષ્મ વિચારના સંસ્કારરૂપ વાચા.

આનંદભોગ: નિર્વિષય સુખનો ભોગ.

દ્રવ્યશક્તિ: જાગ્રત આદિ વ્યવહારને અનુકૂળ પદાર્થો ઉત્પન્ન થવાના કારણરૂપ શક્તિ.

શિષ્ય: કોઈ દૃષ્ટાંત આપીને સુષુપ્તિ અવસ્થા સમજાવવા કૃપા કરશો?

ગુરુ: એક બાઈ જળ ભરવા કૂવા ઉપર ગઈ હતી. તેનો ઘડો કૂવામાં પડી ગયો. તે બહાર કાઢવાને તેના ઓળખીતા એક મનુષ્યને કૂવામાં ઉતાર્યો. જળમાં ડૂબકી મારતાં એ ભાઈને ઘડો મળે તેને તે જાણે છે અને નથી મળતો તેને પણ જાણે છે. બેત્રણ વખત ઊંડા પાણીમાં ડૂબકી મારી તળે હાથ ફેરવ્યો કે તરત પેલો ઘડો તેના હાથમાં આવ્યો તેથી (ઘડાના લાભથી) તેને જ્ઞાનપૂર્વક આનંદ થયો, પણ તે ઘડો જડચો એમ કહેવાને પાણીમાં વાણી બોલી શકતી નથી; કારણ કે પાણીમાં વાણી સિવાયની બધી ઇંદ્રિયોનો વ્યવહાર બને છે (ત્રિપુટી પૂર્ણ હોવાથી). પરંતુ વાણીઇંદ્રિયના દેવતા અગ્નિ છે; તેને જળ સાથે વિરોધ છે. માટે (ત્રિપુટી અપૂર્ણ રહેવાથી) દેવતા વિના વાણી-ઇંદ્રિય બોલી શકતી નથી, પણ પાણીમાં ઘડો મળ્યો છે તેના આનંદનો અનુભવ પોતે કરે છે અને જળની બહાર આવે છે ત્યારે દેવતા સહિત

વાક્ઇંદ્રિય (જે બોલવાનું સાધન છે તે) ઘડો જડયો છે તે કહી શકે છે.

**તેમ** (૧) સુષુપ્તિ અવસ્થામાં સુખ અને અજ્ઞાનના સાક્ષી ચેતનરૂપ સામાન્ય જ્ઞાન છે. (૨) પરંતુ વિશેષ જ્ઞાનનું સાધન જે ઇંદ્રિય તથા અંતઃકરણ તેનો તે વખતે અભાવ છે, તેથી સુખ તથા અજ્ઞાનનું વિશેષ જ્ઞાન તેને થતું નથી.

(૩) જ્યારે મનુષ્ય જાગ્રત અવસ્થામાં આવે છે ત્યારે ઇંદ્રિય તથા અંતઃકરણ જે વિશેષ જ્ઞાનનાં સાધન છે, તે હોવાથી સુષુપ્તિમાં અનુભવેલાં સુખ તથા અજ્ઞાનની સ્મૃતિ-રૂપ વિશેષ જ્ઞાન થાય છે.

**બીજું દૃષ્ટાંત :** લાખને તાપની પાસે ધરીએ તો તાપને લીધે તે નરમ થઈ જાય છે અને તાપથી દૂર કરતાં ઠંડકમાં રહેવાથી પાછી પથ્થર જેવી કઠણ થાય છે. વળી ગરમીની પાસે લાવતાં તે નરમ થાય છે.

**તેમ** સુષુપ્તિ અવસ્થામાં કારણશરીરરૂપ અજ્ઞાન વિદ્યમાન છે. તે અજ્ઞાન જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં બુદ્ધિરૂપ બની જાય છે અને વળી પાછી સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થતાં ફરીથી અજ્ઞાનરૂપ બની જાય છે.

**ત્રીજું દૃષ્ટાંત :** એક શહેરના મોટા માળામાં બીજે માળે આવેલી એક ઓરડીમાં એક બાઈ રહેતાં હતાં. તેમનું બાળક ઓરડીમાંથી બહાર ઘૂંટણિયે ચાલીને દોડી જતું. તે બાળક દાદરા ઉપરથી ગબડી પડશે એ બીકથી પેલાં બાઈ તે બાળકને વારંવાર દાદરા ઉપરથી પાછું લાવી ઘરમાં રમવા મૂકતાં; છતાં વળી વળીને તે બાળક દાદરા તરફ જ જતું. રીસ ચડવાથી તે બાઈએ બાળકને એક ધીમો લાફો

લગાવ્યો તેથી બાળક ખૂબ રડ્યું. માતાએ તેને દૂધપાન કરાવી છાનું રાખ્યું, પણ થાકેલું હોવાથી માતાના ખોળામાં ઊંઘી ગયું અને સુખશાંતિનો અનુભવ કરવા લાગ્યું. જાગી ઊઠતાં પાછું રમતાં રમતાં દાદરા તરફ જવા લાગ્યું.

**તેમ** કારણ શરીરરૂપ અજ્ઞાન છે તે માતારૂપ છે. તેનું બુદ્ધિરૂપી બાળક જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં, ઘરમાં તથા દાદરા ઉપર જવારૂપ બહિર્ભૂમિમાં વ્યવહાર (રમત) કરે છે. જ્યારે વિક્ષેપરૂપ થાક લાગે છે ત્યારે સુષુપ્તિ અવસ્થા-રૂપી ઘરમાં અજ્ઞાનરૂપી માતાના ખોળામાં લીન થઈ જાય છે અને બ્રહ્માનંદનો અનુભવ કરે છે. ફરીથી અદૃષ્ટ(કર્મ)ને લીધે જાગ્રત અવસ્થામાં આવે છે, ત્યારે પાછું પૂર્વવત્ બહિર્ભૂમિ વિષે વ્યવહારરૂપ રમત કરવા જાય છે.

**ચોથું દૃષ્ટાંત:** (૧) સમુદ્રના જળથી ભરેલા ઘડાને, (૨) (ગળે) દોરડું બાંધી સમુદ્રમાં મૂકવામાં આવે છે ત્યારે (૩) [ ઘડામાં ] રહેલું પાણી સમુદ્રનાં જળ સાથે એકતા પામે છે, તોપણ (૪) તેને ઘટરૂપ ઉપાધિ હોવાથી તે જળ જુદા જેવું રહે છે. (૫) ફરીથી જ્યારે દોરડું ખેંચી બહાર કાઢીએ ત્યારે તે ઘડો અને જળ સમુદ્રના જળથી જુદાં બને છે. પરંતુ (૬) ઘટ સહિત જળ અને સમુદ્રના જળનો આધાર જે **આકાશ** તે ભિન્ન થતું નથી, પણ (૭) ત્રણે કાળમાં એકરસ છે.

**તેમ** (૧) અજ્ઞાનરૂપ જળથી ભરેલો જે લિંગ દેહરૂપી ઘટ છે તે (૨) અદૃષ્ટરૂપી દોરડાથી બંધાઈને સુષુપ્તિકાળમાં તથા તેના અવાંતર ભેદરૂપ મરણ, મૂર્છા અથવા પ્રલય-કાળમાં, સમષ્ટિ અજ્ઞાનરૂપ ઈશ્વર, તેની ઉપાધિ જે માયા

તેમાં લીન થાય છે. ત્યારે (૩) વ્યષ્ટિ અજ્ઞાનરૂપ જીવની ઉપાધિ જે અવિદ્યા, તે સમષ્ટિ અજ્ઞાન સાથે એકતા પામે છે. (૪) તે છતાં લિંગ શરીરના સંસ્કારરૂપ ઉપાધિએ કરીને ભિન્ન જેવાં જ રહે છે. (૫) ફરીથી જ્યારે અદૃષ્ટરૂપી દોરડાને અંતરાત્મા પ્રેરે છે, ત્યારે તે ભેદ પામે છે [જુદાં બને છે]. (૬) પરંતુ વ્યષ્ટિ અજ્ઞાનરૂપ જળ સહિત લિંગ દેહરૂપ ઘટ અને સમષ્ટિ અજ્ઞાનરૂપ સમુદ્રનો આધાર જે ચિદાકાશ તે ભિન્ન થતાં નથી, (૭) પણ ત્રણે કાળમાં એકરસ રહે છે.

**શિષ્ય:** આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થાનું સ્વરૂપ જાણવાથી શો લાભ?

**ગુરુ:** સુષુપ્તિ અવસ્થા હોય છે તે તું જાણે છે, જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં સુષુપ્તિનો અભાવ હોય છે તે પણ તું જાણે છે.

માટે તે સુષુપ્તિ અવસ્થા તે તું નથી અને કારણદેહની હોવાથી તે તારી નથી. તું તો તેનો જાણનાર સાક્ષી, ઘટદ્રષ્ટાની પેઠે તેનાથી જુદો છે એવો નિશ્ચય કરવો તે લાભ.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'તું જાગ્રતાદિ ત્રણ અવસ્થાનો સાક્ષી છે' નામનો સાતમો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૮ મો

## બ્રહ્મરૂપ આત્માના સ્વરૂપ વિષે—ભાગ ૧ લો
## ( આત્માનાં વિશેષણ )

**શિષ્ય : આત્માનાં વિશેષણ કેટલા પ્રકારનાં છે?**

**ગુરુ : આત્માનાં વિશેષણ (૧) વિધેય અને (૨) નિષેધ્ય એવા બે પ્રકારનાં છે.**

વિધેય=સાક્ષાત્ બોધ કરનાર. જેમ કે—

'સધવા સ્ત્રી.' આ શબ્દો 'વિધવા' સ્ત્રીનો નિષેધ કરે છે અને સૌભાગ્યવતી સ્ત્રીનો સાક્ષાત્ (સીધો) બોધ કરે છે.

તેમ 'સત્, ચિત્' વગેરે વિધેય વિશેષણો છે. તે 'અસત્, જડ' આદિ પ્રપંચનાં વિશેષણોનો નિષેધ કરે છે; અને સદાદિરૂપ બ્રહ્મનો સાક્ષાત્ બોધ કરે છે માટે તેમને 'વિધેય' કહીએ છીએ.

નિષેધ્ય=પ્રપંચના નિષેધ દ્વારા બોધ કરનાર. જેમ કે—

'અવિધવા' શબ્દ 'વિધવા' સ્ત્રીનો નિષેધ કરે છે અને તેનાથી વિલક્ષણ સૌભાગ્યવતી સ્ત્રીનો બોધ કરે છે.

તેમ અનંતાદિક જે નિષેધ્ય વિશેષણો છે, તે અંત-આદિક પ્રપંચના ધર્મોનો નિષેધ કરે છે; અર્થાત્ તેનાથી વિલક્ષણ એવા બ્રહ્મનો બોધ કરનારાં છે, માટે તે વિશેષણોને 'નિષેધ્ય' કહીએ છીએ.

શિષ્ય: આત્માનાં વિધેય વિશેષણો કયાં કયાં છે?

ગુરુ: (૧) સત્, (૨) ચિત્, (૩) આનંદ, (૪) બ્રહ્મ, (૫) સ્વયંપ્રકાશ, (૬) કૂટસ્થ, (૭) સાક્ષી, (૮) દ્રષ્ટા, (૯) ઉપદ્રષ્ટા, (૧૦) એક ઇત્યાદિ આત્માનાં વિધેય વિશેષણો છે.

શિષ્ય: આત્મા સત્‌રૂપ કેવી રીતે છે?

ગુરુ: (૧) જેની જ્ઞાનથી અથવા બીજા કશાથી પણ નિવૃત્તિ ન થાય તે સત્‌રૂપ કહેવાય.

આત્માની પોતાના જ્ઞાનથી અથવા બીજી કોઈ વસ્તુથી નિવૃત્તિ થતી નથી; માટે આત્મા સત્ છે. વળી શાસ્ત્રકારો त्रिकालाबाध्यं सत्यम् ત્રણ કાળમાં જેનો બાધ ન થાય તેને સત્‌રૂપ કહે છે.

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં આત્મા છે માટે તે સત્‌રૂપ છે.

શિષ્ય: આત્મા ચિત્‌રૂપ કેવી રીતે છે?

ગુરુ: (૨) અલુપ્ત પ્રકાશ હોય તે ચિત્ કહેવાય. આત્મા પોતે સદાય પ્રકાશરૂપ છે. તેનો પ્રકાશ કદી લોપાતો નથી માટે આત્મા ચિત્‌રૂપ છે.

શિષ્ય: આત્મા આનંદરૂપ કેવી રીતે છે?

ગુરુ: (૩) પરમ પ્રેમાસ્પદ (સૌથી વધારે પ્રીતિનો જે વિષય) હોય તે આનંદ કહેવાય.

આત્મામાં (પોતામાં) સર્વેની પરમ પ્રીતિ છે જેથી તે આનંદરૂપ છે.

યાજ્ઞવલ્ક્ય પોતાની સ્ત્રી મૈત્રેયીને કહે છે: હે મૈત્રેયિ! પતિ ઉપર સ્ત્રીનો અધિકાધિક પ્રેમ હોય છે, તે પતિની

કામનાઓ પૂર્ણ કરવા માટે નહિ; પણ પોતાની જ કામનાઓ પૂર્ણ કરવા માટે છે. એમ પતિને સ્ત્રી અધિક પ્રિય લાગે છે, તે પણ સ્ત્રીની કામનાઓ પૂર્ણ કરવા માટે નહિ, પણ પોતાની જ કામનાઓ પૂર્ણ કરવા માટે. માતાપિતાનો પુત્રો ઉપર જે અધિક પ્રેમ હોય છે તે પુત્રો માટે નહિ, પણ પોતાને જ માટે છે. એમ ધન ઉપર જે અધિક પ્રેમ છે તે પણ ધન માટે નહિ, પરંતુ પોતાને જ માટે. (વિશેષ બધી વસ્તુ કહ્યા પછી કહે છે કે) આ જગત બધું જ જગત માટે પ્રિય નથી, પણ બધું પોતાના (આત્મા) માટે જ પ્રિય છે.

આ સંબંધમાં એક દૃષ્ટાંત છે:

એક રાજા અને પ્રધાન વાર્તાવિનોદ કરતા હતા, ત્યારે રાજાએ કહ્યું કે, ખરેખર, પ્રાણીમાત્રને પોતાનાં બચ્ચાં ઉપર પ્રેમ હોય છે, પણ વાનરજાતિમાં તે સૌથી વધારે હોય છે. એના જેવો પ્રેમ બીજે જોવામાં આવતો નથી. પોતાના આત્મા કરતાં પણ પોતાનાં બચ્ચાં ઉપર વધારે પ્રેમ આ જાતિને હોય છે. ત્યારે પ્રધાને કહ્યું કે, રાજન્! આપ કહો છો તે વાત યથાર્થ નથી. પોતાના આત્મા કરતાં પણ બચ્ચાં ઉપર વધારે પ્રેમ હોય એ સંભવિત નથી. **આત્મા જેટલી પ્રિય વસ્તુ જગતમાં બીજી કોઈ નથી.** આ સાંભળી રાજાએ કહ્યું કે, બીજાં પ્રાણીઓમાં ભલે ગમે તેમ હોય, પણ વાનરજાતિમાં તેનાં બચ્ચાં ઉપર અતિશય પ્રેમ છે તે મેં પ્રત્યક્ષ જોયું છે. વાંદરી મરેલાં બચ્ચાંને પણ છોડતી નથી; અને સાથે લઈને ફરે છે, તો આત્મા જેટલી પ્રિયતા બીજામાં નથી એ હું કેમ માનું?

પ્રધાને કહ્યું કે, મરેલાં બચ્ચાંને તો શું પણ જીવતાં

બચ્ચાંને પણ પોતાના પ્રાણ બચાવવા વાંદરી જતું કરે એ હું આપને બતાવું. આમ કહી, એક બચ્ચાંવાળી વાંદરીને પકડાવી ખાલી હોજમાં એવી રીતે બાંધી કે તે આમતેમ જઈ ન શકે, પછી તે હોજમાં પાણી ભરાવા માંડ્યું. જેમ જેમ પાણી ભરાતું ગયું તેમ તેમ વાંદરી બચ્ચાને ઊંચું ઊંચું રાખતી ગઈ. પણ જ્યારે તેના નાક સુધી પાણી આવી ગયું ત્યારે ગૂંગળાઈને મરી જવાના ભયથી તરત બચ્ચાને પોતાના પગ તળે મૂકી તેના ઉપર પોતે ઊભી રહી. આ જોવાથી રાજાને ખાતરી થઈ કે, ખરેખર આ જગતમાં આત્મા જેટલી પ્રિયતા બીજામાં નથી.

યાજ્ઞવલ્ક્ય કહે છે, હે મૈત્રેયિ ! આવી રીતે બધું જગત આત્મા માટે જ પ્રિય ભાસે છે, માટે આત્મા **આનંદરૂપ** છે.

**શિષ્ય: આત્મા બ્રહ્મરૂપ કેવી રીતે છે?**

**ગુરુ: (૪) (अ) આત્મા સત્, ચિત્, આનંદરૂપ શ્રુતિથી, યુક્તિથી અને અનુભવથી સિદ્ધ છે.**

**(ब) બ્રહ્મ પણ શાસ્ત્ર(ઉપનિષદ)માં સત્, ચિત્, આનંદરૂપ કહ્યો છે; માટે આત્મા બ્રહ્મરૂપ છે; અથવા બ્રહ્મ નામ વ્યાપકનું છે. જેનો દેશ, કાળ તથા વસ્તુથી અંત આવતો નથી તે વ્યાપક કહેવાય.**

(क) આત્મા જો બ્રહ્મથી ભિન્ન હોય તો દેશથી તેનો અંત આવે. (ख) જેનો દેશથી અંત થાય તેનો કાળથી પણ અંત થાય એવો નિયમ છે. (ग) અને જેનો દેશ તથા કાળથી અંત થાય તે અનિત્ય કહેવાય; માટે જો આત્મા બ્રહ્મથી ભિન્ન હોય તો તે **અનિત્ય** થશે. આત્મા

નિત્ય છે માટે તે બ્રહ્મથી ભિન્ન નથી.

(अ) આત્માથી બ્રહ્મ ભિન્ન ઠરે તો બ્રહ્મ અનાત્મા ઠરે.

(आ) ઘટાદિક અનાત્મા છે એટલે જડ છે. આત્માથી ભિન્ન જો બ્રહ્મ હોય તો તે પણ જડ ઠરે. આ વાર્તા શ્રુતિથી વિરુદ્ધ છે.

**માટે આત્માથી ભિન્ન બ્રહ્મ નથી પણ તે બ્રહ્મરૂપ છે.**

**શિષ્ય : આત્મા સ્વયંપ્રકાશ કેવી રીતે છે?**

**ગુરુ : (૫) દીપકની પેઠે પોતાને પ્રકાશવામાં જે બીજાની અપેક્ષા કરતો નથી તથા જે પોતે જ સર્વનો પ્રકાશક છે તેને સ્વયંપ્રકાશ કહેવામાં આવે છે.**

આત્મા પોતાને પ્રકાશવામાં ચંદ્ર, સૂર્ય, અગ્નિ, તારા, વિદ્યુત આદિ કોઈ પ્રકાશની અપેક્ષા રાખતો નથી; માટે તે પણ સ્વયંપ્રકાશ છે. ભગવાન ગીતામાં કહે છે:

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।

અથવા (क) જે પોતે સર્વદા અપરોક્ષરૂપ હોય તથા (ख) કોઈ જ્ઞાનનો વિષય (પ્રકાશ્ય) ન હોય તે સ્વયંપ્રકાશ કહેવાય. अवेद्यत्वे सति अपरोक्षव्यवहारयोग्यत्वम् स्वप्रकाशत्वम् ॥

આત્મા પોતે સદા અપરોક્ષરૂપ છે તથા પ્રકાશરૂપ છે તેથી તે કોઈ પણ જ્ઞાનનો વિષય (પ્રકાશ્ય) નથી; માટે આત્મા સ્વયંપ્રકાશ છે.

**શિષ્ય : આત્મા કૂટસ્થ કેવી રીતે છે?**

**ગુરુ : (૬) કૂટ=લુહારની એરણ. એરણની**

માફક જે નિર્વિકાર(અચળ)રૂપથી રહે તે ફૂટસ્થ કહેવાય.

લુહાર એરણ ઉપર અનેક ઘાટ ઘડે છે, તોપણ તે જેમની તેમ રહે છે. તેમ મનરૂપ લુહાર વ્યવહારરૂપ અનેક ઘાટ ઘડે છે, તોપણ આત્મા જેમનો તેમ રહે છે, માટે આત્મા ફૂટસ્થ છે. (ફૂટસ્થ કહ્યો, એટલે અચળ અને અક્રિય પણ સિદ્ધ થયો.)

**શિષ્ય : આત્મા સાક્ષી કેવી રીતે છે?**

**ગુરુ : (૭) લોકવ્યવહારમાં (अ) જે ઉદાસીન (રાગદ્વેષરહિત) હોય; (आ) સમીપવર્તી હોય અને (इ) ચેતન હોય તેને સાક્ષી કહેવામાં આવે છે.**

આત્મા (क) દેહાદિકથી ઉદાસીન છે. (ख) દેહાદિકની અત્યંત સમીપવર્તી (પાસે રહેવાવાળો) છે અને (ग) ચેતન છે તેથી **આત્મા સાક્ષી** છે. અથવા

અંતઃકરણ ઉપાધિવાળા ચેતનને **સાક્ષી** કહેવામાં આવે છે. અથવા

અંતઃકરણ અને અંતઃકરણની વૃત્તિઓમાં રહેલો ચેતન માત્ર(કેવળ ચેતન)ને **સાક્ષી** કહેવામાં આવે છે.

આત્મા આવા પ્રકારનો છે માટે **સાક્ષી** છે.

**શિષ્ય : આત્મા દ્રષ્ટા કેવી રીતે છે?**

**ગુરુ : (૮) જે જોનાર છે તેને દ્રષ્ટા કહીએ. આત્મા પોતે સર્વ દશ્યોનો જોનાર છે માટે આત્મા દ્રષ્ટા છે.**

**શિષ્ય : આત્મા ઉપદ્રષ્ટા કેવી રીતે છે?**

**ગુરુ : (૯) જેમ યજ્ઞશાળામાં યજ્ઞક્રિયા કર-**

નાર પંદર ઋત્વિજ હોય છે; સોળમો યજમાન હોય છે તથા સત્તરમી યજમાનની પત્ની હોય છે; અને અઢારમો ઉપદ્રષ્ટા (પાસે બેસીને જોનાર) હોય છે. તે ઉપદ્રષ્ટા કંઈ ક્રિયા કરતો નથી.

**તેમ** સ્થૂળ દેહરૂપી યજ્ઞશાળામાં પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય તથા પાંચ પ્રાણ એ પંદર **ઋત્વિજ**, મનરૂપ સોળમો **યજમાન**, અને સત્તરમી બુદ્ધિરૂપી યજમાનની **સ્ત્રી** છે. એ સત્તર પોતપોતાના વિષયને ગ્રહણ કરવારૂપ ભોગમય યજ્ઞકાર્ય કરે છે. તે સર્વેની પાસે રહીને તેમની ક્રિયામાત્રને જાણનાર (અઢારમો) આત્મા ઉપદ્રષ્ટા છે.

શિષ્ય : આત્મા એક કેવી રીતે છે?

ગુરુ: (૧૦) આત્માનો સજાતીય (એક જાતિવાળો) બીજો કોઈ આત્મા નથી માટે આત્મા એક છે.

શિષ્ય: આત્માનાં નિષેધ્ય વિશેષણ કયાં કયાં છે?

ગુરુ: (૧) અનંત, (૨) અખંડ, (૩) અસંગ, (૪) અદ્વિતીય, (૫) અજન્મા, (૬) નિર્વિકાર, (૭) નિરાકાર, (૮) અવ્યક્ત, (૯) અવ્યય, (૧૦) અક્ષર, ઇત્યાદિ આત્માનાં નિષેધ્ય વિશેષણો છે.

શિષ્ય : આત્મા અનંત કેવી રીતે છે?

ગુરુ: (૧). (क) આત્મા વ્યાપક છે તેથી તેનો દેશથી અંત નથી. (ख) આત્મા નિત્ય છે તેથી તેનો કાળથી અંત નથી. અને (ग) સર્વનો અધિ-

ષ્ઠાન હોવાથી આત્મા સર્વરૂપ છે; તેથી તેનો વસ્તુથી અંત નથી.

જેનો દેશથી, કાળથી તથા વસ્તુથી અંત ન હોય તે અનંત કહેવાય. આત્મા આવો છે માટે તે અનંત છે.

એક સ્થળમાં હોય અને બીજા સ્થળમાં ન હોય તે દેશથી અંતવાળો કહેવાય. રણછોડજી ડાકોરમાં છે, બીજે નથી, રામેશ્વર શ્વેતબિંદુરામેશ્વરમાં છે, બીજે નથી; માટે રણછોડજી તથા રામેશ્વરનો દેશથી અંત કહેવાય. આત્મા ડાકોરમાં પણ છે અને શ્વેતબિંદુરામેશ્વરમાં પણ છે, માટે તેનો દેશથી અંત નથી.

વસિષ્ઠ મહારાજ, રામકૃષ્ણાદિક અમુક કાળમાં હતા અને હાલ નથી; માટે તેમનો કાળે કરીને અંત કહેવાય. આત્મા સર્વ કાળમાં છે માટે તેનો કાળે કરીને અંત નથી.

જગતમાં અનેક વસ્તુઓ છે; પરંતુ તે બધી એક-બીજીથી ભિન્ન છે માટે તે સર્વનો પોતામાં જ અંત હોવાથી તે સર્વનો વસ્તુથી અંત છે. આત્મા સર્વ વસ્તુઓનો અધિષ્ઠાન હોવાથી તેનો વસ્તુએ કરીને અંત નથી માટે આત્મા અનંત છે.

શિષ્ય : આત્મા અખંડ કેવી રીતે છે?

ગુરુ : (૨) (अ) જીવ અને ઈશ્વરનો ભેદ, (आ) જીવોનો પરસ્પર ભેદ, (इ) જીવ અને જડનો ભેદ, (ई) જડ અને ઈશ્વરનો ભેદ અને (उ) એક જડ વસ્તુનો બીજી જડ વસ્તુ સાથે ભેદ, એમ પાંચ પ્રકારના ભેદ છે, તેનાથી આત્મા રહિત

છે. અથવા—

સજાતીય, વિજાતીય અને સ્વગતભેદ એવા ત્રણ પ્રકારના ભેદથી આત્મા અખંડ છે.

શિષ્ય: આત્મા અસંગ કેવી રીતે છે?

ગુરુ: (૩) સંગ=સંબંધ. આ સંબંધ ત્રણ પ્રકારનો છે: (૧) સજાતીય સંબંધ, (૨) વિજાતીય સંબંધ, (૩) સ્વગત સંબંધ.

(૧) પોતાની જાતિવાળા સાથેનો સંબંધ તે **સજાતીય સંબંધ** જેમ કે—

કોઈ બ્રાહ્મણનો બીજા બ્રાહ્મણ સાથે સંબંધ.

(૨) પોતાની જાતિ સિવાય અન્ય જાતિવાળા સાથે સંબંધ તે **વિજાતીય સંબંધ**. જેમ કે—

કોઈ બ્રાહ્મણનો કોઈ શૂદ્ર સાથેનો સંબંધ.

(૩) પોતાના અવયવો (અંગો) સાથેનો સંબંધ તે **સ્વગત સંબંધ**. જેમ કે—

કોઈ વ્યક્તિનો પોતાના હાથ, પગ, માથું વગેરે સાથેનો સંબંધ.

(૧) આત્મા (ચેતન) એક છે, માટે તેની જાતિનો બીજો નથી. જીવ, ઈશ્વર, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, હું, તું વગેરે ભેદ તો ઉપાધિના કરેલા છે માટે મિથ્યા છે; માટે આત્માનો બીજા કોઈની સાથે **સજાતીય સંબંધ** બની શકે નહિ.

(૨) આત્મા અદ્વૈત છે અને સત્ય છે. તેનાથી ભિન્ન માયા (અજ્ઞાન) તથા માયાનાં કાર્ય સ્થૂળ, સૂક્ષ્મ, પ્રપંચ પ્રતીત થાય છે તે અસત્ છે અને અસત્ એ કોઈ વસ્તુ નથી; માટે આત્માનો કોઈની સાથે **વિજાતીય**

સંબંધ બની શકે નહિ.

(૩) આત્મા નિરવયવ છે. સત્, ચિત્, આનંદ આદિ તો આત્માના અવયવ નથી; પરંતુ એકરૂપ હોવાથી તેનું સ્વરૂપ છે; માટે આત્માનો કોઈની સાથે **સ્વગત સંબંધ** બને નહિ.

આ પ્રમાણે આત્મા સર્વ સંબંધથી રહિત હોવાથી અસંગ છે.

**શિષ્ય : આત્મા અદ્વૈત કેવી રીતે છે?**

**ગુરુ : (૪) દ્વૈત જે પ્રપંચ તે સ્વપ્નની પેઠે કલ્પિત હોવાથી વાસ્તવ છે જ નહિ. દ્વૈતથી રહિત હોવાથી આત્મા અદ્વૈત છે.**

**શિષ્ય : આત્મા અજન્મા કેવી રીતે છે?**

**ગુરુ : (૫) જન્મ સ્થૂળ દેહનો ધર્મ છે. એ જન્મ સૂક્ષ્મ દેહને નથી, તો પછી આત્માને તો હોય જ શી રીતે?**

**જો આત્માનો જન્મ માનીએ તો પછી તેનું મરણ પણ માનવું પડે; અને જન્મમરણવાન આત્મા માન્યો તો તે આત્મા અનિત્ય સિદ્ધ થશે. પરલોકવાદી આસ્તિકોને એ વાત સંમત નથી, તેમ જ વેદને પણ સંમત નથી.**

કારણ કે (૧) જે જન્મમરણવાળી વસ્તુ છે તેનો આદિ તથા અંતમાં અભાવ છે; માટે પૂર્વજન્મ વિષે આત્મા નહોતો અને તેનાં કર્મ પણ નહોતાં તો આ જન્મમાં આત્માને કર્મ વિના ભોગની પ્રાપ્તિ થાય છે. (અહીં **અકૃતાભ્યાગમ** દોષની પ્રાપ્તિ થાય છે). અને

(૨) મરણ પછી આત્મા નહિ રહેવાનો, તેથી આ જન્મમાં કરેલાં કર્મનો ભોગ વિના નાશ થવાનો. (અહીં કૃતનાશ દોષની પ્રાપ્તિ થાય છે.)

આમ થવાથી વેદોક્ત કર્મ વ્યર્થ થશે. આ અનર્થ પ્રાપ્ત ન થાય માટે આત્મા અજન્મા માનવો જ પડે અને અજન્મા માનીએ એટલે આત્મા અજર, અમર સિદ્ધ થયો.

**શિષ્ય : આત્મા નિર્વિકાર કેવી રીતે છે?**

**ગુરુ : (૬) જેમ ઘટનો (૧) જન્મ, (૨) અસ્તિપણું (પ્રગટ હોવું), (૩) વૃદ્ધિ, (૪) વિપરિણામ, (૫) અપક્ષય અને (૬) વિનાશ એ છ ધર્મો છે; પરંતુ તે ધર્મો ઘડાની અંદર રહેલા આકાશના અને ઘડાથી બહારના આકાશના નથી. તેમ–**

**(૧) દેહ જન્મે છે એ જન્મ; (૨) પૂર્વે ન હતો અને હાલમાં અસ્તિત્વમાં આવે છે માટે એ દેહનું અસ્તિત્વ; (૩) દેહની બાલ્યાવસ્થા થાય છે તે તેની વૃદ્ધિ; (૪) દેહની યુવાવસ્થા થાય છે તે તેનો વિપરિણામ; (૫) દેહ વૃદ્ધ થાય છે તે તેનો અપક્ષય અને (૬) દેહનું મરણ થાય છે તે તેનો વિનાશ.**

આ છ વિકારો દેહના ધર્મ છે. દેહને જાણવાવાળો તથા દેહથી ન્યારો જે આત્મા તેના તે ધર્મો નથી.

**આ છ વિકારથી રહિત આત્મા હોવાથી તે નિર્વિકાર છે.**

**શિષ્ય : આત્મા નિરાકાર કેવી રીતે છે?**

ગુરુ: (૭) (૧) સ્થૂળ, (૨) સૂક્ષ્મ, (૩) લાંબો અને (૪) ટૂંકો એવા ચાર પ્રકારના જગતમાં આકાર છે.

(૧) આત્મા, મન તથા ઇંદ્રિયોનો અવિષય હોવાથી સૂક્ષ્મ છે; માટે સ્થૂળ નથી, (૨) વ્યાપક હોવાથી સૂક્ષ્મ (અણુ) નથી. (૩,૪) સર્વ ઠેકાણે સભર (ઓતપ્રોત) ભરેલો છે માટે લાંબો તથા ટૂંકો નથી માટે આત્મા નિરાકાર છે.

શિષ્ય: આત્મા અવ્યક્ત કેવી રીતે છે?

ગુરુ: (૮) મન તથા ઇંદ્રિયો આદિને અગોચર હોવાથી તે અસ્પષ્ટ છે; માટે આત્મા અવ્યક્ત છે.

શિષ્ય: આત્મા અવ્યય કેવી રીતે છે?

ગુરુ: (૯) જો કોઈ કોઠીમાંથી દાણા કાઢીએ તો તેમાંથી દાણાનો વ્યય થાય (ઘટે); અને તેમાં ઉમેરીએ તો તેમાં વધારો થાય, તેવી રીતે આત્માની વધઘટ (વ્યય) થતી નથી માટે આત્મા અવ્યય છે.

શિષ્ય: આત્મા અક્ષર કેવી રીતે છે?

ગુરુ: (૧૦) આત્મા પોતે ક્ષર(નાશ)થી રહિત છે, તેથી તે અક્ષર છે. આત્માને અક્ષર, અમૃત તથા અવિનાશી પણ કહે છે.

શિષ્ય: ઉપર કહ્યાં જે આત્માનાં વિશેષણો તે પરસ્પર અભિન્ન કેવી રીતે છે?

ગુરુ: સત્, ચિત્, આનંદ આદિક જો આત્માના ગુણ હોય તો તેઓ પરસ્પર ભિન્ન હોય. એ

**વિશેષણો આત્માના ગુણો નથી, પરંતુ સ્વરૂપ છે માટે તે ભિન્ન નહિ પણ અભિન્ન છે અને**

(૧) એક જ આત્મા નાશથી રહિત છે માટે **સત્** કહીએ; (૨) જડથી વિલક્ષણ તથા પ્રકાશરૂપ છે માટે તેને **ચિત્** કહીએ; અને (૩) દુઃખથી વિલક્ષણ, મુખ્ય પ્રીતિનો વિષય છે માટે તેને **આનંદ** કહીએ છીએ.

સર્વ વિશેષણો આ પ્રમાણે ઘટાવી લેવાં.

જેમ એક જ પુરુષ (૧) પિતાની અપેક્ષાથી **પુત્ર,** (૨) દાદાની અપેક્ષાથી **પૌત્ર,** (૩) કાકાની અપેક્ષાથી **ભત્રીજો,** અને (૪) મામાની અપેક્ષાથી **ભાણેજ** કહેવાય છે. અથવા–

એક સંન્યાસીને (૧) પશુ, સ્ત્રી, ગૃહસ્થ, વગેરેની અપેક્ષાએ મનુષ્ય, પુરુષ અથવા ત્યાગી એવાં **વિધેય** વિશેષણોથી બોલાવીએ છીએ અને–

(૨) ઘટ, પાષાણ, વૃક્ષ આદિની અપેક્ષાએ અઘટ, અપાષાણ, અવૃક્ષ વગેરે **નિષેધ્ય** વિશેષણોથી બોલાવીએ છીએ, તેમ એક જ આત્માને પ્રપંચનાં અસત્, જડ, દુઃખ તથા અંત, ખંડ, સંગ આદિક વિશેષણોની અપેક્ષાએ સત્, ચિત્, આનંદ, અનંત, અખંડ, અસંગ વગેરે નામો આપીએ છીએ.

આ પ્રમાણે આત્માનાં જે વિશેષણો કહ્યાં તે પરસ્પર ભિન્ન નથી પણ અભિન્ન છે.

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'આત્માનાં વિશેષણ' નામનો આઠમો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૯ મો

## બ્રહ્મરૂપ આત્માના સ્વરૂપ વિષે–ભાગ ૨ જો

## ( સત્ ચિત્ આનંદનું વિશેષ વર્ણન )

શિષ્ય : સત્, એટલે શું ?

ગુરુ : (૧) જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે કાળમાં જેનો બાધ ન થાય તે સત્ કહેવાય.

શિષ્ય : ચિત્ એટલે શું ?

ગુરુ : (૨) ત્રણે કાળમાં જે સર્વને જાણે છે તે ચિત્.

શિષ્ય : આનંદ એટલે શું ?

ગુરુ : (૩) ત્રણે કાળમાં જે પરમ પ્રીતિનો વિષય હોય તે આનંદ કહેવાય.

શિષ્ય : હું સત્ છું એ કેવી રીતે જાણવું ?

ગુરુ : (૧) તું ત્રણે કાળમાં છે માટે તું સત છે એમ જાણવું.

શિષ્ય : ત્રણે કાળમાં હું છું માટે સત્ છું એ કેવી રીતે સમજાય ?

ગુરુ : (૧) જાગ્રતમાં તું છે, સ્વપ્નમાં તું છે; સુષુપ્તિમાં તું છે; (૨) તેવી રીતે પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળમાં તું છે; (૩) તેવી રીતે દિવસમાં, રાત્રિમાં તથા પક્ષ વિષે તું છે;

(૪) તેવી રીતે માસ વિષે, ઋતુ વિષે તથા વર્ષ વિષે તું છે; (૫) તેવી રીતે બાળક, યુવા અને વૃદ્ધ અવસ્થા વિષે તું છે; (૬) તે જ રીતે પૂર્વ દેહ વિષે તું છે; આ દેહમાં તું છે અને ભાવિ દેહમાં તું છે; (૭) તે જ પ્રમાણે યુગ વિષે, મનુ વિષે, કલ્પ વિષે તું છે; (૮) તે જ પ્રમાણે ભૂતકાળમાં, વર્તમાનકાળમાં તથા ભવિષ્યકાળમાં પણ તું છે.

(આ વિશ્રામમાં પૂર્વ દેહમાં તું હતો અને ભાવિ દેહમાં તું હોઇશ એ પ્રમાણે ભૂત તથા ભવિષ્યકાળના સંબંધમાં કહેવા કરતાં વર્તમાનકાળના સંબંધમાં 'છે' એવું કહ્યું છે તે ભૂત તથા ભવિષ્ય કાળની કલ્પના (મિથ્યાત્વ) માત્ર સૂચવે છે અને આત્માની સદાદિરૂપતા વિષે શ્રુતિ આદિ અનેક પ્રમાણો મોજૂદ છે, તથા તેના અસત્તાદિક (અભાવ) વિષે પ્રમાણનો સંપૂર્ણ અભાવ છે, જેથી સર્વ કાળમાં આત્મા સચ્ચિદાનંદરૂપ જ છે એમ નિશ્ચય જાણવું.)

આ પ્રમાણે ત્રણે કાળમાં તું છે માટે તું સત્ છે એવો નિશ્ચય કર.

શિષ્ય: મારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણે કાળ કેવા જાણવા?

ગુરુ: તારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણ કાળ અસત્ છે એમ જાણ.

શિષ્ય: સત્ તથા અસત્નો નિર્ણય કેવી રીતે થાય?

ગુરુ: સત્ તથા અસત્ વસ્તુનો નિર્ણય અન્વય-વ્યતિરેકરૂપ યુક્તિથી થાય.

શિષ્ય : સત્ તથા અસત્‌ના નિર્ણયમાં અન્વય વ્યતિરેકરૂપ યુક્તિ કેવી રીતે ઘટાવશો (સમજાવશો)?

ગુરુ: (અન્વય=સંબંધ; વ્યતિરેક=જુદાપણું).

અન્વ૦ તું જે જાગ્રતમાં છે તે જ તું સ્વપ્નમાં છે માટે તું સત્ છે.

વ્યતિ૦ જાગ્રત તારામાં નથી માટે તે જાગ્રત અસત્ છે.

અન્વ૦ તું જે સ્વપ્ન છે તે જ તું સુષુપ્તિમાં છે માટે તું સત્ છે.

વ્યતિ૦ સ્વપ્ન તારામાં નથી માટે એ સ્વપ્ન અસત્ છે.

અન્વ૦ તું જે સુષુપ્તિમાં છે તે જ તું પ્રાત:કાળમાં છે માટે તું સત્ છે.

વ્યતિ૦ સુષુપ્તિ તારામાં નથી માટે એ સુષુપ્તિ અસત્ છે.

આ પ્રમાણે તું પ્રાત:કાળ, મધ્યાહ્નકાળ, સાયંકાળ, દિવસ, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ વગેરે **કાળના વિભાગમાં** તથા બાળક, યૌવન, વૃદ્ધ **અવસ્થામાં;** તથા પૂર્વ દેહ, વર્તમાન દેહ અને ભાવિ **દેહમાં;** તથા યુગ, મનુ, કલ્પ તથા ભૂત, વર્તમાન અને ભવિષ્ય**કાળમાં** છે માટે તું આત્મા **સત્** છે અને તે વિભાગો આદિ તારામાં નથી માટે તે વિભાગો આદિ **અસત્** છે; એમ અન્વયવ્યતિરેકરૂપ યુક્તિ સત્ તથા અસત્‌નો નિર્ણય કરવામાં ઘટાવજે.

શિષ્ય : હું ચિત્ કેવી રીતે છું?

ગુરુ: તું ત્રણે કાળને જાણે છે માટે તું ચિત્ છે.

શિષ્ય : ત્રણે કાળને હું જાણું છું માટે હું

ચિત્ છું એ કેવી રીતે સમજાય?

ગુરુ: જાગ્રતને તું જાણે છે; સ્વપ્નને તું જાણે છે; સુષુપ્તિને તું જાણે છે.

પ્રાતઃકાળને તું જાણે છે; મધ્યાહ્નકાળને તું જાણે છે; સાયંકાળને તું જાણે છે.

તે જ પ્રમાણે દિવસ, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ, વર્ષ, બાળક, યુવા તથા વૃદ્ધ અવસ્થા; પૂર્વ દેહ, વર્તમાન દેહ તથા ભાવિ દેહ, યુગ, મનુ, કલ્પ અને ભૂતકાળ, વર્તમાન-કાળ તથા ભવિષ્યકાળ તું જાણે છે.

આ રીતે સર્વ કાળ તું જાણે છે માટે તું ચિત્ છે એમ સમજી નિશ્ચય કર.

શિષ્ય: મારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણ કાળ કેવા જાણવા?

ગુરુ: તારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણે કાળ જડ છે માટે જડ જાણવા.

શિષ્ય: ચિત્ અને જડનો નિર્ણય કેવી રીતે કરવો?

ગુરુ: ચિત્ અને જડનો નિર્ણય અન્વય-વ્યતિરેકરૂપ યુક્તિથી કરવો.

શિષ્ય: ચિત્ અને જડનો નિર્ણય કરવામાં અન્વય તથા વ્યતિરેકરૂપ યુક્તિ કેવી રીતે ઘટાવશો?

ગુરુ: (અન્વય) તું જે જાગ્રતને જાણે છે તે જ તું સ્વપ્નને જાણે છે માટે તું ચિત્ છે.

(વ્યતિરેક) જાગ્રત તને જાણે નહિ માટે તે જાગ્રત જડ છે.

(અન્વય) તું જે સ્વપ્નને જાણનાર છે તે જ તું સુષુપ્તિને જાણે છે માટે તું ચિત્ છે.

(વ્યતિ૦) સ્વપ્ન તને જાણે નહિ માટે તે સ્વપ્ન જડ છે.

આ પ્રમાણે ચિત્ અને જડના નિર્ણયમાં અન્વય-વ્યતિરેકરૂપ યુક્તિ ઘટાવજે.

શિષ્ય : હું આનંદ કેવી રીતે છું ?

ગુરુ : (૩) ત્રણે કાળમાં તું પરમપ્રિય છે, માટે તું આનંદ છે.

શિષ્ય : ત્રણે કાળમાં હું પ્રિય છું, માટે આનંદ છું એ કેવી રીતે જાણું ?

ગુરુ : (अ) જાગ્રતમાં તું પ્રિય છે; સ્વપ્નમાં તું પ્રિય છે; સુષુપ્તિમાં તું પ્રિય છે.

(आ) તે પ્રમાણે પ્રાતઃકાળે, મધ્યાહ્નકાળે, સાયંકાળે તું પ્રિય છે;

(इ) દિવસ, રાત્રિ તથા પક્ષ વિષે તું પ્રિય છે;

(ई) માસ, ઋતુ, વર્ષ વિષે તું પ્રિય છે;

(उ) બાળક, યુવા અને વૃદ્ધ અવસ્થા વિષે તું પ્રિય છે;

(ऊ) પૂર્વ દેહ, વર્તમાન દેહ તેમ જ ભાવિ દેહ વિષે તું પ્રિય છે;

(ए) યુગ, મનુ તથા કલ્પ વિષે તું પ્રિય છે;

(ऐ) તેવી જ રીતે ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળમાં પણ તું જ પ્રિય છે.

આમ ત્રણે કાળમાં તું પરમપ્રિય છે, માટે

તું આનંદ છે એવો નિશ્ચય કર.

શિષ્ય: મારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણ કાળને કેવા જાણવા ?

ગુરુ: તારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણ કાળ દુઃખરૂપ છે એમ જાણવું.

શિષ્ય: આનંદ તથા દુઃખનો નિર્ણય કેવી રીતે થઈ શકે ?

ગુરુ: આનંદ તથા દુઃખનો નિર્ણય અન્વય-વ્યતિરેકરૂપ યુક્તિથી થાય છે.

શિષ્ય: આનંદ તથા દુઃખના નિર્ણયમાં અન્વ-યવ્યતિરેકરૂપ યુક્તિ ઘટાવો.

ગુરુ: (અન્વય) તું કે જે જાગ્રતમાં (પરમ) પ્રિય છે તેજ તું સ્વપ્નમાં પ્રિય છે તેથી તું આનંદ છે.

[જે જે જાગ્રતાદિ કાળ આત્મામાં ભાસે છે, તે તે કાળ યદ્યપિ દુઃખરૂપ છે તથાપિ (૧) અધ્યાસને લીધે તે તે કાળ આત્માને ચિદાભાસ દ્વારા પ્રિય ભાસે છે. તે વખતે અન્ય કાળ પ્રિય ભાસતો નથી; માટે સર્વ કાળમાં વ્યભિ-ચારી પ્રીતિ છે અને તેથી તે પ્રીતિ વાસ્તવ દુઃખરૂપ જ છે.

(૨) અને આત્મામાં (પોતાનામાં) પ્રીતિ સર્વદા અવ્યભિચારી છે માટે આત્મા આનંદરૂપ છે.]

(વ્યતિરેક) જાગ્રત તને પ્રિય નથી, માટે એ જાગ્રત દુઃખરૂપ છે. એ પ્રમાણે આનંદ અને દુઃખના નિર્ણય-માં અન્વયવ્યતિરેકરૂપ યુક્તિ ઘટાવવી.

શિષ્ય: હું પરમપ્રિય છું એ કેવી રીતે જાણવું ?

**ગુરુ : (૧) પુત્રના મિત્રમાં જે પ્રીતિ રહે છે તે પુત્રને લીધે જ રહે છે; અને (૨) પુત્રમાં જે પ્રેમ છે તે તેના મિત્રને લીધે નથી, માટે પુત્ર અધિક પ્રિય છે.**

(૧) તે પ્રમાણે ધનદારાદિકમાં જે પ્રેમ છે, તે આત્માને લીધે છે અને (૨) આત્મામાં જે પ્રેમ છે, તે ધનદારાદિકને લીધે નથી માટે આત્મા વધારે પ્રિય છે. આ પ્રમાણે હું પરમપ્રિય છું એવો નિર્ણય કરવો; (આઠમા વિશ્રામના પૃષ્ઠ ૧૦૯માં ખુલાસો વાંચો.)

**શિષ્ય : પ્રીતિનો ન્યૂનાધિક ભાવ કેવી રીતે જાણવો?**

वित्तात् पुत्रः प्रियः, पुत्रात् पिण्डः, पिण्डात्तथेन्द्रियम् ।
इन्द्रियाच्च प्रियः प्राणः, प्राणादात्मा परः प्रियः ॥

૧ જાગ્રતમાં સર્વથી પ્રિય **દ્રવ્ય** છે; કારણ કે પુરુષ દ્રવ્ય માટે દેશ છોડી પરદેશ જાય છે; અને (પ્રસંગ આવ્યે) દ્રવ્ય માટે અનેક નીચ કર્મ કરે છે, માટે દ્રવ્ય પ્રિય છે.

૨. **દ્રવ્યથી પુત્ર પ્રિય છે.** જો કોઈ ચોરી આદિ દુષ્ટ કર્મ કરવાથી પુત્ર કેદમાં પડે છે, તો તેને માટે પિતા ધન ખરચીને તેને છોડાવે છે, માટે ધનથી પુત્ર વધારે પ્રિય છે.

૩. **પુત્ર કરતાં શરીર વધારે પ્રિય છે;** કારણ કે જ્યારે દુષ્કાળ આવે છે, ત્યારે કેટલાંય માતાપિતા પોતાના પુત્રને વેચીને પોતાના શરીરનો નિર્વાહ કરે છે, માટે પુત્રથી પોતાનું શરીર વધારે પ્રિય છે.

૪. **શરીર કરતાં ઇંદ્રિય પ્રિય છે;** કારણ કે કોઈ

મારવા આવે ત્યારે નેત્ર આદિ ઇંદ્રિયોને બચાવવા 'શરીર ઉપર માર પણ આંખ, કાન, નાક, મુખ ઉપર મારતો નહિ' એમ કહે છે માટે શરીર કરતાં ઇંદ્રિયો વધારે પ્રિય છે.

૫. **ઇંદ્રિયોથી પ્રાણ વધારે પ્રિય છે;** કારણ કે કોઈ દુષ્ટ કર્મ કરવાથી તે કર્મ કરનારના પ્રાણ લેવાનો જ્યારે રાજા હુકમ કરે છે ત્યારે તે કહે છે કે, મારું ઘર, સ્ત્રી, પુત્ર આદિ લૂંટી લો, પણ મારા પ્રાણ ન લેશો. આમ વિનતિ કર્યાં છતાંય જ્યારે રાજાની આજ્ઞા પ્રાણ લેવાની જ કાયમ રહે છે ત્યારે તે કહે છે કે, મારાં નાક, કાન, હાથ, પગ અથવા બીજો ગમે તે અવયવ કાપી લો; પણ મારા પ્રાણ લેશો નહિ; આથી નક્કી થાય છે કે, ઇંદ્રિયોથી પ્રાણ અધિક પ્રિય છે અને–

૬. **પ્રાણથી આત્મા અધિક પ્રિય છે;** કારણ કે કોઈ મનુષ્યને બહુ જ મંદવાડથી પીડા ભોગવવી પડે છે, ત્યારે તે કહે છે કે, 'હવે તો મારા પ્રાણ છૂટે તો હું સુખી થાઉં;' માટે પ્રાણથી આત્મા વધારે પ્રિય છે.

આ પ્રમાણે **પ્રીતિનો ન્યૂન અધિક ભાવ** સમજી આત્મા સર્વથી અધિક પ્રિય છે એવો નિર્ણય કરવો.

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'સત, ચિત, આનંદનું વિશેષ વર્ણન' નામનો નવમો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૧૦ મો

## બ્રહ્મરૂપ આત્માના સ્વરૂપ વિષે—ભાગ ૩ જો

## ( અવાચ્ય સિદ્ધાંતવર્ણન )

**શિષ્ય : બ્રહ્મરૂપ આત્મા જ્યારે વાણીનો વિષય નથી, તો સત્, ચિત્, આનંદ આદિ વિશેષણોથી તે કેવી રીતે કહી (જણાવી) શકાય છે ?**

**ગુરુ : બ્રહ્મરૂપ આત્માનાં કેટલાંક વિધેય વિશેષણો છે તથા કેટલાંક નિષેધ્ય વિશેષણો છે.**

(સત્ છે, ચિત્ત છે, એ પ્રમાણે વિધિમુખથી બ્રહ્મનો બોધ કરનાર પદ (શબ્દ) **વિધેય વિશેષણ** કહેવાય; અને અનંત (અંત વગરના), અખંડ (ખંડ વગરના) એ પ્રમાણે નિષેધમુખથી બ્રહ્મનો બોધ કરનાર શબ્દો **નિષેધ્ય વિશેષણ** કહેવાય.)

(૧) સત્ આદિ જે વિધેય વિશેષણો છે તે પ્રપંચનો નિષેધ કરીને, અવશેષ (બાકી રહેતા) બ્રહ્મનું લક્ષણાથી **સાક્ષાત્ બોધન કરે છે.**

ब्रह्म काहु पदको न वाच्य युं बखानै वेद ।।

× × ×

मायामांहि सत्यता जु और भांति भाखियत ।
ब्रह्ममांहि सत्यता सु और भांति भाखिये ।

दोउ मिलि सत्यपद वाच्यमुनि भाखत है।
ब्रह्ममांहि सत्यता सु लच्छय भाग राखिये ॥
बुद्धि वृत्ति संवित द्वै मिले ज्ञानपद वाच्य।
संवित स्वरूप लच्छय बुद्धिवृत्ति नाखिये ।
आत्म औ विषै को सुख वाच्यपद आनंदको।
विषै सुख त्यागी आत्म सुख लच्छय आखिये।

(વિચારસાગર ૬–૪૪)

× × ×

(૧ वाच्य) માયા તથા પ્રપંચમાં આપેક્ષિક સત્યતા છે; અને બ્રહ્મમાં નિરપેક્ષ સત્યતા છે એ બન્ને મળીને **સત્ પદનો વાચ્ય છે.** તેમાંથી–

(लक्ष्य) માયાની તથા પ્રપંચની સત્યતાનો ત્યાગ કરીએ તો કેવળ બ્રહ્મની સત્યતા **લક્ષ્ય** છે.

(૨ वा०) અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન અને ચેતનરૂપ જ્ઞાન બન્ને મળી **ચિત્ પદનો વાચ્ય છે.**

(ल०) વૃત્તિરૂપ જ્ઞાનને છોડી દઈને કેવળ ચેતન-રૂપ જ્ઞાન **લક્ષ્ય** છે.

(૩ वा०) વિષયાનંદ, વાસનાનંદ તથા બ્રહ્માનંદ ત્રણે મળીને **આનંદ પદનો વાચ્ય** છે. તેમાંથી–

(ल०) વિષયાનંદ તથા વાસનાનંદનો ત્યાગ કરીએ તો કેવળ બ્રહ્માનંદ **આનંદ પદનો લક્ષ્ય** છે.

(૪ वा०) માયા અને તેના કાર્ય આકાશાદિમાં આપે-ક્ષિક વ્યાપકતા છે અને બ્રહ્મ( આત્મા )માં નિરપેક્ષ વ્યાપ-કતા છે. બન્ને મળીને **બ્રહ્મ (વિભુ) પદનો વાચ્ય** છે.

(ल०) કેવળ બ્રહ્મ **બ્રહ્મ પદનો લક્ષ્ય** છે.

(૫ વા૦) સાભાસ બુદ્ધિમાં આપેક્ષિક સ્વપ્રકાશતા છે; અને ચેતનમાં નિરપેક્ષ સ્વપ્રકાશતા છે. એ બન્ને મળી **સ્વયંપ્રકાશ પદનો વાચ્ય છે.**

(લ૦) કેવળ ચેતન **સ્વયંપ્રકાશ શબ્દનો લક્ષ્ય છે.**

(૬ વા૦) રજ્જુ આદિકમાં આપેક્ષિક અવિકારિતા છે; અને ચેતનમાં નિરપેક્ષ અવિકારિતા છે. એ બન્ને મળીને **કૂટસ્થ પદનો વાચ્ય છે.** અને–

(લ૦) કેવળ ચેતન **કૂટસ્થ પદનું લક્ષ્ય છે.**

(૭ વા૦) લૌકિક સાથી અને માયા તથા અવિદ્યા ઉપહિત ચેતન (બ્રહ્મ અને આત્મા) બન્ને મળીને **સાક્ષી પદનો વાચ્ય છે.**

(લ૦) કેવળ માયા તથા અવિદ્યા ઉપહિત ચેતન સાક્ષી પદનો લક્ષ્ય છે.

(૮ વા૦) સાભાસ અંતઃકરણની વૃત્તિરૂપ દૃષ્ટિ વડે વિશિષ્ટ (સહિત) ચેતન **દ્રષ્ટા પદનો વાચ્ય છે.**

(લ૦) કેવળ ચેતન ભાગ **દ્રષ્ટા પદનો લક્ષ્ય છે.**

(૯ વા૦) યજ્ઞનો ઉપદ્રષ્ટા અને પ્રત્યગાત્મા બન્ને મળીને **ઉપદ્રષ્ટા પદનો વાચ્ય છે.**

(લ૦) કેવળ પ્રત્યગાત્મા **ઉપદ્રષ્ટા પદનો લક્ષ્ય છે.**

(૧૦ વા૦) લોકગત એકાકી પુરુષ અને સજાતીયાદિ ભેદરહિત બ્રહ્મ **એક પદનું વાચ્ય છે.**

(લ૦) કેવળ બ્રહ્મ '**એક**'**પદનું લક્ષ્ય છે.**

બીજાં જે વિધેય વિશેષણો નથી કહ્યાં તેમાં વાચ્ય અને લક્ષ્ય અર્થ સમજવા ઉપર પ્રમાણે પ્રયત્ન કરવો.

આ પ્રમાણે પ્રપંચનાં અસદ્ આદિ વિશેષણોના નિષે-

ધક સદ્ આદિ શબ્દોના અર્થોમાં પણ ભાગત્યાગલક્ષણાની પ્રવૃત્તિ કરવી.

અને (૨) અનંત, અખંડાદિ જે નિષેધ્ય વિશેષણો છે, તે તો સાક્ષાત્ પ્રપંચનો જ નિષેધ કરે છે; એટલે તેનાથી વિલક્ષણ બ્રહ્મરૂપ આત્માની સહજ સિદ્ધિ થાય છે.

માટે બ્રહ્મરૂપ આત્મા અવાચ્ય હોવાથી કોઈ પણ વિશેષણથી કહી શકાતો નથી.

**શિષ્ય: સદ્ આદિક વિધેય વિશેષણ પ્રપંચનો નિષેધ કરીને અવશેષ (બાકી રહેતા) બ્રહ્મનો કેવી રીતે બોધ કરે છે?**

**ગુરુ: (૧) સત્ કહેવાથી અસત્નો નિષેધ થાય છે. બાકી રહ્યું સદ્ સ્વરૂપ; તે લક્ષણાથી સિદ્ધ છે.**

(૨) **ચિત્** કહેવાથી જડનો નિષેધ થાય છે. બાકી રહ્યું ચિદ્રૂપ, તે લક્ષણાથી સિદ્ધ છે.

(૩) આનંદ કહેવાથી દુઃખનો નિષેધ થાય છે. બાકી રહ્યું આનંદ (સુખ) રૂપ, તે લક્ષણાથી સિદ્ધ છે.

(૪) **બ્રહ્મ** કહેવાથી પરિચ્છિન્નનો નિષેધ થાય છે. બાકી રહ્યું વ્યાપક, તે લક્ષણાથી સિદ્ધ છે.

(૫) **સ્વયંપ્રકાશ** કહેવાથી પરપ્રકાશનો નિષેધ થાય છે. બાકી રહ્યો સ્વયંપ્રકાશ, તે લક્ષણાથી સિદ્ધ છે.

(૬) **કૂટસ્થ** (અવિકારી) કહેવાથી વિકારીનો નિષેધ થાય છે. બાકી રહ્યો અવિકારી, તે લક્ષણાથી સિદ્ધ છે.

(૭) **સાક્ષી** કહેવાથી સાક્ષ્યનો નિષેધ થાય છે. બાકી રહ્યો સાક્ષી, તે લક્ષણાથી સિદ્ધ છે.

આ પ્રમાણે બીજાં દ્રષ્ટા, ઉપદ્રષ્ટા, એક વગેરે વિધેય વિશેષણ વિષે પણ નિર્ણય કરવો.

**શિષ્ય: અનંત આદિ નિષેધ્ય વિશેષણ, પ્રપંચનો નિષેધ કેવી રીતે કરે છે?**

**ગુરુ: અનંત કહેવાથી દેશકાળ વસ્તુકૃત પરિચ્છેદનો નિષેધ થાય છે; બાકી રહ્યું અનંત; તે અર્થથી (લક્ષણાથી) સિદ્ધ છે.**

આ પ્રમાણે બીજાં નિષેધ્ય વિશેષણોના સંબંધમાં ઘટાવી લેવું.

**શિષ્ય: આ વિશેષણોનો આવો અર્થ કરવાનું શું પ્રયોજન છે?**

**ગુરુ: ચેતનને મનવાણીનો અવિષય કહેનારી શ્રુતિના અર્થ સાથે મળતાપણું છે. એ બતાવવા આ વિશેષણોનો આ પ્રમાણે અર્થ કર્યો છે.**

ગુણ, ક્રિયા, જાતિ અને સંબંધાદિક જે શબ્દની અને મનની પ્રવૃત્તિના નિમિત્તરૂપ ધર્મો છે તે ધર્મો બ્રહ્મમાં નથી; પરંતુ ધર્મરહિત હોવાથી બ્રહ્મ નિર્વિશેષ છે; માટે શ્રુતિ પણ તેને મનવાણીનો અવિષય કહે છે. અથવા–

જે કંઈ બોલવાનું છે તે દ્વૈતમાં થાય છે, અદ્વૈતમાં નહિ, માટે આ વિશેષણોના આવા અર્થ કરવાથી શ્રુતિ વિરુદ્ધ દ્વૈતની સિદ્ધિ થતી નથી અને અદ્વૈતતત્ત્વસ્વરૂપ સહજ સમજી શકાય છે.

ॐ तत्सत् ॥

**શ્રીવેદાંતમાર્ગદર્શિનીમાં 'અવાચ્ય સિદ્ધાંતવર્ણન' નામનો દસમો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૧૧મો

## પરમાત્માના સ્વરૂપ વિષે
## (સામાન્ય વિશેષ ચૈતન્ય વર્ણન)

શિષ્ય: વિશેષ ચૈતન્ય કોને કહેવાય?

ગુરુ: અંતઃકરણ તથા અંતઃકરણની વૃત્તિમાં જે સામાન્ય ચૈતન્ય બ્રહ્મના પ્રતિબિંબરૂપ ચિદાભાસ તે વિશેષ ચૈતન્ય છે. (અહીં ચિદાભાસરૂપ જે વિશેષ ચૈતન્ય કહ્યું છે તેનો, તેરમા વિશ્રામમાં કહેલા કલ્પિત વિશેષ અંશમાં સમાવેશ થઈ જાય છે.)

શિષ્ય: ચિદાભાસ કોને કહીએ? (તેનું લક્ષણ શું?)

ગુરુ: (૧) ચૈતન્યના લક્ષણથી રહિત હોય પણ (૨) ચૈતન્યવત્ ભાસે તે ચિદાભાસ કહેવાય.

શિષ્ય: આ ચિદાભાસને વિશેષ ચૈતન્ય શા માટે કહ્યો?

ગુરુ: અલ્પ દેશ તથા અલ્પ કાળમાં જે વસ્તુ હોય તે વિશેષ કહેવાય. ચિદાભાસ, અંતઃકરણપ્રદેશ અને જાગ્રતકાળ, સ્વપ્નકાળ તથા અજ્ઞાનકાળમાં છે, તેથી તેને વિશેષ ચૈતન્ય કહીએ છીએ.

(અધિષ્ઠાન અને અધ્યસ્ત એવા વિશેષના બે પ્રકાર

છે. તેમાં (૧) ભ્રાંતિકાળમાં જેની પ્રતીતિ થતી નથી; પણ જેની પ્રતીતિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે તે **અધિષ્ઠાનરૂપ વિશેષ** છે અને (૨) ભ્રાંતિકાળમાં જેની પ્રતીતિ થાય છે અને અધિષ્ઠાનના જ્ઞાનકાળમાં જેની પ્રતીતિ થતી નથી તેને **અધ્યસ્તરૂપ વિશેષ** કહીએ છીએ. આને **કલ્પિત વિશેષ** પણ કહીએ છીએ.)

**શિષ્ય : 'વિશેષ ચૈતન્ય' દૃષ્ટાંત વડે સમજાવવા કૃપા કરો.**

**ગુરુ : (૧) જેમ સૂર્યનો પ્રકાશ સર્વત્ર સમાન છે; પરંતુ તે સર્વ ઠેકાણે પ્રતિબિંબ પામતો નથી. જ્યાં દર્પણ અથવા જળરૂપ ઉપાધિ હોય ત્યાં તે પ્રતિબિંબપણાને પામી વિશેષરૂપે દેખાય છે. અથવા**

**(૨) જેમ સૂર્યનો પ્રકાશ સર્વત્ર સમાન છે; પરંતુ વસ્ત્ર, કપાસ આદિને બાળી શકતો નથી. જ્યાં આગિયો કાચ(સૂર્યકાંતમણિ)રૂપી ઉપાધિ હોય ત્યાં તે અગ્નિરૂપે વિશેષ થઈને વસ્ત્ર, રૂ વગેરેને બાળે છે.**

(૧) તેમાં જે **સામાન્ય રૂપ** છે તે સર્વદા જેમનું તેમ રહેવાથી બહુ કાળમાં રહેવાવાળું (યથાર્થ) છે અને- (૨) ઉપાધિ વડે ભાસનાર જે **વિશેષરૂપ** તે વ્યભિચારી હોવાથી અલ્પકાળ સ્થાયી (અયથાર્થ) છે.

તે પ્રમાણે (૧) **સામાન્ય ચૈતન્ય** જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે છે તે સર્વત્ર સમાન છે; તેનાથી બોલવું-ચાલવું વગેરે વિશેષ વ્યવહાર થતો નથી. અને (૨) જ્યાં અંતઃકરણરૂપ ઉપાધિ હોય છે, ત્યાં ચિદાભાસરૂપે **વિશેષ ચૈતન્ય-**

રૂપે થઈને બોલવું, ચાલવું, કર્તાપણું, ભોક્તાપણું, પરલોકમાં તથા આ લોકમાં ગમનાગમન વગેરે વિશેષ વ્યવહાર થાય છે.

તેમાં (૧) સામાન્ય ચૈતન્ય જે બ્રહ્મ છે તે સત્ય છે અને (૨) ઉપાધિ વડે ભાસનાર જે વિશેષ ચૈતન્ય ચિદાભાસ તે મિથ્યા છે, તેમ–

(૧) પુણ્યપાપનું કર્તાપણું, (૨) સુખદુઃખનું ભોગવવાપણું, (૩) પરલોક તથા આ લોકમાં જવું–આવવું, (૪) જન્મ–મરણ, (૫) ચોરાશી લાખ યોનિની પ્રાપ્તિ આદિ સંસારરૂપ ધર્મો પણ ચિદાભાસના છે, તેથી તે મિથ્યા છે.

શિષ્ય: વિશેષ ચૈતન્યના સ્વરૂપને જાણીને શું નિશ્ચય કરવો?

ગુરુ: (૧) વિશેષ ચૈતન્ય જે ચિદાભાસ તથા (૨) તેના ધર્મો તે તું નથી. તથા તે તારા નથી. તે તારામાં કલ્પિત છે. તું તો તેના અધિષ્ઠાનરૂપ સામાન્ય ચૈતન્ય, તેનાથી ન્યારો છે એ પ્રકારનો નિશ્ચય કર.

શિષ્ય: સામાન્ય ચૈતન્ય કોને કહીએ?

ગુરુ: (૧) જે આકાશની પેઠે સર્વત્ર પરિપૂર્ણ છે; (૨) જે સર્વ નામરૂપનું અધિષ્ઠાન છે; (૩) જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ છે અને (૪) જે નિર્વિકાર બ્રહ્મરૂપ છે તેને સામાન્ય ચૈતન્ય કહીએ છીએ.

શિષ્ય: બ્રહ્મને સામાન્ય ચૈતન્ય શા માટે કહે-

વામાં આવે છે?

ગુરુ: જે વસ્તુ અધિક દેશ તથા અધિક કાળમાં હોય તેને સામાન્ય કહીએ છીએ. બ્રહ્મ, બુદ્ધિકલ્પિત સર્વ દેશ તથા સર્વ કાળમાં વ્યાપક છે તેથી તેને સામાન્ય ચૈતન્ય કહીએ છીએ.

શિષ્ય: સામાન્ય ચૈતન્યનું સ્વરૂપ દૃષ્ટાંત આપીને અધિક સ્પષ્ટ રીતે સમજાવો.

ગુરુ: એક રજ્જુમાં જુદા જુદા પુરુષોને ભ્રાંતિને લીધે, કોઈને લાઠીની, કોઈને સર્પની, કોઈને પૃથ્વીમાં તરાડની અને કોઈને પાણીના રેલાની પ્રતીતિ થાય છે. તે ભ્રાંતિમાં બે અંશ છે:

(૧) સામાન્ય અંશ અને (૨) સર્પ આદિક વિશેષ અંશ:

તેમાં (૧) 'આ' દંડ છે; (૨) 'આ' સર્પ છે; (૩) 'આ' પૃથ્વીમાં તરાડ છે, (૪) 'આ' જળ-ધારા છે; એવી સર્પાદિ અંશમાં 'इदम्' (આ) સામાન્ય અંશ કહેવાય છે. 'આ' (इदम्) અંશ સર્વત્ર વ્યાપક છે અને તે રજ્જુનું સ્વરૂપ છે. તે સામાન્ય 'આ' (इदम्) અંશ (૧) ભ્રાંતિકાળમાં પણ ભાસે છે અને (૨) ભ્રાંતિની નિવૃત્તિકાળમાં પણ 'આ' રજ્જુ છે તે રીતે ભાસે છે.

જેથી સામાન્ય 'આ' (इदम्) અંશ અવ્યભિચારી હોવાથી સત્ય છે.

(૨) પરસ્પર વ્યભિચારી જે સર્પાદિક વિશેષ અંશ છે તે કલ્પિત છે. તે જ પ્રમાણે—

સર્વ પદાર્થોમાં પાંચ અંશ છે: (૧) અસ્તિ, (૨) ભાતિ, (૩) પ્રિય, (૪) નામ અને (૫) રૂપ.

(क) એક ઘડાનું દૃષ્ટાંત લઈએ. તેમાં (૧) ઘટ છે તે अस्ति (सत्); (૨) ઘટ ભાસે છે તે भाति (चित्); (૩) ઘટ પ્યારો છે તે જળ ભરવાના ઉપયોગનો છે માટે તે प्रिय (आनंद); (સર્પ, સિંહ, આદિક પણ સર્પિણી તથા સિંહણને પ્રિય છે.) (૪) ઘટ એવું બે અક્ષરનું नाम અને (૫) જેનું પેટ પહોળું અને ગોળ છે તથા મુખ સાંકડું છે તે ઘટનું रूप (આકાર) છે. આ પ્રમાણે ઘટ આદિક સર્વભૂત તથા ભૂતોનાં કાર્યોમાં પણ જાણીને નિશ્ચય કર.

આ પાંચ અંશ તો શરીરના બહારના પદાર્થોમાં બતાવ્યા. તે જ પ્રમાણે અંતરદેહ આદિમાં (૧) હું છું એ अस्ति અંશ, (૨) હું ભાસું (જાણું) છું એ भाति અંશ, (૩) હું મને પોતાને પ્રિય છું એ प्रिय અંશ છે, (૪) દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, ચિત્ત, બુદ્ધિ વગેરે તથા તેના ધર્મ તે नाम અંશ છે અને (૫) તેનો યથાવત્ આકાર છે તે रूप અંશ છે. આ પ્રમાણે શરીરની અંદરના પણ પાંચ અંશ બતાવ્યા.

(ख) આ ઘટાદિક સર્વ નામરૂપનો [(૧) પૃથ્વી છે; (૨) પૃથ્વી **ભાસે** છે; (૩) પૃથ્વી પ્રિય છે (કારણ કે પૃથ્વી રહેવાનું સ્થાન આપે છે); (૪) પૃથ્વી એવું **નામ** છે અને (૫) ગંધ ગુણવાળું **રૂપ** છે. તે આદિ પાંચ અંશનો પૃથ્વીમાંથી] ત્યાગ કરવાથી જળ શેષ રહે છે. (ग) તે પ્રમાણે જળના અસ્તિભાતિ આદિ પાંચ અંશનો

ત્યાગ કરવાથી તેજ શેષ રહે છે; (घ) તેજના અસ્તિભાતિ આદિ પાંચ અંશનો ત્યાગ કરવાથી વાયુ શેષ રહે છે અને (ङ) વાયુ આદિના તેવા જ પાંચ અંશનો ત્યાગ કરવાથી આકાશ શેષ રહે છે, (च) તથા ગુણોના પાંચ અંશોનો ત્યાગ કરવાથી અજ્ઞાન શેષ રહે છે.

(छ) અજ્ઞાનના નામરૂપ આદિનો ત્યાગ કરવાથી 'પછીથી કશું રહેતું નથી' એવી રીતે પ્રતીયમાન સર્વ વસ્તુનો અભાવ રહે છે; અભાવ **ભાસે** છે; એ અભાવ શૂન્ય ધ્યાનીઓને **પ્રિય** છે, તેનું અભાવ એવું જે **નામ** તથા સર્વ વસ્તુઓનો અભાવ (નિષેધમુખ પ્રતીતિનો વિષય) **રૂપ** છે; અભાવ બાકી રહે છે.

(ज) અને તે અભાવના નામ આદિનો ત્યાગ કરવાથી, અભાવના સ્વરૂપભૂત અધિષ્ઠાન **સદ્** વસ્તુ જ અવશેષ રહે છે; તે અભાવના અભાવપણાનો પ્રકાશ કરે છે તેથી તે **ચિત્** છે અને તે દુઃખથી ભિન્ન છે તેથી તે **આનંદ** છે.

આ પ્રમાણે સર્વ નામરૂપમાં અનુગત, અવ્યભિચારી, નામરૂપનું અધિષ્ઠાન બ્રહ્મ સામાન્ય ચૈતન્ય છે અને તે **સત્ય** છે. અને ઘટનાં નામરૂપ પટમાં નથી તથા પટનાં નામરૂપ ઘટમાં નથી. (આવાં નામ અને રૂપ જે એક ઠેકાણે હોય અને બીજે ઠેકાણે ન હોય તેને **વ્યભિચારી** કહેવામાં આવે છે.) સર્વ નામ અને રૂપ વ્યભિચારી છે માટે તે મિથ્યા છે.

એ પ્રમાણે ઉપરનાં દૃષ્ટાંતો સારી રીતે સમજી સામાન્ય ચૈતન્યનું સ્વરૂપ તારી વૃત્તિમાં દૃઢ કર.

(૧) સુષુપ્તિ, મૂર્છા અને સમાધિનું પ્રકાશક **સામાન્ય ચૈતન્ય** છે. (૨) ઘટને હું જાણું છું એ પ્રમાણે પ્રમાતા, પ્રમાણુ અને પ્રમેયરૂપ ત્રિપુટીનો પ્રકાશ કરનાર, સાક્ષી, **સામાન્ય ચૈતન્ય** છે. (૩) જાગ્રત આદિ અવસ્થાની સંધિનો પ્રકાશ કરનાર **સામાન્ય ચૈતન્ય** છે. (૪) તે જ પ્રમાણે વૃત્તિઓની સંધિનો પ્રકાશક **સામાન્ય ચૈતન્ય** છે. (૫) અંગૂઠાનો અગ્રભાગ તેનો પણ પ્રકાશક **સામાન્ય ચૈતન્ય** છે. (૬) વૃત્તિ દેશાંતરમાં ગઈ હોય ત્યારે તેના મધ્યભાગનો પ્રકાશક **સામાન્ય ચૈતન્ય** છે. (૭) વૃત્તિ, સૂર્ય, ચંદ્ર પદાર્થાકાર થઈ હોય ત્યારે તેના મધ્યભાગનો પ્રકાશક **સામાન્ય ચૈતન્ય** છે. (૮) 'મેરુ પર્વતને હું નથી જાણુતો' એવા અજ્ઞાનવિશિષ્ટ મેરુનો પ્રકાશક **સામાય ચૈતન્ય** છે.

સામાન્ય ચૈતન્યના સંબંધમાં આ પ્રમાણે અધિક ખુલાસો છે તે વિચારી જો.

**શિષ્ય: ઉપર જણાવેલા સામાન્ય ચૈતન્યરૂપ બ્રહ્મની સર્વથી અધિક સૂક્ષ્મતા તથા વ્યાપકતા કેવી રીતે છે?**

**ગુરુ: જે જે કાર્ય હોય તે તે સ્થૂળ તથા પરિચ્છિન્ન હોય; અને જે જે કારણ હોય તે તે સૂક્ષ્મ તથા વ્યાપક (અધિક દેશવર્તી) હોય એવો નિયમ છે.**

બ્રહ્મ સર્વનું કારણ છે માટે સર્વથી અધિક સૂક્ષ્મ તથા વ્યાપક છે તે હવે બતાવું છું.

(क) [૧] સમુદ્રના જળમાંથી ફીણ તથા મીઠું

ઉત્પન્ન થાય છે, તે જળ કરતાં કઠણ હોય છે. તે ઉપરથી આપણે, પૃથ્વી જળનું કાર્ય છે એમ જાણી શકીએ છીએ, માટે **પૃથ્વીથી જળ સૂક્ષ્મ તથા વ્યાપક છે.**

અથવા વસ્ત્રમાં પાણી નાખીએ છીએ તો તે તેમાંથી આરપાર નીકળી જાય છે; (૨) પૃથ્વીનાં કાર્ય પાષાણ આદિક વસ્ત્રમાં નાખ્યાં હોય તો તે પાર નીકળી જતાં નથી; (૩) પૃથ્વીમાં જ્યાં જ્યાં ખોદવામાં આવે છે ત્યાં ત્યાં જળ નીકળે છે; તથા (૪) પુરાણોમાં પણ કહ્યું છે કે, પૃથ્વી કરતાં દશગણા વધારે દેશમાં રહેનાર જળ છે. એ બધાં કારણોથી જણાય છે કે, **પૃથ્વીથી જળ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.**

(ख) [૧] અગ્નિ આદિકના તાપથી શરીરમાં પરસેવો થાય છે; તાપ પડવાથી વર્ષા થાય છે, માટે જળ અગ્નિનું કાર્ય છે એમ જણાય છે, માટે **જળથી અગ્નિ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.** અથવા–

(૨) જળ વસ્ત્રમાં ટકી રહેતું નથી; પરંતુ ઘડામાં ટકી રહે છે, અને (૩) સૂર્યાદિકનો પ્રકાશ ઘટમાં પણ ટકી રહેતો નથી. તેમ જ (૪) પુરાણોમાં પણ જળથી તેજ દશગણા વધારે દેશમાં રહેનાર કહેલું છે :

તેથી પણ **જળથી અગ્નિ સૂક્ષ્મ અને વ્યાપક છે.**

(ग) [૧] અગ્નિનો જન્મ તથા નાશ પવનને આધીન છે; માટે તેજ વાયુનું કાર્ય છે એવું આપણે જાણી શકીએ છીએ. માટે **તેજથી વાયુ સૂક્ષ્મ તથા વ્યાપક છે.** અથવા–

(૨) સૂર્યાદિનો પ્રકાશ ઘટાદિ પાત્રમાં રહેતો નથી,

પણ નેત્રથી જણાય છે અને વાયુ તો નેત્રથી પણ દેખાતો નથી. વળી (૩) પુરાણોમાં વાયુ તેજથી દશગણા અધિક દેશમાં રહેનાર કહ્યો છે. માટે **તેજથી વાયુ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.**

(ઘ) [૧] વાયુની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય આકાશ(પોલાણ)માં થાય છે; માટે વાયુ આકાશનું કાર્ય છે એમ જણાય છે. વાયુ આકાશનું કાર્ય છે, તેથી વાયુ-થી **આકાશ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.** અથવા-

(૨) વાયુ નેત્રથી દેખાતો નથી, પરંતુ ત્વચા દ્વારા તેના સ્પર્શગુણને લીધે સમજાય છે: આકાશ તો ત્વચાથી પણ સમજાતું નથી.

(૩) પુરાણોમાં વાયુથી દશગણા અધિક દેશમાં રહેવા-વાળું આકાશ કહ્યું છે; માટે તે **આકાશ વાયુથી સૂક્ષ્મ તથા વ્યાપક છે.**

(ચ) [૧] આકાશથી આગળ શું હશે? એવો વિચાર આવતાં 'હું જાણતો નથી' એ પ્રકારે બુદ્ધિ અટકી જાય છે અને તે કુંઠીભાવનો આશ્રય (વિષય) અજ્ઞાન પ્રતીત થાય છે. માટે આકાશ અજ્ઞાનનું કાર્ય છે એમ સમજાય છે; તેથી તે **અજ્ઞાન આકાશથી સૂક્ષ્મ તથા વ્યાપક છે.** અથવા-

(૨) આકાશનું ત્વચાથી ગ્રહણ થતું નથી; પરંતુ મનથી ગ્રહણ થાય છે. અજ્ઞાન તો મનથી પણ ગ્રહણ થઈ શકતું નથી.

(૩) અને શાસ્ત્રોમાં આકાશથી અનેકગણું અધિક

અજ્ઞાન કહ્યું છે. માટે **આકાશથી તે અજ્ઞાન સૂક્ષ્મ અને વ્યાપક છે.**

(છ) [૧] તે પ્રમાણે 'હું જાણતો નથી' એ પ્રકારના અનુભવનો વિષય જે અજ્ઞાન તેનો પ્રકાશ જ્ઞાનરૂપ ચેતનથી થાય છે અને 'અજ્ઞાન છે; અજ્ઞાન **ભાસે છે;** અજ્ઞાન અજ્ઞાની પુરુષને પ્રિય છે' એ પ્રમાણે અજ્ઞાનમાં અનુસ્યૂત, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્મચેતન ભાસે છે; માટે અજ્ઞાન બ્રહ્મચેતનને આશ્રયે રહેલું છે. માટે **અજ્ઞાનથી બ્રહ્મચેતન સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.** અથવા–

(૨) અજ્ઞાન મન વડે ગ્રહણ થતું નથી; પરંતુ 'હું નથી જાણતો' એ પ્રકારના અનુભવરૂપી લિંગ દ્વારા તેનું અનુમાન થાય છે; અને બ્રહ્મચેતન સ્વયંપ્રકાશ હોવાથી કોઈ પણ પ્રમાણનું વિષય નથી.

(૩) અને શરીરમાં જેમ તલ રહે છે તેમ બ્રહ્મના એક દેશમાં અજ્ઞાન રહે છે; અને અવશેષ રહ્યું જે બ્રહ્મ તે શુદ્ધ તથા સ્વયંપ્રકાશ છે એવું શ્રુતિમાં કહ્યું છે; માટે **તે બ્રહ્મચેતન અજ્ઞાન કરતાં પણ સૂક્ષ્મ તથા વ્યાપક છે.**

આ પ્રમાણે સામાન્ય ચૈતન્યરૂપ બ્રહ્મની સર્વ પ્રપંચથી અધિક સૂક્ષ્મતા તથા વ્યાપકતા છે તેનો તું નિશ્ચય કર.

**શિષ્ય : સામાન્ય ચૈતન્યના સ્વરૂપને જાણવાથી કયો નિશ્ચય કરવો ?**

**ગુરુ : (૧) અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સામાન્ય ચૈતન્ય જે બ્રહ્મ તે હું છું;**

(૨) અને હું તે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સામાન્ય ચૈતન્ય બ્રહ્મ છું;

તથા (૩) નામરૂપ જગત મારામાં કલ્પિત છે એવો નિશ્ચય કર.

શિષ્ય: આ પ્રમાણેનો નિશ્ચય કરવાથી શું ફળ થાય?

ગુરુ: આ પ્રમાણે નિશ્ચય દૃઢ કરવાથી સર્વ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'સામાન્ય વિશેષ ચૈતન્ય વર્ણન' નામનો અગિયારમો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૧૨ મો

## બ્રહ્મસ્વરૂપ આત્માના સ્વરૂપ વિષે–ભાગ ૪થો
## (तत् त्वम् પદાર્થ ઐક્ય નિરૂપણ)

**શિષ્ય :** तत् પદ એ શું ?

**ગુરુ :** સામવેદના છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને तत्त्वमसि એ મહાવાક્ય વડે ઉપદેશ કરેલો છે. તે મહાવાક્યનો પહેલો શબ્દ તે तत् ।

(સામવેદના આ तत्त्वमसि મહાવાક્યની પેઠે) ઋગ્વેદનું प्रज्ञानं ब्रह्म મહાવાક્ય છે; યજુર્વેદનું अहं ब्रह्मास्मि મહાવાક્ય છે; અને અથર્વવેદનું अयमात्मा ब्रह्म મહાવાક્ય છે.

(૧) જે तत् પદનો વાચ્ય અર્થ ઈશ્વર છે અને લક્ષ્ય અર્થ શુદ્ધ બ્રહ્મ છે, તે જ અર્થ ઉપર આપેલાં ત્રણે મહાવાક્યગત 'બ્રહ્મ' શબ્દનો છે. અને–

(૨) જે त्वम् પદનો વાચ્ય અર્થ જીવ છે અને લક્ષ્ય અર્થ કૂટસ્થ સાક્ષી છે તે જ અર્થ, ઉપર કહેલાં ત્રણે મહાવાક્યોમાં આવેલા 'प्रज्ञानम्' 'अहम्' અને 'अयम्' પદ સહિત 'આત્મા' એ ત્રણે પદનો વાચ્ય તથા લક્ષ્ય અર્થ છે.

(૩) આખાયે तत्त्वमसि મહાવાક્યનો જે જીવ બ્રહ્મની એકતારૂપ અર્થ છે, તે જ ઉક્ત ત્રણ મહાવાક્યનો અર્થ છે.

**શિષ્ય :** त्वम् પદ એટલે શું ?

ગુરુ: આ तत्त्वमसि મહાવાક્યનું જે બીજું પદ છે તે 'त्वम्' છે.

શિષ્ય: વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ એટલે શું?

ગુરુ: શબ્દનો અર્થની સાથે જે સંબંધ છે તેને શબ્દની વૃત્તિ કહેવામાં આવે છે. આ વૃત્તિ બે પ્રકારની છે: (૧) શક્તિવૃત્તિ અને (૨) લક્ષણાવૃત્તિ:

(૧) શબ્દમાં અર્થ(વસ્તુ)નું જ્ઞાન કરવાના સામર્થ્ય-રૂપ જે શબ્દનો પદાર્થની સાથે સાક્ષાત્ સંબંધ તે શબ્દની શક્તિવૃત્તિ છે. [દૃષ્ટાંત: દેવતા (અગ્નિ) શબ્દ સાંભળતાં જ રસોડામાં ચૂલામાં જે ધીકતા અંગારા છે તે અર્થ શક્તિ-વૃત્તિથી સમજાય.]

[૨] શક્તિવૃત્તિથી જાણેલા અર્થ દ્વારા શબ્દનો જે પદાર્થ સાથે પરંપરારૂપ સંબંધ છે તે, તે શબ્દની લક્ષણાવૃત્તિ છે.

(જેમ આ માણસમાં બહુ દેવતા છે. અહીં દેવતા શબ્દથી દેવતાની પેઠે બાળી મૂકે તેવો ક્રોધ એ અર્થ લક્ષણાવૃત્તિથી સમજાય.)

(૧) તેમાં શક્તિવૃત્તિ વડે જે અર્થ જણાય છે તે શબ્દનો વાચ્ય અર્થ કહેવાય. આ વાચ્ય અર્થને શક્ય અર્થ અથવા મુખ્ય અર્થ પણ કહે-વામાં આવે છે. અને–

(૨) લક્ષણાવૃત્તિ વડે જે અર્થ જાણવામાં આવે છે તેને શબ્દનો લક્ષ્ય અર્થ કહેવામાં આવે છે.

શિષ્ય: લક્ષણાવૃત્તિ કેટલા પ્રકારની છે?

ગુરુ: લક્ષણાવૃત્તિ ત્રણ પ્રકારની છે: (૧)

જહત્, (૨) અજહત્ તથા (૩) ભાગત્યાગ.

શિષ્ય : ત્રણ પ્રકારની લક્ષણાઓ લક્ષણ તથા ઉદાહરણ સહિત સમજાવો.

ગુરુ : જ્યાં સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ કરીને વાચ્ય અર્થના સંબંધીનું ગ્રહણ કરવામાં આવે છે, તે જહત્ લક્ષણા છે.

દૃષ્ટાંત : કોઈ એક મનુષ્યે બીજાને પૂછ્યું કે ગાયોનો વાડો ક્યાં છે? તેના ઉત્તરમાં તે મનુષ્યે કહ્યું કે, 'ગંગામાં ગાયોનો વાડો છે.' આ ઠેકાણે ગંગાપદનો વાચ્ય અર્થ દેવ-નદીનો પ્રવાહ છે; તેમાં ગાયનો વાડો સંભવતો નથી. તેથી સંપૂર્ણ વાચ્ય અર્થ જે દેવનદીનો પ્રવાહ તેનો ત્યાગ કરીને તેનો સંબંધ જેની સાથે છે એવા તેના તીરનું ગ્રહણ કરવામાં આવે છે. (અર્થાત્ ગંગાને કિનારે ગાયનો વાડો છે એવો અર્થ ગ્રહણ કરવાનો છે.)

૨. જ્યાં વાચ્ય અર્થનો ત્યાગ નહિ કરતાં તેના સંબંધીનું ગ્રહણ કરવામાં આવે છે તે અજ-હત્ લક્ષણા છે.

દૃષ્ટાંત : કોઈએ કહ્યું : 'શોણ દોડે છે.' શોણ શબ્દનો અર્થ લાલ રંગ થાય છે. શોણ પદનો વાચ્ય અર્થ લાલ રંગ, તે દોડે છે એમ કહેવું તે અર્થરહિત છે, જેથી લાલ રંગવાળો ઘોડો દોડે છે એમ અર્થ લેવો તે યોગ્ય છે. આ પ્રમાણે વાચ્ય અર્થ બની રહે; (તેના અર્થનો ત્યાગ નહિ કરીને) અને તેના સંબંધી ઘોડારૂપ અધિક અર્થને ગ્રહણ કરાય છે.

(૩) જ્યાં વાચ્ય અર્થમાંથી કંઈક વિરોધી

ભાગનો ત્યાગ કરીને તેના સંબંધી કંઈક અવિ-રોધી વાચ્ય ભાગનું ગ્રહણ કરવામાં આવે છે, તે ભાગત્યાગ લક્ષણા છે.

દૃષ્ટાંત : પૂર્વે કોઈ દેશ તથા કાળમાં દેખેલો પુરુષ અન્ય દેશ તથા કાળમાં જોવામાં આવે તો તેને જોનાર મનુષ્ય કહે છે કે, તે (દૂર) દેશ તથા તે (ભૂત) કાળમાં જે મનુષ્ય જોયો હતો તે જ પુરુષ આ (સમીપ) દેશ અને આ (વર્તમાન) કાળમાં આવ્યો છે. (તે જ પુરુષ આ છે) આ ઠેકાણે તે દેશ તથા કાળ અને આ દેશ તથા કાળરૂપ વાચ્ય ભાગની એકતાનો વિરોધ છે; જેથી તે વિરોધી દૃષ્ટિનો ત્યાગ કરીને 'તે મનુષ્ય તે જ અહીં છે' એ પ્રમાણે અવિરોધી વાચ્ય ભાગનું ગ્રહણ કરવામાં આવે છે.

શિષ્ય : ત્રણ પ્રકારની લક્ષણામાંથી મહાવાક્યમાં કઈ લક્ષણા સંભવે છે?

ગુરુ : (क) જયાં જહત્ લક્ષણા હોય છે ત્યાં સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ થાય છે. જો મહાવાક્યમાં જહત્ લક્ષણા માનીએ તો (૧) તત્ અને ત્વમ્ પદના વાચ્ય અર્થમાં પ્રવેશ પામેલા બ્રહ્મ ચૈતન્ય અને સાક્ષી ચૈતન્યનો ત્યાગ થશે; અને (૨) તેનાથી ભિન્ન અસત્ જડ દુઃખરૂપ પ્રપંચનું ગ્રહણ કરવું પડશે. અથવા સમષ્ટિ–વ્યષ્ટિ પ્રપંચમય ઉપાધિ(વિશેષણરૂપ વાચ્ય ભાગ)નો પણ ચેતન સહિત ત્યાગ કરવાથી બાકી રહેલા શૂન્યને ગ્રહણ કરવું પડશે. તેથી મહા અનર્થની પ્રાપ્તિ થશે તથા તેથી પુરુષાર્થ સિદ્ધ થશે નહિ; માટે મહા-

વાક્યમાં જહત્ લક્ષણા સંભવતી નથી.

(ख) જ્યાં અજહત્ લક્ષણા હોય ત્યાં વાચ્ય અર્થમાંથી કંઈ પણ ત્યાગ થતો નથી અને કંઈક વિશેષ અર્થ ગ્રહણ કરવો પડે છે. જો મહાવાક્યમાં અજહત્ લક્ષણા માનીએ તો 'तत्' અને 'त्वम्' પદનો વાચ્ય અર્થ જેમનો તેમ બન્યો રહે છે અને તે ઉપરાંત શૂન્યરૂપ અધિક અર્થ લેવો પડે છે; તેથી એકતાનો વિરોધ દૂર થતો નથી; માટે લક્ષણા કરવાનું કંઈ પણ પ્રયોજન સિદ્ધ થતું નથી, જેથી મહાવાક્યમાં અજહત્ લક્ષણા પણ સંભવતી નથી.

(ग) જ્યાં ભાગત્યાગ લક્ષણા હોય ત્યાં વિરોધી ભાગનો ત્યાગ કરીને અવિરોધી ભાગનું ગ્રહણ થાય છે. જો મહાવાક્યમાં ભાગત્યાગ લક્ષણા માનીએ તો 'तत्' અને 'त्वम्' પદના વાચ્ય અર્થમાંથી ધર્મ સહિત માયા અને અવિદ્યારૂપ વિરોધી ભાગનો ત્યાગ છે અને (૨) અવિરોધી અસંગ શુદ્ધ ચેતન ભાગનું ગ્રહણ થાય છે.

તેથી (૧) તેની એકતા પણ થાય છે; તથા (૨) પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે. માટે મહાવાક્યમાં ભાગત્યાગ લક્ષણા સંભવે છે.

શિષ્ય: તત્ પદનો વાચ્ય અર્થ તથા લક્ષ્ય અર્થ શું છે?

ગુરુ: (૧) અવ્યાકૃત જે માયા તે ઇશ્વરનો દેશ છે;

(૨) ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય એ ત્રણ ઇશ્વરનાં કાળ છે;

(૩) સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ઇશ્વરની વસ્તુ (સૃષ્ટિની સામગ્રી) છે. [જો કે માયા અને ત્રણ ગુણ એક જ પદાર્થ છે અને તેથી ઇશ્વરના દેશ, વસ્તુ અને શરીરની એકતા થાય છે; તોપણ જેમ કુંભારને ઘટ બનાવવા માટે (૧) મૃત્તિકારૂપ પૃથ્વી દેશ છે, (૨) મૃત્તિકાનો પિંડ વસ્તુ છે અને (૩) અસ્થિ વગેરે રૂપ પૃથ્વીનો ભાગ શરીર છે, તેની એકતાનો જેમ અસંભવ નથી તેમ ઇશ્વરના દેશ આદિની એકતાનો પણ અસંભવ નથી.]

(૪) વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃત એ ત્રણ ઈશ્વરનાં શરીર છે.

(૫) વૈશ્વાનર, સૂત્રાત્મા અને અંતર્યામી એ ત્રણ ઇશિપણાના અભિમાની છે.

(૬) 'હું એક છું તે બહુરૂપ થાઉં' એવી જે ઇશ્વરની ઇષણા ત્યાંથી શરૂ કરીને 'જીવરૂપે પ્રવેશ કર્યો' ત્યાંસુધીની જે સૃષ્ટિ તે ઈશ્વરનું કાર્ય છે.

(૭) (૧) સર્વશક્તિપણું, (૨) સર્વજ્ઞપણું, (૩) સર્વવ્યાપકપણું, (૪) એકપણું, (૫) સ્વાધીનપણું, (૬) સમર્થપણું, (૭) પરોક્ષપણું, (૮) માયા ઉપાધિવાળા હોવાપણું; એ આઠ ઈશ્વરના ધર્મ છે.

[क] (૧) આ સર્વ સહિત **માયા**, (૨) તેમાં પ્રતિબિંબરૂપ **ચિદાભાસ**, અને (૩) તેનું અધિષ્ઠાન **બ્રહ્મ**, એ સર્વ મળીને **ઈશ્વર** કહેવાય છે. તે 'तत्' પદનો વાચ્ય અર્થ છે.

(ख) આ સર્વ સહિત માયા અને ચિદાભાસ ભાગનો ત્યાગ કરીને અવશેષ રહેતા જે વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃતના અધિષ્ઠાન ઈશ્વરસાક્ષી, શુદ્ધ બ્રહ્મ તે 'तत्' પદનો લક્ષ્ય અર્થ છે.

**શિષ્ય : બ્રહ્મનો અને માયામાં પ્રતિબિંબરૂપ ઈશ્વરનો પરસ્પર અધ્યાસ (અન્યોન્યાધ્યાસ) કેવી રીતે છે?**

**ગુરુ : અવિચાર દૃષ્ટિથી, (૧) બ્રહ્મની સત્યતાનો સંસર્ગ (તાદાત્મ્ય સંબંધ) ઈશ્વરમાં અધ્યસ્ત છે. જેથી ઈશ્વર સત્ય પ્રતીત થાય છે. તથા (૨) ઈશ્વર અને તેની કારણતાનું સ્વરૂપ બ્રહ્મમાં અધ્યસ્ત છે, જેથી બ્રહ્મ જગતનું કારણ પ્રતીત થાય છે. આનો અનુવાદ તટસ્થ લક્ષણનો બોધ કરનાર શ્રુતિ, પુરાણ તથા આચાર્યોનાં વચન કરે છે. આ રીતે બ્રહ્મ અને ઈશ્વરનો પરસ્પર અધ્યાસ છે.**

**શિષ્ય : આ અન્યોન્યાધ્યાસની નિવૃત્તિ કેવી રીતે થાય છે?**

**ગુરુ : આ અધ્યાસની નિવૃત્તિ વિવેકજ્ઞાનથી થાય છે.**

**શિષ્ય : त्वम् પદનો વાચ્ય અર્થ અને લક્ષ્ય અર્થ શું છે?**

ગુરુ: (૧) ચક્ષુ, કંઠ તથા હૃદય એ ત્રણ જીવના દેશ છે;

(૨) જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ જીવના કાળ છે;

(૩) સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ જીવની વસ્તુ (ભોગસામગ્રી) છે.

(૪) આ જ શરીર છે;

(૫) વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞ એ ત્રણ જીવપણાના અભિમાની છે;

(૬) જાગ્રતથી મોક્ષ પર્યંત જે ભોગરૂપ સંસાર તે જીવનું કાર્ય છે;

[૭] (૧) અલ્પશક્તિપણું, (૨) અલ્પજ્ઞપણું, (૩) પરિચ્છિન્નપણું, (૪) નાનાપણું, (૫) પરાધીનપણું, (૬) અસમર્થપણું, (૭) અપરોક્ષપણું અને (૮) અવિદ્યા ઉપાધિવાનપણું; એ આઠ જીવના ધર્મ છે.

(क) (૧) એ સર્વ સહિત જે અવિદ્યા અને (૨) તેમાં પ્રતિબિંબરૂપ ચિદાભાસ અને (૩) તેનો અધિષ્ઠાન કૂટસ્થ; એ સર્વ મળીને જીવ કહીએ છીએ. તે જીવ 'त्वम्' પદનો વાચ્ય અર્થ છે.

(ख) એ સર્વ સહિત ચિદાભાસ ભાગનો ત્યાગ કરવાથી બાકી રહ્યો જે સ્થૂળ, સૂક્ષ્મ, કારણ શરીરનો અધિષ્ઠાન જીવસાક્ષી, કૂટસ્થ, આત્મા તે 'त्वम्' પદનો લક્ષ્ય અર્થ છે.

શિષ્ય: કૂટસ્થનો અને બુદ્ધિમાં પ્રતિબિંબરૂપ જીવનો પરસ્પર અધ્યાસ કેવી રીતે હોય છે?

ગુરુ: અવિચાર દૃષ્ટિથી (૧) કૂટસ્થની સત્યતાનો સંસર્ગ (તાદાત્મ્ય સંબંધ) જીવમાં અધ્યસ્ત છે, જેથી જીવ મિથ્યા પ્રતીત થતો નથી; પરંતુ સત્ય પ્રતીત થાય છે. અને

(૨) જીવ તથા તેના કર્તાપણા વગેરે ધર્મનું સ્વરૂપ, કૂટસ્થમાં અધ્યસ્ત છે, જેથી કૂટસ્થ અકર્તા, અભોક્તા, અસંસારી, નિત્યમુક્ત, અસંગ, બ્રહ્મરૂપ પ્રતીત થતો નથી; પરંતુ તેનાથી વિપરીત પ્રતીત થાય છે. આ પ્રમાણે કૂટસ્થ અને જીવનો પરસ્પર અધ્યાસ છે.

શિષ્ય: ઉક્ત અધ્યાસની નિવૃત્તિ કેવી રીતે થાય છે?

ગુરુ: આ અધ્યાસની નિવૃત્તિ વિવેકજ્ઞાનથી થાય છે.

શિષ્ય: 'तत्' પદ અને 'त्वम्' પદના અર્થની મહાવાક્ય વિષે આગળ જણાવેલી એકતા તે કેવી રીતે સંભવે?

ગુરુ: (૧) જો કે 'तत्' પદ અને 'त्वम्' પદનો વાચ્ય અર્થ જે ઉપાધિ સહિત ચૈતન્ય (ઈશ્વર અને જીવ) છે; તેમની એકતાનો વિરોધ છે, (૨) તોપણ 'तत्' પદનો લક્ષ્યાર્થ બ્રહ્મ અને 'त्वम्' પદનો લક્ષ્યાર્થ આત્મા એ બેની એકતામાં કંઈ પણ વિરોધ નથી.

આ પ્રમાણે 'तत्' પદ અને 'त्वम्' પદના અર્થની મહાવાક્યમાં, આગળ જણાવેલી એકતા સંભવે છે.

શિષ્ય : 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન કોને થાય છે?

ગુરુ : એ જ્ઞાન ચિદાભાસને થાય છે.

શિષ્ય : બ્રહ્મથી ભિન્ન જે ચિદાભાસ તે પોતાને બ્રહ્મરૂપ કેવી રીતે જાણે છે?

ગુરુ : (૧) જીવભાવના અધિષ્ઠાન કૂટસ્થનો બ્રહ્મની સાથે મુખ્ય અભેદ છે.

અને (૨) બુદ્ધિ સહિત ચિદાભાસનો બ્રહ્મની સાથે પોતાના સ્વરૂપનો બાધ કરીને અભેદ થાય છે; માટે–

(૧) ચિદાભાસ પોતાના સ્વરૂપનો બાધ કરીને પોતાને 'अहम्' શબ્દના લક્ષ્ય અર્થ કૂટસ્થરૂપ જાણે છે અને–

(૨) 'હું કૂટસ્થ છું' એ પ્રમાણે પોતાના સ્વરૂપ-ભૂત કૂટસ્થનું અભિમાન ધારણ કરી 'હું બ્રહ્મ છું' એમ જાણે છે.

આ પ્રમાણે ચિદાભાસ પોતાને બ્રહ્મરૂપ કરીને જાણે છે.

શિષ્ય : આ 'तत्' પદ અને 'त्वम्' પદના લક્ષ્યાર્થની એકતામાં દૃષ્ટાંત શું છે?

ગુરુ : (क) જેમ (૧) ઘટ અને મઠ ઉપાધિ સહિત ઘટાકાશ અને મઠાકાશની એકતાનો વિરોધ છે, તથાપિ (૨) ઘટમઠરૂપ ઉપાધિની દૃષ્ટિનો ત્યાગ કરીને કેવળ આકાશની એકતાનો વિરોધ નથી.

(ख) (૧) જેમ કાચની હાંડી અને માટીની હાંડીમાં દીવા બળતા હોય, તે બંને દીપકની ઉપાધિ, એ હાંડીની એકતાનો વિરોધ છે, (૧) તોપણ અગ્નિપણાથી દીપકની એકતામાં વિરોધ નથી.

(ગ) (૧) જેમ રાજા અને રબારી એ બેની ઉપાધિ જે સેના અને અજાવર્ગ તેની એકતાનો **વિરોધ** છે; (૨) તથાપિ મનુષ્યપણાની એકતાનો **વિરોધ નથી.**

(ઘ) (૧) જેમ ગંગાજળ અને ગંગાજળથી ભરેલો કળશ એ બેની ઉપાધિ જે નદી અને કળશ તેની એકતાનો **વિરોધ છે;** (૨) પરંતુ કેવળ ગંગાજળની એકતાનો **વિરોધ નથી.**

(ચ) (૧) જેમ સાગર અને જળનું બિંદુ એ બેની ઉપાધિ સાગર અને બિંદુ તે બેની એકતાનો **વિરોધ** છે; (૨) પરંતુ કેવળ જળની એકતાનો **વિરોધ નથી.**

(છ) (૧) જેમ કોઈ પુરુષને પિતાની અપેક્ષાથી પુત્ર કહેવામાં આવે છે અને દાદાની અપેક્ષાથી પૌત્ર કહેવામાં આવે છે; તેની ઉપાધિ પિતા અને દાદાની એકતાનો **વિરોધ** છે; (૨) પરંતુ કેવળ પુરુષની એકતાનો **વિરોધ નથી.**

(જ) (જેમ). કાશીનો કોઈ એક રાજા હતો, તે હાથી ઉપર બેસીને સવારીમાં નીકળ્યો હતો. તેને કોઈ યાત્રાવાસી મનુષ્યે સારી રીતે જોયો હતો. પછી તે મનુષ્ય પોતાને ગામ આવ્યો; તદનંતર પેલો કાશીનો રાજા તીવ્ર વૈરાગ્ય થવાથી, સમગ્ર રાજ્યનો ત્યાગ કરી, કૌપીન ધારણ કરીને, શરીરે ભસ્મ ચોળીને, હાથમાં દંડ તથા તૂંબડી લઈને ઉઘાડે પગે તીર્થયાત્રા કરવા નીકળી પડ્યો. આ રાજા ફરતો ફરતો પેલા યાત્રાવાસીના ગામમાં જઈ ચડ્યો. તેને પેલા યાત્રાવાસી મનુષ્યે ત્યાં જોયો અને તેને જોઈને તે પોતાની પાસેના અન્ય મનુષ્યને કહેવા લાગ્યો કે, 'મેં કાશીમાં જે રાજા જોયો હતો '**તે જ આ છે.**' ત્યારે પેલો અન્ય

મનુષ્ય તે સાંભળીને કહેવા લાગ્યો કે, (૧) તે દેશ અન્ય હતો, આ દેશ અન્ય છે; (૨) તેની અવસ્થા જુદી હતી, આની અવસ્થા જુદી છે; (૩) તેની સામગ્રી જુદી હતી, આની સામગ્રી જુદી છે; (૪) તેનું અભિમાન જુદું હતું, આનું અભિમાન જુદું છે; (૫) તેનું કાર્ય જુદું હતું, આનું કાર્ય જુદું છે; (૬) તેનો ધર્મ જુદો હતો, આનો ધર્મ જુદો છે; જેથી તે કાશીના રાજાની અને આ ભિક્ષુકની એકતા કેવી રીતે સંભવે?

આ વચનો સાંભળીને પેલા યાત્રાએ જઈ આવેલા મનુષ્યે કહ્યું, કે 'તેનો અને આનો (૧) દેશ, (૨) અવસ્થા, (૩) સામગ્રી, (૪) અભિમાન, (૫) કાર્ય તથા (૬) ધર્મનો ત્યાગ કરીને બંનેમાં અનુસ્યૂત રહેલો જે પુરુષમાત્ર તે એક જ છે.'

### સિદ્ધાંત

**તે જ પ્રમાણે જીવ અને ઈશ્વરના સંબંધમાં દેશ, કાળ, સામગ્રી આદિનો ત્યાગ કરીને બંનેમાં અનુસ્યૂત (વ્યાપક) જે ચેતનમાત્ર આત્મા અને બ્રહ્મ તે એક જ છે. માટે 'બ્રહ્મ તે હું જ છું' અથવા 'હું છું તે જ બ્રહ્મ છે' એવો દૃઢ નિશ્ચય કર: એને જ તત્ત્વજ્ઞાન કહીએ છીએ.**

**એવો દૃઢ નિશ્ચય કરવાથી જ સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે.**

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'તત્ ત્વમ્ પદાર્થ ઐક્ય નિરૂપણ' નામનો બારમો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૧૩મો

## પ્રપંચ વિષે—ભાગ ૩ જો

## ( પ્રપંચનું મિથ્યાપણું )

**શિષ્ય : આત્મામાં ત્રણ અવસ્થા કેમ ભાસે છે ?**

**ગુરુ : છીપમાં રૂપું (રજત), અબરખ અથવા કાગળ એ ત્રણે છીપના અજ્ઞાનથી કલ્પિત ભાસે છે. તે ત્રણે વસ્તુઓનો (૧) પરસ્પર અથવા છીપની સાથે વ્યતિરેક (જુદાપણું) છે. (૨) અને છીપનો ત્રણે વસ્તુઓમાં અન્વય (સંબંધ) છે.**

(क) જેમ કે [૧] છીપમાં જ્યારે રૂપું ભાસે ત્યારે અબરખ તથા કાગળ ન ભાસે; અને [૨] જ્યારે અબરખ ભાસે ત્યારે કાગળ અથવા રૂપું ન ભાસે; અને [૩] જ્યારે કાગળ ભાસે ત્યારે રૂપું તથા અબરખ ન ભાસે. આ, ત્રણે વસ્તુઓને પરસ્પર વ્યતિરેક કહેવાય છે. છીપમાં આદિ, મધ્ય તથા અંતમાં આ ત્રણ વસ્તુઓનો વ્યાવહારિક અથવા પારમાર્થિક અત્યંતાભાવ છે, માટે છીપમાં ત્રણે વસ્તુનો વ્યતિરેક કહેવાય છે.

(ख) [૧] આ રૂપું છે, [૨] આ અબરખ છે, [૩] આ કાગળ છે, એ પ્રમાણે જ્યારે છીપમાં ભ્રાંતિ થાય છે ત્યારે છીપોલીનો 'આ' [इदम्] અંશ, તેનું તે ત્રણે વસ્તુમાં વ્યાપકપણું છે, તે વ્યાપકપણું તે, ત્રણે વસ્તુ-

એ વિષે છીપનો અન્વય (સંબંધ) છે.

અહીં છીપના ત્રણ અંશ છે: (૧) સામાન્ય અંશ, (૨) વિશેષ અંશ અને (૩) કલ્પિત વિશેષ અંશ.

(૧) इदम्(આ)પણું એ સામાન્ય અંશ છે. જે અધિક કાળમાં પ્રતીત થાય તે **સામાન્ય અંશ** કહેવાય છે.

'इदम्'પણું ભ્રાંતિકાળમાં પ્રતીત થાય છે તથા ભ્રાંતિના અભાવકાળમાં પણ 'આ છીપ છે' એવી રીતે પ્રતીત થાય છે, માટે આ इदम्પણું **સામાન્ય અંશ** છે. તે **આધાર** પણ કહેવાય છે.

(૨) નીલપૃષ્ઠ તથા ત્રણ ખૂણાવાળી છીપ એ વિશેષ અંશ છે. જે ન્યૂનકાળમાં પ્રતીત થાય તે **વિશેષ અંશ** કહેવાય છે.

ભ્રાંતિકાળમાં આ નીલપૃષ્ઠ તથા ત્રિખૂણની પ્રતીતિ થતી નથી. પરંતુ તે નીલપૃષ્ઠ આદિકની પ્રતીતિ થવાથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે; માટે તે **વિશેષ અંશ** છે. તે **અધિષ્ઠાન** પણ કહેવાય છે.

(૩) રજત, ચાબરખ, કાગળ, એ ત્રણ કલ્પિત વિશેષ અંશ છે. જે અધિષ્ઠાનના જ્ઞાનકાળમાં પ્રતીત થાય નહિ તે **કલ્પિત વિશેષ અંશ** કહેવાય છે.

રજત, અબરખ, કાગળ; એ છીપ(અધિષ્ઠાન)ના અજ્ઞાનકાળમાં ભાસે છે, પણ છીપના જ્ઞાનકાળમાં તે પ્રતીત થતાં નથી. તેઓ છીપથી વ્યભિચારી છે; માટે તે **કલ્પિત વિશેષ અંશ** છે, તે ભ્રાંતિ પણ કહેવાય છે.

## સિદ્ધાંત

**અધિષ્ઠાન આત્મામાં જાગ્રત, સ્વપ્ન, અથવા**

સુષુપ્તિ એ ત્રણે ભ્રાંતિ આત્માના અજ્ઞાનથી થાય છે. તેમનો (૧) પરસ્પર તથા (૨) અધિષ્ઠાન આત્માની સાથે વ્યતિરેક છે અને આત્માનો તે ત્રણેમાં અન્વય છે.

વ્યતિરેક=અભાવ, વ્યાવૃત્તિ.

અન્વય=ભાવ, અનુવૃત્તિ.

શિષ્ય : એ ત્રણે અવસ્થાઓનો પરસ્પર વ્યતિરેક તથા આત્મા સાથે અન્વય અને વ્યતિરેક છે એ કેવી રીતે સમજાય ? સહેલાઈથી સમજાય એમ કહેશો.

ગુરુ : (૧) જાગ્રત ભાસે (જાગ્રતનું ભાન થાય) ત્યારે સ્વપ્ન અથવા સુષુપ્તિ ભાસતાં નથી. (૨) સ્વપ્ન ભાસે ત્યારે સુષુપ્તિ અથવા જાગ્રત ભાસતાં નથી. અને (૩) સુષુપ્તિ ભાસે ત્યારે જાગ્રત તથા સ્વપ્ન ભાસતાં નથી. આ પ્રમાણે ત્રણે અવસ્થાનો પરસ્પર વ્યતિરેક બતાવ્યો.

(અધિષ્ઠાન આત્મામાં આ ત્રણે અવસ્થાનો પારમાર્થિક અત્યંતાભાવ (નિત્યનિવૃત્તિ) છે; માટે ત્રણે અવસ્થાનો અધિષ્ઠાનમાં વ્યતિરેક કહીએ છીએ.)

(ख) અધિષ્ઠાન આત્મા એ ત્રણે અવસ્થાઓમાં અનુસ્યૂત રહીને તેમને પ્રકાશે છે; માટે આત્માનો ત્રણે અવસ્થામાં અન્વય છે.

આત્માના, અવિદ્યા ઉપાધિને લીધે, આરોપિત (કલ્પિત) ત્રણ અંશ છે; (૧) સામાન્ય અંશ, (૨) વિશેષ અંશ અને (૩) કલ્પિત વિશેષ અંશ.

(૧) સત્(હોવાપણું)રૂપ એ આત્માનો **સામાન્ય અંશ** છે. જાગ્રત છે; સ્વપ્ન છે; સુષુપ્તિ છે; એ પ્રમાણે આત્માનું સત્પણું ભ્રાંતિકાળમાં પણ પ્રતીત થાય છે. અને (૨) ભ્રાંતિના નિવૃત્તિકાળમાં પણ 'હું સત્ છું, હું ચિત્ છું, હું આનંદ છું, હું પરિપૂર્ણ છું, હું અસંગ છું, હું નિત્યમુક્ત છું, હું બ્રહ્મ છું;' એ પ્રમાણે આત્માના સત્-પણાની પ્રતીતિ થાય છે, માટે આ સત્રૂપ **સામાન્ય અંશ** છે. એ **આધાર** પણ કહેવાય છે.

(ख) ચેતન, આનંદ અસંગ, અદ્વિતીયપણું વગેરે જે આત્માનાં વિશેષણો છે, તે **વિશેષ અંશ** છે; કારણ કે (૧) ભ્રાંતિકાળમાં તેમની પ્રતીતિ થતી નથી; પરંતુ (૨) તેમની પ્રતીતિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે.

માટે એ **વિશેષ અંશ** છે અને તે **અધિષ્ઠાન** પણ કહેવાય છે.

(ग) ત્રણ અવસ્થારૂપ પ્રપંચ **કલ્પિત વિશેષ અંશ** છે; કારણ કે (૧) બ્રહ્મથી અભિન્ન આત્માના અજ્ઞાનકાળમાં તે પ્રતીત થાય છે તથા (૨) 'હું બ્રહ્મ છું' એવા આત્માના જ્ઞાનકાળમાં આત્માથી ભિન્ન સત્ પ્રતીત થતું નથી.

માટે આ ત્રણ અવસ્થારૂપ પ્રપંચ **કલ્પિત વિશેષ અંશ** છે; તે **ભ્રાંતિ** પણ કહેવાય છે.

એ પ્રમાણે આ ત્રણ અવસ્થા આત્મામાં મિથ્યા પ્રતીત થાય છે.

**શિષ્ય : આત્મામાં મિથ્યા પ્રપંચની પ્રતીતિ થાય છે. તેવાં મિથ્યા પ્રતીતિનાં બીજાં કોઈ દૃષ્ટાંત છે?**

**ગુરુ: (૧) સ્થાણુ વિષે પુરુષની પ્રતીતિ થાય છે. (૨) સાક્ષીમાં સ્વપ્નની પ્રતીતિ, (૩) મરુભૂમિમાં જળની પ્રતીતિ, (૪) આકાશમાં નીલતાની પ્રતીતિ, (૫) રજ્જુમાં સર્પની પ્રતીતિ, (૬) જળમાં અધોમુખ પુરુષ અથવા વૃક્ષની પ્રતીતિ અને (૭) દર્પણમાં અન્ય વસ્તુ(નગરી આદિક)ની પ્રતીતિ થાય છે–તે બધાંય મિથ્યા છે. તેમ–**

આત્મામાં પોતાના અજ્ઞાનથી પ્રપંચની પ્રતીતિ થાય છે તે મિથ્યા છે.

આ પ્રમાણે પ્રપંચના મિથ્યાપણાનો નિશ્ચય કરવો એ જ પ્રપંચનો 'બાધ' છે.

બાધ=મિથ્યાપણાનો નિશ્ચય.

(૧) શાસ્ત્રીય, (૨) યૌક્તિક અને (૩) અપરોક્ષ; એવા 'બાધ'ના ત્રણ પ્રકાર છે.

**શિષ્ય: ભ્રાંતિરૂપ સંસાર કયા કયા પ્રકારનો છે?**

**ગુરુ: [૧] ભેદ–ભ્રાંતિ, [૨] કર્તા–ભોક્તાપણાની ભ્રાંતિ, [૩] સંગ–ભ્રાંતિ, [૪] વિકાર–ભ્રાંતિ, [૫] બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિ એવા પાંચ પ્રકારનો ભ્રાંતિરૂપ સંસાર છે.**

## પાંચ પ્રકારની ભ્રાંતિનું સ્વરૂપ

**૧. ભેદ–ભ્રાંતિ:** (૧) જીવ–ઈશ્વરનો ભેદ, (૨) જીવોનો પરસ્પર ભેદ, (૩) જડનો પરસ્પર ભેદ, (૪) જીવ અને જડનો ભેદ, તથા (૫) જડ અને ઈશ્વરનો ભેદ. એવા પાંચ પ્રકારની ભેદભ્રાંતિ છે.

**૨. કર્તા–ભોક્તાપણાની ભ્રાંતિ:** અંતઃકરણના ધર્મો, કર્તાપણું, ભોક્તાપણું વગેરે તેમની આત્મામાં પ્રતીતિ તે;

**૩. સંગ–ભ્રાંતિ:** આત્માનો દેહ આદિકમાં અહંતારૂપ અને ગૃહાદિકમાં મમતારૂપ સંબંધ છે તેની પ્રતીતિ તે; અથવા–

સજાતીય, વિજાતીય અને સ્વગત વસ્તુની સાથેનાં સંબંધની જે પ્રતીતિ તે;

**૪. વિકાર–ભ્રાંતિ:** દૂધના વિકાર દહીંની પેઠે બ્રહ્મનો વિકાર જીવ તથા જગત છે એવી જે પ્રતીતિ તે;

૫. બ્રહ્મથી ભિન્ન જે જગત છે તે અસત્ય છતાં તેમાં સત્યતાની પ્રતીતિ તે પાંચમી ભ્રાંતિ છે.

**શિષ્ય: આ પાંચ પ્રકારના ભ્રમની નિવૃત્તિ કયા દૃષ્ટાંતથી થાય છે?**

**ગુરુ: (૧) ભેદ–ભ્રાંતિની નિવૃત્તિ બિંબપ્રતિબિંબના દૃષ્ટાંતથી;**

**(૨) કર્તા–ભોક્તાપણાની ભ્રાંતિની નિવૃત્તિ સ્ફટિકમાં લાલ પુષ્પના લાલ રંગના પ્રતીતિના દૃષ્ટાંતથી;**

**(૩) સંગ–ભ્રાંતિની નિવૃત્તિ ઘટાકાશના દૃષ્ટાંતથી;**

**(૪) વિકારભ્રાંતિની નિવૃત્તિ રજ્જુમાં કલ્પિત સર્પના દૃષ્ટાંતથી;**

**(૫) બ્રહ્મથી ભિન્ન જગતના સત્યપણાની ભ્રાંતિની નિવૃત્તિ કનકમાં કુંડળની પ્રતીતિના દૃષ્ટાંત-**

થી થાય છે.

(૧) ભેદ–ભ્રાંતિની નિવૃત્તિમાં બિંબપ્રતિબિંબનું દૃષ્ટાંત :

જેમ (૧) દર્પણમાં મુખનું પ્રતિબિંબ જણાય છે, તે પ્રતિબિંબ દર્પણમાં નથી; પરંતુ દર્પણને જોવા માટે નીકળેલી નેત્રની જે વૃત્તિ તે દર્પણને સ્પર્શ કરીને પાછી ફરીને મુખને જ જુએ છે. માટે બિંબ જે મુખ તેની સાથે પ્રતિબિંબ અભિન્ન છે તેથી પ્રતિબિંબ મિથ્યા નથી, પણ સત્ય છે; તથા–

(૨) પ્રતિબિંબનો જે ધર્મ, (अ) બિંબથી ભિન્નપણું તથા (ब) દર્પણમાં સ્થિતિ તથા (क) બિંબથી ઉલટાપણું; એ ત્રણ તથા તેમની પ્રતીતિરૂપ જ્ઞાન તે ભ્રાંતિ છે. જેથી–

(૩) એ ધર્મોના મિથ્યાપણાના નિશ્ચયરૂપ બાધ કરવાથી બિંબ અને પ્રતિબિંબનો સદા અભેદ નિશ્ચય થાય છે.

તે પ્રમાણે (૧) શુદ્ધ બ્રહ્મરૂપ બિંબ છે. તેનું અજ્ઞાનરૂપ દર્પણમાં જીવરૂપ પ્રતિબિંબ ભાસે છે. તેમાં સ્વપ્નની પેઠે એક જીવ મુખ્ય છે અને બીજા સ્થાવરજંગમરૂપ નાના જીવો દેખાય છે, તે **જીવાભાસ** છે. તે જીવરૂપ પ્રતિબિંબ, ઈશ્વરરૂપ બિંબની સાથે સદા અભિન્ન છે. પરંતુ–

(૨) માયાના બળથી તે જીવનો ધર્મ, (अ) બિંબરૂપ ઈશ્વરથી ભેદ, (ब) જીવપણું, નાનાપણું, અલ્પજ્ઞપણું, અલ્પશક્તિપણું, પરિચ્છિન્નતા વગેરે તથા (क) તેની પ્રતીતિરૂપ જ્ઞાન એ સર્વ ભ્રાંતિ છે. જેથી–

(૩) તેના મિથ્યાપણાના નિશ્ચયરૂપ બાધ કરીને જીવરૂપ પ્રતિબિંબ તથા ઈશ્વરરૂપ બિંબ એ બેનો સદા

અભેદ નિશ્ચય થાય છે.

બિંબ–પ્રતિબિંબના દૃષ્ટાંતથી આ પ્રમાણે **ભેદ ભ્રાંતિની નિવૃત્તિ થાય છે.**

**(૨) કર્તા–ભોક્તાપણાની નિવૃત્તિમાં સ્ફટિકમાં લાલ પુષ્પના લાલ રંગની પ્રતીતિનું દૃષ્ટાંત :**

જેમ (૧) સ્વચ્છ સફેદ સ્ફટિકની બાજુ ઉપર લાલ (જપા) પુષ્પ હોય, તેનો લાલ રંગ સંયોગ–સંબંધથી સ્ફટિકમાં ભાસે છે; પરંતુ (૨) તે પુષ્પનો ધર્મ છે અને (૩) પુષ્પ અને સ્ફટિકનો વિયોગ થતાં સ્ફટિકમાં લાલ રંગ ભાસતો નથી, જેથી (૪) તે સ્ફટિકનો ધર્મ નથી, પરંતુ (૫) તેમાં ભ્રાંતિથી ભાસે છે.

તે પ્રમાણે (૧) આત્મામાં અંતઃકરણનો ધર્મ જે કર્તા-ભોક્તાપણું તે તાદાત્મ્ય સંબંધને લીધે ભાસે છે; પરંતુ (૨) તે અંતઃકરણનો ધર્મ છે. (૩) સુષુપ્તિમાં અંતઃકરણ અને આત્માનો વિયોગ થતાં આત્મા વિષે તેનું ભાન થતું નથી, જેથી (૪) તે આત્માનો ધર્મ નથી; પરંતુ (૫) આત્મામાં ભ્રાંતિથી ભાસે છે.

સ્ફટિકમાં લાલ રંગની પ્રતીતિના દૃષ્ટાંતથી આ પ્રમાણે **કર્તા–ભોકતાપણાની ભ્રાંતિની નિવૃત્તિ** થાય છે.

**(૩) સંગ ભ્રાંતિની નિવૃત્તિમાં ઘટાકાશનું દૃષ્ટાંત :**

જેમ (૧) ઘટ ઉપાધિવાળું આકાશ ઘટાકાશ કહેવાય છે. (૨) તે આકાશ ઘટના સંગવાળું ભાસે છે તોપણ (૩) ઘટના ધર્મ ઉત્પત્તિ, નાશ, ગમનાગમન આદિ છે તે આકાશને સ્પર્શ કરતા નથી. જેથી (૪) આકાશ અસંગ છે અને (૫) આકાશનો સંબંધ ઘટની સાથે ભાસે છે, તે

ભ્રાંતિ છે. તેમ–

(૧) દેહાદિ સંઘાતરૂપ ઉપાધિવાળા આત્માને જીવ કહેવામાં આવે છે, (૨) તે આત્મા તે સંઘાતના સંગવાળો ભાસે છે; તોપણ (૩) સંઘાતના ધર્મ જે જન્મમરણ આદિ છે તે આત્માને સ્પર્શ કરતા નથી; કારણ કે સંઘાત દૃશ્ય અને આત્મા દ્રષ્ટા છે, (૪) આત્મા સંઘાતથી ન્યારો છે અને અસંગ છે, તેથી (૫) આત્મા સંઘાતરૂપ નથી, માટે આત્માનો સંઘાતની સાથે અહંતારૂપ સંબંધ પણ નથી.

તે સંઘાત આત્માનો નથી, પણ પંચમહાભૂતોનો છે, તેથી આત્માનો સંઘાતની સાથે મમતારૂપ સંબંધ પણ નથી. આત્મા સંઘાતથી ન્યારો છે માટે સંઘાતનાં સંબંધી સ્ત્રી, પુત્ર, ગૃહ આદિ સાથે આત્માનો મમતારૂપ સંબંધ નથી.

એ પ્રમાણે આત્મા અસંગ છે તેનો સંઘાતની સાથે અહંતા–મમતારૂપ સંબંધ ભ્રાંતિ છે.

ઘટાકાશના દૃષ્ટાંતથી **સંગ ભ્રાંતિની નિવૃત્તિ** થાય છે.

**(૪) વિકાર ભ્રાંતિની નિવૃત્તિમાં રજ્જુમાં સર્પની પ્રતીતિનું દૃષ્ટાંત:**

જેમ (૧) રજ્જુ પડેલી હોય, આછો અંધકાર હોય, તે રજ્જુ જોવા નેત્રરૂપ દ્વારથી અંતઃકરણની વૃત્તિ નીકળી છે. તે વૃત્તિ અંધકારાદિ દોષને લીધે રજ્જુના સ્વરૂપને ઓળખતી નથી; માટે તે વૃત્તિથી રજ્જુના આવરણનો ભંગ થતો નથી અને રજ્જુ ઉપહિત ચૈતન્યને આશ્રયે રહેલી જે **તુલાવિદ્યા** તેમાં ક્ષોભ થઈ સર્પરૂપ વિકાર ધારણ કરે છે. તેથી (૨) તે સર્પ **અવિદ્યાનું પરિણામ** છે અને (૩) રજ્જુ ઉપહિત **ચૈતન્યનું વિવર્ત** છે, પરિણામ

(વિકાર) નથી.

તે પ્રમાણે (૧) બ્રહ્મચૈતન્યને આશ્રયે રહેલી જે **મૂલાવિદ્યા** છે, તે પ્રારબ્ધાદિ નિમિત્તથી ક્ષોભ પામીને જડચૈતન્ય (ચિદાભાસ) પ્રપંચરૂપ વિકાર ધારણ કરે છે. (૨) તે પ્રપંચ **અવિદ્યાનું પરિણામ** છે અને (૩) અધિષ્ઠાન **બ્રહ્મચૈતન્યનું વિવર્ત** છે, પરિણામ (વિકાર) નથી.

આ રીતે રજ્જુમાં કલ્પિત સર્પના દૃષ્ટાંતથી **વિકાર ભ્રાંતિની નિવૃત્તિ** થાય છે.

**તૂલાવિદ્યા :** વિષય (ઘટાદિ) ઉપહિત ચૈતન્યને આશ્રયે રહી તેને આવરણ કરવાવાળી જે અવિદ્યા તે.

**મૂલાવિદ્યા :** શુદ્ધ બ્રહ્મ જે આત્મા તેને આશ્રયે રહી તેને આવરણ કરવાવાળી જે અવિદ્યા તે.

**ક્ષોભ :** કાર્ય કરવાને તત્પર થવું તે.

**પરિણામ :** પૂર્વરૂપનો ત્યાગ અને અન્ય રૂપની પ્રાપ્તિ તે.

અથવા ઉપાદાનની સમાન સત્તાવાળું અન્યથા સ્વરૂપ (ઉપાદાનથી અન્ય પ્રકારનો આકાર) તે. જેમ-

દૂધનું **પરિણામ** દહીં છે. દૂધ તથા દહીંની સમાન (વ્યાવહારિક) સત્તા છે પણ દહીંનો આકાર, ગુણ, દૂધના નથી; માટે દહીં તે દૂધનું **પરિણામ** છે. એને **વિકાર** પણ કહે છે.

**અધિષ્ઠાન :** જે પોતે નિર્વિકારરૂપે રહે છે અને અવિદ્યાકૃત કલ્પિત કાર્યનું આશ્રય હોય છે તે. આ અધિષ્ઠાન વ્યાવહારિક તથા પારમાર્થિક એમ બે પ્રકારનું છે. જેમ કલ્પિત સર્પનું અધિષ્ઠાન રજ્જુ છે (વ્યાવહારિક). જગતનું

અધિષ્ઠાન બ્રહ્મ ચૈતન્ય છે (પારમાર્થિક). એને પરિણામી ઉપાદાનથી વિલક્ષણ, બીજું વિવર્ત ઉપાદાન પણ કહે છે.

**વિવર્ત :** અધિષ્ઠાનથી વિષમ (અલ્પ અને ભિન્ન) સત્તાવાળો તથા અન્યથા સ્વરૂપ (નવીન પ્રકારનો આકાર) તે.

જેમ રજ્જુનું વિવર્ત સર્પ છે. તેને કલ્પિત કાર્ય અથવા કલ્પિત વિશેષ અંશ પણ કહે છે.

**(૫) બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિની નિવૃત્તિમાં કનકમાં કુંડળની પ્રતીતિનું દૃષ્ટાંત :**

જેમ (૧) કનક અને કુંડળનો ભેદ કાર્ય–કારણને લીધે ભાસે છે તે કલ્પિત છે; અને (૨) કનકથી કુંડળનું ભિન્ન સ્વરૂપ દેખાતું નથી. જેથી (૩) તેમનો વાસ્તવ અભેદ છે અને તેથી (૪) કનકથી ભિન્ન કુંડળની સત્તા જ નથી. તે પ્રમાણે–

(૧) બ્રહ્મ અને જગતનો ભેદ કાર્યકારણને લીધે ભાસે છે, પણ તે કલ્પિત છે. (૨) વિચાર કરીને જોઈએ છીએ તો અસ્તિ, ભાતિ અને પ્રિયથી ભિન્ન નામરૂપ જગત સત્ય સિદ્ધ થતું નથી, પરંતુ મિથ્યા સિદ્ધ થાય છે અને જે વસ્તુ જેમાં કલ્પિત હોય છે તે વસ્તુ તેનાથી ભિન્ન સિદ્ધ થતી નથી, જેથી (૩) બ્રહ્મથી જગતનો વાસ્તવ અભેદ છે, (૪) તેથી બ્રહ્મથી જગતની ભિન્ન સત્તા નથી.

આ પ્રમાણે કનકમાં કુંડળની પ્રતીતિના દૃષ્ટાંતથી **બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિની નિવૃત્તિ** થાય છે.

**શિષ્ય : ભ્રાંતિ એટલે શું ?**

**ગુરુ : ભ્રાંતિ એટલે અધ્યાસ.**

**શિષ્ય : અધ્યાસ એ શું ?**

**ગુરુ : (૧) ભ્રાંતિ–જ્ઞાનનો વિષય જે મિથ્યા વસ્તુ અને ભ્રાંતિ–જ્ઞાન તે અધ્યાસ અથવા–**

(૨) અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળો **અવભાસ** તે **અધ્યાસ.** છીપોલીમાં રૂપાની ભ્રાંતિ થાય, ત્યાં છીપોલી વ્યાવહારિક સત્તામાં છે અને રૂપું કલ્પિત હોવાથી પ્રાતિભાસિક સત્તામાં છે; માટે છીપોલીમાં રૂપાનું જ્ઞાન અને રૂપું તે બંનેને સિદ્ધાંતમાં **અવભાસ** અથવા **અધ્યાસ** કહે છે. (વૃત્તિપ્રભાકર) અથવા–

(૩) પોતાના અભાવવાળા અધિકરણમાં પોતાની પ્રતીતિ તેને **અધ્યાસ** કહે છે. (પંચદશી)

(अ) ઠૂણકામાં ચોરનો અભાવ છે, છતાં અધિકરણ ઠણુકામાં ચોરની પ્રતીતિ તે અધ્યાસ.

(आ) છીપોલીમાં રૂપાનો અભાવ છે, છતાં અધિકરણ છીપોલીમાં રૂપાની પ્રતીતિ તે અધ્યાસ.

(इ) રજ્જુમાં સર્પનો અભાવ છે, છતાં અધિકરણ રજ્જુમાં સર્પની પ્રતીતિ તે અધ્યાસ.

જેમાં ભ્રાંતિ થાય તે **અધિષ્ઠાન** કહેવાય. આ અધિષ્ઠાન (અધિકરણ) વ્યાવહારિક હોય અથવા પારમાર્થિક હોય.

જેની ભ્રાંતિ થાય તે **આરોપ્ય** કહેવાય.

**શિષ્ય : આ અધ્યાસ કેટલા પ્રકારના છે ?**

**ગુરુ : સ્વરૂપાધ્યાસ અને સંસર્ગાધ્યાસ એમ અધ્યાસના બે પ્રકાર છે. અથવા–**

**જ્ઞાનાધ્યાસ અને અર્થાધ્યાસ એમ બે પ્રકારના અધ્યાસ છે.**

શિષ્ય : આ અધ્યાસના પ્રકાર સરળતાથી સમજાવશો ?

ગુરુ : અનાત્માનું સ્વરૂપ જ આત્મામાં અધ્યસ્ત છે. અથવા—

જ્યાં પદાર્થનું સ્વરૂપ અનિર્વચનીય ઉત્પન્ન થાય ત્યાં સ્વરૂપાધ્યાસ કહીએ.

## સ્વરૂપાધ્યાસ

(૧) 'હું અજ્ઞાની છું.' એ પ્રમાણે અજ્ઞાનનો **શુદ્ધ ચેતન** વિષે અધ્યાસ બને છે.

(૨) 'હું છું' એ પ્રમાણે **અજ્ઞાન ઉપહિત ચેતન** વિષે અહંકાર(અંતઃકરણ)નો અધ્યાસ બને છે.

(૩) 'હું સુખી છું; હું દુઃખી છું; હું કર્તા છું; હું ભોક્તા છું' એ પ્રમાણે સુખદુઃખ, કામસંકલ્પાદિ અંતઃકરણના ધર્મોનો **અંતઃકરણ ઉપહિત ચેતનમાં** અધ્યાસ બને છે.

(૪) 'હું કાણો છું; હું આંધળો છું; હું બહેરો છું; દેખું છું; સાંભળું છું; હું બોલું છું.' એ પ્રમાણે ઈંદ્રિયોના ધર્મોનો પણ **અંતઃકરણ ઉપહિત ચેતનમાં** અધ્યાસ બને છે.

(૫) 'હું મનુષ્ય છું; બાળક છું; યુવાન છું; બ્રાહ્મણ છું;' વગેરે ધર્મો સહિત દેહનો **અંતઃકરણ તથા ઈંદ્રિયના ધર્મ ઉપહિત ચેતન** વિષે અધ્યાસ બને છે.

(૬) હું જાડો છું; હું પાતળો છું, ગોરો છું; કાળો છું; વગેરે દેહના ધર્મોનો **દેહ ઉપહિત ચેતન** વિષે અધ્યાસ બને છે.

ઇંદ્રિય તથા દેહનો સ્વરૂપથી ફૂટસ્થ વિષે અધ્યાસ નથી, પણ બ્રહ્મ ચેતન વિષે અધ્યાસ છે; પરંતુ ઇંદ્રિય અને દેહના ધર્મ સહિત તેમની ફૂટસ્થ સાથે અભેદ પ્રતીતિ થાય છે.

'હું આંખ છું;' 'હું દેહ છું;' એવી કેવળ દેહ અને ઇંદ્રિયોની ફૂટસ્થ સાથે અભેદપ્રતીતિ થતી નથી.

આ પ્રમાણે અજ્ઞાન આદિકનો (ઉપર દૃષ્ટાંત ૧ થી ૬ માં કહ્યું તેમ) ચૈતન્યમાં અધ્યાસ બને છે. તે તે પદાર્થોનું સ્વરૂપ અનિર્વચનીય ઉત્પન્ન થયેલું છે; માટે તે સર્વ **પ્રકાર સ્વરૂપાધ્યાસ**ના છે.

(સત્ અસત્થી વિલક્ષણ, તે **અનિર્વચનીય.** રજ્જુમાં સર્પની પ્રતીતિ: જો સર્પ સત્ય હોય તો રજ્જુનું જ્ઞાન થતાં તે સર્પની નિવૃત્તિ ન થવી જોઈએ; પણ નિવૃત્તિ થાય છે માટે સર્પ સત્થી વિલક્ષણ કહેવાય છે. જો સર્પ અસત્ હોય તો વંધ્યાપુત્રની પેઠે પ્રતીતિ ન થવી જોઈએ; પણ પ્રતીતિ થાય છે માટે સર્પ અસત્થી વિલક્ષણ કહેવાય છે.)

સ્વરૂપાધ્યાસમાં કેવળ ધર્માધ્યાસ, ધર્મ સહિત ધર્મીનો અધ્યાસ અને અન્યતરાધ્યાસ એ ત્રણે સમાઈ જાય છે.

આ પુસ્તકના પૃષ્ઠ ૧૭૧માં બતાવેલી જે પાંચ પ્રકારની ભ્રાંતિ બતાવી તેમાં સંગ–ભ્રાંતિ તે **સંસર્ગાધ્યાસમાં** સમાઈ જાય છે અને બાકીની ચાર (૧) ભેદ–ભ્રાંતિ, (૨) કર્તાભોક્તાપણાની ભ્રાંતિ, (૩) વિકાર–ભ્રાંતિ અને (૪) જગતની સત્યતાની ભ્રાંતિ; એ **સ્વરૂપાધ્યાસમાં** આવી જાય છે.

## સંસર્ગાધ્યાસ અથવા સંબંધાધ્યાસ

જ્યાં પદાર્થનું સ્વરૂપ તો પહેલેથી જ સિદ્ધ હોય, પછી તે પદાર્થ વ્યાવહારિક હોય અથવા પારમાર્થિક હોય અને અનિર્વચનીય સંબંધ ઉત્પન્ન થાય ત્યાં **સંસર્ગાધ્યાસ** છે:

**આત્માનું સ્વરૂપ તો સત્ય છે, માટે તે અધ્યસ્ત નથી પણ તેનો સંસર્ગ અનાત્મા વિષે અધ્યસ્ત છે, માટે તેમનો સંસર્ગાધ્યાસ છે.**

(૧) જેમ મુખનો દર્પણ સાથે કોઈ સંબંધ નથી. બન્ને પદાર્થ (મુખ અને દર્પણ) વ્યાવહારિક છે, ત્યાં દર્પણમાં મુખનો સંબંધ પ્રતીત થાય છે; માટે તેમનો **અનિર્વચનીય સંબંધ** ઊપજે છે.

તેમ રાતા વસ્ત્રમાં ''रक्तः पटः' એવી પ્રતીતિ થાય છે; રાતા રંગવાળું વસ્ત્ર છે. આ પ્રતીતિથી રાતા રંગનો વસ્ત્ર સાથે તાદાત્મ્યસંબંધ ભાસે છે. રાતો રંગ એ તો કેસૂડા(કસૂંબા)નો છે, માટે રાતાપણાનો તાદાત્મ્ય સંબંધ કેસૂડા(કસૂંબા)નાં ફૂલમાં છે, વસ્ત્રમાં નથી.

આ પ્રમાણે રાતા રંગવાળું કુસુંભપુષ્પ અને વસ્ત્ર એ બન્ને વ્યાવહારિક છે; તેમનો તાદાત્મ્ય સંબંધ **અનિર્વચનીય** ઊપજે છે.

(૨) 'રાતો સ્ફટિક' આ પ્રતીતિથી રાતાપણાનો તાદાત્મ્ય સંબંધ સફેદ સ્ફટિકમાં ભાસે છે. રતાશનું તાદાત્મ્ય પુષ્પમાં છે, સ્ફટિકમાં નથી; માટે સ્ફટિકમાં રાતાપણાનો **અનિર્વચનીય તાદાત્મ્ય** સંબંધ ઊપજે છે.

આ પ્રમાણે અનેક સ્થાનોમાં, સંબંધી તો વ્યાવહા-

રિક છે. તેમના સંબંધનું જ્ઞાન અનિર્વચનીય ઊપજે છે. તેને **સંસર્ગાધ્યાસ** અથવા **સંબંધાધ્યાસ** કહે છે.

તે જ પ્રમાણે ચેતનનો અહંકારમાં અધ્યાસ નથી; પણ ચેતન તો પારમાર્થિક છે; તેના **સંબંધનો** અહંકાર-માં અધ્યાસ છે. આત્માપણું ચેતનમાં છે અને અહંકારમાં પ્રતીત થાય છે માટે આત્માનું તાદાત્મ્ય ચેતનમાં છે અને અહંકારમાં પ્રતીત થાય છે; માટે આત્મચેતંનનો તાદાત્મ્ય સંબંધ અહંકારમાં અનિર્વચનીય છે; માટે ચેતન કલ્પિત નથી પણ ચેતનનો અહંકાર સાથે તાદાત્મ્ય સંબંધ કલ્પિત છે.

આ પ્રમાણે અનાત્મા( અહંકારાદિક )માં ચેતન આત્મા-નો અધ્યાસ થાય છે. ત્યાં આત્માનો અનાત્માની સાથે તાદાત્મ્ય સંબંધ અધ્યસ્ત ( કલ્પિત ) છે. તે આત્માનું સ્વરૂપ નથી; આત્માનો અનાત્મામાં કેવળ **સંબંધાધ્યાસ ( સંસર્ગાધ્યાસ )** છે.

## જ્ઞાનાધ્યાસ તથા અર્થાધ્યાસ

જ્ઞાન+અધ્યાસ=જ્ઞાનાધ્યાસ. અનિર્વચનીય વસ્તુની પ્રતીતિને **જ્ઞાનાધ્યાસ** કહીએ.

રજ્જુમાં સર્પની પ્રતીતિ, ઠૂણકામાં ચોરની પ્રતીતિ, છીપોલીમાં રૂપાની પ્રતીતિ; વગેરે જ્ઞાનાધ્યાસમાં દૃષ્ટાંત છે.

અર્થ+અધ્યાસ=અર્થાધ્યાસ. અર્થ=વિષય; પદાર્થ.

જ્ઞાનના અનિર્વચનીય વિષયને **અર્થાધ્યાસ** કહીએ.

અર્થ : ( ઉપર કહેલાં દૃષ્ટાંતોમાં સર્પ, ચોર, રૂપું વગેરે અર્થ વિષયો છે. )

## અર્થાધ્યાસના છ પ્રકાર

( ૧ ) કેવળ સંબંધાધ્યાસ ( સંસર્ગાધ્યાસ ), ( ૨ )

સંબંધ સહિત સંબંધીનો અધ્યાસ, (૩) કેવળ ધર્માધ્યાસ, (૪) ધર્મ સહિત ધર્મીનો અધ્યાસ, (૫) અન્યોન્યાધ્યાસ અને (૬) અન્યતરાધ્યાસ.

**જ્યાં જ્યાં ભ્રમજ્ઞાન છે, ત્યાં ત્યાં બધે સ્થળે અનિર્વચનીય પદાર્થની ઉત્પત્તિ થાય છે.**

(અ) કોઈ સ્થળે **સંબંધીની** ઉત્પત્તિ તથા અધ્યાસ થાય છે. જેમ છીપોલીમાં રૂપાની, રજ્જુમાં સર્પની વગેરે.

છીપોલીમાં રૂપાનો અધ્યાસ તે **અર્થાધ્યાસ** કહેવાય અને રૂપાની પ્રતીતિ તે **જ્ઞાનાધ્યાસ** કહેવાય.

(૧) **કેવળ સંબંધાધ્યાસ:** આત્માનો અનાત્મામાં કેવળ સંબંધાધ્યાસ: જેમ અનાત્મા(અહંકારાદિક)માં આત્માનો અધ્યાસ.

(બ) કોઈ સ્થળે **ધર્મના સંબંધનો** અધ્યાસ થાય છે.

(૨) **સંબંધ સહિત સંબંધીનો અધ્યાસ:** 'હું અજ્ઞાની છું' અહીં શુદ્ધ ચેતન વિષે અનાત્મા-'અજ્ઞાન'નો સંબંધ તથા સ્વરૂપ બંને અધ્યસ્ત છે.

(૩) **કેવળ ધર્માધ્યાસ:** જ્ઞાનસ્વરૂપ આત્મા છે; અંતઃકરણ જ્ઞાનસ્વરૂપ નથી. જ્ઞાનનો સંબંધ અંતઃકરણમાં પ્રતીત થાય છે; માટે આત્માના સંબંધનો અંતઃકરણમાં અધ્યાસ થાય છે.

'ઘટઃ સ્ફુરતિ, પટઃ સ્ફુરતિ' એમ સ્ફુરણ સંબંધ સર્વ પદાર્થોમાં પ્રતીત થાય છે; માટે આત્મસંબંધનો સર્વ પદાર્થમાં અધ્યાસ થાય છે.

કાણાપણું, બહેરાપણું વગેરે ઇંદ્રિયોના ધર્મોની આત્મા-

માં પ્રતીતિ થાય છે. જેમ કે 'હું કાણો છું.'

'હું નેત્ર છું' એવી પ્રતીતિ કોઈને થતી નથી; માટે નેત્રનો ધર્મ કાણાપણું, તેનો આત્મામાં અધ્યાસ છે. આ **કેવળ ધર્માધ્યાસનું** દૃષ્ટાંત છે.

**૪. ધર્મ સહિત ધર્મીનો અધ્યાસ :** કર્તા–ભોક્તાપણું વગેરે ધર્મ કહેવાય. તે અંતઃકરણના ધર્મો છે; માટે અંતઃકરણ ધર્મી કહેવાય.

અંતઃકરણ અને તેના કર્તાપણું વગેરે ધર્મો આત્મામાં અધ્યસ્ત હોય ત્યાં ધર્મ સહિત ધર્મીનો અધ્યાસ છે.

હું ભજન, દાન, તપ, યજ્ઞાદિક શુભ કાર્ય કરું છું, તેથી હું સ્વર્ગમાં જઈ ત્યાંના ભોગ ભોગવીશ. જવાનો ધર્મ અને ભોગવવાનો ધર્મ અંતઃકરણનો છે. અહીં તે અંતઃકરણ અને તેના ધર્મો ચેતન આત્મામાં (હુંમાં) અધ્યસ્ત છે.

**(૫) અન્યોન્યાધ્યાસ :** લોહ અને અગ્નિની પેઠે આત્મામાં અનાત્માનો અને અનાત્મામાં આત્માનો જે અધ્યાસ તે.

**(૬) અન્યતરાધ્યાસ :** બેમાંથી એકનો અધ્યાસ તે.

આત્મામાં અનાત્માનો અથવા અનાત્મામાં આત્માનો અધ્યાસ. અનાત્મામાં આત્માનું સ્વરૂપ અધ્યસ્ત નથી, પણ આત્મામાં અનાત્માનું સ્વરૂપ અધ્યસ્ત છે.

અહંકારાદિક અનાત્માનો અને આત્માનો અધ્યાસ જાણવામાં પાંચમો અન્યોન્યાધ્યાસ વિશેષ ઉપયોગી છે. એ અધ્યાસ સંસર્ગાધ્યાસ અને સ્વરૂપાધ્યાસ બંનેમાં સમાઈ રહે છે.

શિષ્ય : અન્યોન્યાધ્યાસ એટલે શું ?

ગુરુ : પરસ્પરમાં પરસ્પરનો અધ્યાસ તે અન્યોન્યાધ્યાસ.

શિષ્ય : આત્મા અને અનાત્માનો પરસ્પર અધ્યાસ કેવી રીતે છે ?

ગુરુ : ૧–૪ સત્, ચિત્, આનંદ અને અદ્વૈત-પણું એ ચાર વિશેષણ આત્માનાં છે.

૧–૪ અસત્, જડ, દુઃખ અને દ્વૈત સહિત-પણું, એ ચાર વિશેષણ અનાત્માનાં છે. તેમાં–

(૧–૨) અનાત્માનો ધર્મ દુઃખ અને દ્વૈત સહિત-પણું, તે આત્માના ધર્મ. આનંદ અને અદ્વૈતપણામાં સ્વરૂપથી અધ્યસ્ત થઈને તેને ઢાંકે છે.

(૩–૪) આત્માના ધર્મ (સત્ અને ચિત્) અના-ત્માના ધર્મ(અસત્તા અને જડતા)માં સંસર્ગ દ્વારા અધ્યસ્ત થઈને તેને ઢાંકે છે.

સત્, ચિત્, આનંદ અને અદ્વૈતપણું; એ ચાર વિશેષણો આત્માનાં છે અને અસત્, જડ, દુઃખ અને દ્વૈતસહિતપણું એ ચાર વિશેષણો અનાત્માનાં છે : તેમાં અનાત્માનાં દુઃખ અને દ્વૈતસહિતપણું એ બે વિશે-ષણોએ આત્માના આનંદ અને અદ્વૈતપણાને ઢાંક્યાં છે માટે આત્મામાં–

(૧) હું આનંદરૂપ તથા અદ્વૈતરૂપ છું એવી પ્રતીતિ થતી નથી, પણ–

(૨) હું દુઃખી તથા ઈશ્વરાદિકથી ભિન્ન છું એવી પ્રતીતિ થાય છે.

આત્મામાં સત્ અને ચિત્ એ બે વિશેષણોએ અનાત્માનાં અસત્ અને જડપણું એ બે વિશેષણોને ઢાંકી દીધાં છે; માટે અનાત્મા જે અહંકારાદિક તેમાં–

(૧) અસત્ છે, અભાન(જડ)રૂપ છે એવી પ્રતીતિ થતી નથી, પણ–

(૨) વિદ્યમાન છે, ભાસે (ચેતન) છે એવી પ્રતીતિ થાય છે.

આ પ્રમાણે આત્મા અને અનાત્માનો અન્યોન્યાધ્યાસ (પરસ્પરનો અધ્યાસ) છે.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'પ્રપંચનું મિથ્યાપણું' નામનો તેરમો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૧૪ મો

## પ્રપંચ વિષે–ભાગ ૪ થો

## (જ્ઞાનીના કર્મની નિવૃત્તિ)

શિષ્ય : કર્મ કોને કહીએ ?

ગુરુ : શરીર, વાણી અને મનની જે ક્રિયા તે કર્મ કહેવાય.

શિષ્ય : કર્મ કેટલા પ્રકારનાં છે ?

ગુરુ : (૧) સંચિત, (૨) પ્રારબ્ધ અને (૩) ક્રિયમાણ (આગામી); એમ ત્રણ પ્રકારના ભેદથી કર્મ ત્રણ પ્રકારનાં છે.

શિષ્ય : સંચિત કર્મ કોને કહીએ ?

ગુરુ : (૧) અનેક અતીત (પૂર્વના) જન્મોમાં સંચિત કરેલાં જે કર્મ તે સંચિત કર્મ કહેવાય.

શિષ્ય : પ્રારબ્ધ કર્મનું શું સ્વરૂપ છે ?

ગુરુ : (૨) અનેક સંચિત કર્મમાંથી પરિપાક દશાને પામેલાં તથા ઈશ્વરની ઇચ્છાથી વર્તમાન દેહનો આરંભ કરવાવાળાં જે કોઈ સંચિત કર્મ (કર્મો) તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે. (આ કર્મો વર્તમાન દેહમાં સુખદુઃખાદિક આપવામાં નિમિત્ત-

રૂપ છે.)

શિષ્ય: ક્રિયમાણ કર્મ કોને કહીએ?

ગુરુ: (૩) જ્ઞાન થયા પછી અથવા પૂર્વે, આ વર્તમાન દેહમાં મરણ પર્યંત કરવામાં આવતાં જે કર્મ તે ક્રિયમાણ કર્મ કહેવાય છે.

શિષ્ય: જ્ઞાનીના કર્મની નિવૃત્તિ કેવી રીતે થાય છે?

ગુરુ: (૧) જ્ઞાનથી અજ્ઞાનના આવરણ અંશની નિવૃત્તિ થાય છે. આવરણની નિવૃત્તિ થવાથી તેને આશ્રયે રહેલાં જે સંચિત (પૂર્વે અનેક જન્મોમાં કરેલાં) કર્મ તેમની નિવૃત્તિ થાય છે. [સંચિત કર્મ અજ્ઞાનની આવરણશક્તિ(અંશ)ને આશ્રયે રહે છે.]

(૨) જ્ઞાન થયા પૂર્વે તથા પછીથી આ જન્મમાં કરેલાં કર્મોનો, 'હું અકર્તા છું, હું અભોક્તા છું, હું અસંગ છું તથા હું બ્રહ્મ છું' એ નિશ્ચયરૂપ જ્ઞાનના બળથી, પોતામાં રહેલો ભ્રમજન્ય તાદાત્મ્ય તેનો નાશ થવાથી અને રાગદ્વેષનો અભાવ સધાવાથી, જળમાં રહેલા કમળપત્રની પેઠે તે કર્મોનો જ્ઞાનીને સ્પર્શ થતો નથી.

આવા જ્ઞાનીથી થતાં ક્રિયમાણ કર્મનું શું થાય? તે કર્મોનું ફળ કોઈને મળે કે નહિ? એવી શંકા થાય તેનો ખુલાસો નીચે પ્રમાણે છે:

प्रारब्धं भोगतो नश्येत् शेषं ज्ञानेन दह्यते।
शारीरं त्वितरत्कर्म तद्द्वेषिप्रियवादिनोः॥

તે જ્ઞાની પુરુષનાં આ જન્મમાં કરેલાં શુભ ક્રિયમાણ કર્મનું ફળ સુહૃદ, સકામી ભક્ત અથવા શિષ્યને મળે છે; અને અશુભ ક્રિયમાણ કર્મનું ફળ તેમનો દ્વેષ કરનાર તથા નિંદા કરનાર મનુષ્યોને મળે છે.

(૩) અજ્ઞાનની વિક્ષેપશક્તિને આશ્રયે રહેતાં જ્ઞાનીનાં **પ્રારબ્ધ** (પૂર્વે કોઈ એક અથવા અનેક જન્મમાં કરેલાં અને આ દેહનો આરંભ કરવાવાળાં) **કર્મની** ભોગથી નિવૃત્તિ થાય છે.

માટે જ્ઞાની સર્વ કર્મથી મુક્ત છે અને તેથી જ કર્મથી રચેલા જન્માદિક સંસારથી પણ મુક્ત છે.

આ પ્રમાણે જ્ઞાનીનાં કર્મની નિવૃત્તિ થાય છે.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'જ્ઞાનીના કર્મની નિવૃત્તિ' નામનો ચૌદમો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૧૫ મો

## પ્રપંચ વિષે–ભાગ ૫ મો

## (જ્ઞાનની તથા અજ્ઞાનની સાત ભૂમિકા)

શિષ્ય : સર્વ જ્ઞાનીઓનો નિશ્ચય એક હોય છે, છતાં સ્થિતિનો ભેદ શા કારણથી હોય છે?

ગુરુ : સર્વ જ્ઞાનીઓની સ્થિતિનો ભેદ જ્ઞાનની ભૂમિકાઓને લીધે છે.

શિષ્ય : એ જ્ઞાનની ભૂમિકા કઈ કઈ છે?

ગુરુ : જ્ઞાનની સાત ભૂમિકા છે : (૧) શુભેચ્છા, (૨) સુવિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્ત્વાપત્તિ, (૫) અસંસક્તિ, (૬) પદાર્થાભાવિની અને (૭) તુરીયગા.

અનાથદાસજી મહાત્મા 'વિચારમાળા' ગ્રંથમાં આ ભૂમિકાનું નીચે પ્રમાણે વર્ણન કરે છે :

विषय विषे भई द्वेषता, गुरु तीरथ अनुराग ।
तातैं शुभइच्छा कही, कथा श्रवण मन लाग ॥ १ ॥

અર્થ : વિષયો (અનિત્ય, સાતિશય દોષવાળા તથા જેનો સ્પર્શમાત્ર દુઃખદાયી છે એવું જ્ઞાન થવાથી તે)માં દ્વેષ, (તેમનો ત્યાગ કરવાની ઇચ્છા) ઉત્પન્ન થતાં ગુરુ તથા તીર્થોમાં પ્રીતિ થાય અને કથાશ્રવણમાં મન ચોંટે તેને શુભ ઇચ્છા (જ્ઞાનની પ્રથમ ભૂમિકા) કહી છે.

भगवति रति गति आन मति, प्रेमयुक्त नित चित्त।
गुण गावत पुलकित हृदय, दिन दिन सरस सुहित्त॥

અર્થ: (તે પુરાણોની કથાના શ્રવણથી) ભગવાનમાં પ્રીતિ; ભગવાનના જ્ઞાનથી જ મોક્ષ થવો એવો નિશ્ચય; ચિત્તની ભગવાન સિવાય બીજા બધામાંથી નિવૃત્તિ; ભગવાનમાં પ્રેમ સહિત નિત્ય ચિત્તની સ્થિતિ; તેમના ગુણગાન કરતાં શરીરમાં રોમાંચ થવો તેમ જ તેમના ઉપર હમેશ પ્રેમનો વધારો થવો એ શુભ ગુણોનો સંભવ **શુભ ઇચ્છા** કહેવાય છે. ૧

दूजी कही विचारना, उपज्यो तत्त्व विचार।
एकांत ह्वै शोधन लग्यो कोऽहं को संसार॥२॥

અર્થ: જ્યારે (આ સંસારમાં તત્ત્વ શું છે? મિથ્યા શું છે? એવો) વિચાર ઉત્પન્ન થાય ત્યારે એકાંતમાં બેસીને 'હું કોણ છું? આ સંસારનું સ્વરૂપ શું છે?' એવો વિચાર કરવા લાગે છે. આને બીજી **સુવિચારણા** ભૂમિકા કહી છે. ૨

तनुमानसा सु तीसरी, मनको प्रत्याहार।
थिर ह्वै शुद्ध स्वरूपको, राखै नित संभार॥३॥

અર્થ: બહાર તેમ જ અંતર વિષયોથી ચિત્તનો નિરોધ કરી, પોતાના શુદ્ધ સ્વરૂપ બ્રહ્મરૂપની હમેશ સ્મૃતિ કરવી તે **તનુમાનસા** નામની ત્રીજી ભૂમિકા છે. ૩

(તનુમાનસા=મનની સૂક્ષ્મતા.)

चतुर्थी सत्त्वापत्ति यह, अनुभव उदय अभंग।
आत्मा जग दरस्यो भलै, ज्यों मध्य सिंधु तरंग॥४॥

અર્થ: (બ્રહ્મચિંતન નિરંતર કરવાથી) સંશય-વિપર્યય રહિત, સ્વરૂપસાક્ષાત્કારનો અનુભવ પ્રાપ્ત થવો અને તેનાથી સમુદ્ર મધ્યે તરંગ છે તે જેમ સમુદ્રરૂપ છે, તેમ જગત

છે તે આત્મારૂપ સમુદ્રમાં તરંગ હોવાથી આત્મારૂપ જ છે, એવું રૂડા પ્રકારે જ્ઞાન થવું. એ ભૂમિકા(સ્થિતિ)ને ચોથી '**સત્ત્વાપત્તિ**' કહી છે. ૪

छूट्यो तन अभिमान जब, निश्चय कियो स्वरूप।
असंसक्ति यह भूमिका, पंचम महा अनूप ॥५॥

અર્થ: સ્વરૂપનો નિશ્ચય થવાથી દેહાભિમાન જ્યારે છૂટી જાય (પોતાના શરીરથી પોતાને યથાર્થ ભિન્ન જાણે); એ ઉપમારહિત સ્થિતિ '**અસંસક્તિ**' નામની જ્ઞાનની પાંચમી ભૂમિકા છે. ૫

'कहे पदारथ बुद्धिलौं, सबको होई अभाव।
यह पदारथाभाविनी, षष्ठी भूमि लखाव ॥६॥

અર્થ: જેમ સુવર્ણવેત્તા પુરુષને કડું, કુંડળ આદિ સર્વ ભૂષણો વિદ્યમાન હોવા છતાં સુવર્ણની જ પ્રતીતિ થાય છે, તેમ દેહથી આરંભી બુદ્ધિ સુધીના જેટલા પદાર્થો કહ્યા તે બધાનો અભાવ થવો (બ્રહ્મરૂપ પ્રતીતિ થવી) એ સ્થિતિને '**પદાર્થાભાવિની**' ભૂમિકા કહી છે. ૬

भावाभाव न तहां कछु, सप्तम तुरिया मांहि।
मैं तू तहां न संभवै, कहा अहै कह नाहि ॥७॥

અર્થ: હું (પ્રમાતા), તું (પ્રમેય) (અને એ બે હોવાથી સિદ્ધ થતું પ્રમાણ, એ ત્રિપુટી)રૂપ દ્વૈતનો ચોથી ભૂમિકામાં ભાવ (પ્રતીતિ) તથા છઠ્ઠી ભૂમિકામાં અભાવ (અપ્રતીતિ) તે બંને જે ભૂમિકામાં નથી તે જ્ઞાનની '**તુરિયા**' નામની સપ્તમી ભૂમિકા છે. ૭

(ભાવાભાવ પદાર્થથી ભિન્ન વસ્તુ) કઈ છે? તથા કઈ નથી? (यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह) મન

સહિત સર્વ ઇંદ્રિયો તેને પ્રાપ્ત ન થતાં જેનાથી પાછાં ફરે છે તે અવાચ્ય વસ્તુ રહે છે.

(પૂજ્યપાદ સ્વામીશ્રી નિત્યાનંદજી તથા સ્વામીશ્રી પ્રકાશાનંદજીના '**વાર્તાલાપ**'માંથી)

૧. **શુભેચ્છા**: મેં આટલું આયુષ્ય મૂઢતામાં કેમ વૃથા ગુમાવ્યું? હવે જાગ્યા ત્યારથી સવાર અને ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું એ કહેવત પ્રમાણે હવે પછી આ મોહ-જાળનો પરિત્યાગ કરીને, મારા આત્મકલ્યાણ માટે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જઈને મોક્ષશાસ્ત્રોનું અવલોકન કરી, તેઓશ્રીના ઉપદેશ પ્રમાણે આત્મવિચાર કરીશ.' એ પ્રમાણે સાધન ચતુષ્ટયપૂર્વક ઇચ્છા તે **શુભેચ્છા** કહેવાય છે. તાત્પર્ય કે–

નિષિદ્ધ કર્મોના પરિત્યાગપૂર્વક ફલાભિસંધાનરહિત, વિહિત કર્મના સેવનથી અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરીને તથા વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એ ચારે સાધન સંપાદન કરીને, જેનું **પરિણામ** મુક્તિમાં હોય અને જેનું **ફળ** શ્રવણાદિમાં પ્રવૃત્તિ હોય એવી ઉપાધિ-વાળી આત્માના સાક્ષાત્કાર માટે જે ઉત્કટ ઇચ્છા થવી તે **શુભેચ્છા** કહેવાય છે અને તે **જ્ઞાનની પ્રથમ ભૂમિકા** છે.

૨. **સુવિચારણા**: તીવ્ર વૈરાગ્યના અભ્યાસપૂર્વક વેદાંત શાસ્ત્રોનાં શ્રવણ–મનનમાં પ્રવૃત્તિ થવી, શ્રદ્ધાપૂર્વક સદ્ગુરુની સેવા કરવી, નિર્જન દેશમાં વાસ તથા ભિક્ષા–ભોજન વગેરે યતિધર્મમાં પ્રવૃત્તિ તથા સદ્ગુરુએ ઉપદેશેલાં વચનોનો તથા મોક્ષશાસ્ત્રોનો વારંવાર વિચાર કરવો, તે **સુવિચારણા** કહેવાય છે. એ **જ્ઞાનની બીજી ભૂમિકા** છે.

૩. **તનુમાનસા :** શુભેચ્છા તથા સુવિચારણાપૂર્વક શ્રવણ, મનન અને નિદિધ્યાસનની જે શબ્દાદિ વિષયોમાં અનાસક્તિ પર્યંત સવિકલ્પ સમાધિના અભ્યાસ વડે બુદ્ધિની તનુતા–સૂક્ષ્મતા પ્રાપ્ત થાય, તે **તનુમાનસા** નામની જ્ઞાનની ત્રીજી ભૂમિકા છે.

૪. **સત્ત્વાપત્તિ :** આગળની ત્રણ ભૂમિકાના અભ્યાસથી બાહ્ય પદાર્થો વિષે રહેલા રાગના સંસ્કારો નિર્મૂળ થવાથી અને મન વિષયોની વાસનાથી વિરક્ત થઈ શાંત, સન્માત્ર–ચિન્માત્ર હોવાથી માયા, માયાનાં કાર્યો તથા ત્રણ અવસ્થાથી રહિત કેવળ શુદ્ધ, સન્માત્ર, ચિન્માત્ર, આનંદઘન આત્મા વિષે ત્રિપુટીલયે કરીને સાક્ષાત્કાર પર્યંત સ્થિતિ ( નિર્વિકલ્પ સમાધિરૂપે સ્થિતિ ) એ **સત્ત્વાપત્તિ** કહેવાય છે.

જ્ઞાનની **ચતુર્થ** ભૂમિકાવાળો આ પુરુષ બ્રહ્મવિત્ કહેવાય છે.

૫. **અસંસક્તિ :** ઉપર કહેલી ચાર ભૂમિકાના અભ્યાસથી બાહ્ય તથા આંતર આકાર અને તેના તેવા સંસ્કારની સાથે ચિત્તના સંસર્ગના અભાવને લીધે તથા સમાધિના પરિપાકરૂપ ફળથી જે અવસ્થામાં ચિત્ત વિષે પરમાનંદ અને નિત્ય અપરોક્ષ એવી બ્રહ્માત્મભાવના ( સાક્ષાત્કારરૂપ ચમત્કાર ) થાય છે, તે **અસંસક્તિ** નામની ભૂમિકા કહેવાય છે.

એ જ્ઞાનની **પાંચમી** ભૂમિકા છે. એમાં સર્વથા અવિદ્યા તથા તેનાં કાર્યોનો સંબંધ નથી તેથી તેનું નામ **અસંસક્તિ** પડેલું છે. આ પાંચમી ભૂમિકાવાળો પુરુષ **બ્રહ્મવિદ્વર** ( બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ) કહેવાય છે.

૬. **પદાર્થાભાવિની :** ઉપર કહેલી પાંચ ભૂમિકાના

અભ્યાસથી સ્વાત્મારામપણા વડે બાહ્ય તથા આંતર પદાર્થો-ની દૃઢ અપ્રતીતિથી **પદાર્થાભાવિની** નામની ભૂમિકા કહેવાય છે. તેમાં અન્યની પ્રેરણાથી પદાર્થભાવના થાય છે અને તેનાથી જ દેહનો નિર્વાહ થાય છે.

એ જ્ઞાનની **છઠ્ઠી ભૂમિકા** છે. તે છઠ્ઠી ભૂમિકામાં રહેવાવાળો પુરુષ **બ્રહ્મવિદ્વરીયાન્** કહેવાય છે.

૭. **તુર્યગા:** ઉપર કહેલી ભૂમિકાના ચિરકાળ અભ્યાસથી અને ભેદની અપ્રતીતિથી જાગ્રત આદિ ત્રણ અવસ્થાથી મુક્ત બ્રહ્મને જે અવસ્થામાં આત્મારૂપે અખં-ડિત જાણે છે તે અવસ્થા **તુર્યગા** કહેવાય છે. એ જ્ઞાનની સાતમી ભૂમિકા છે. આ સાતમી ભૂમિકાવાળો પુરુષ **બ્રહ્મ-વિદ્વરિષ્ઠ** કહેવાય છે.

આ તુર્યાવસ્થા જીવન્મુક્તની કહેવાય છે. તુર્યાતીત તો બ્રહ્મ છે. એ વિદેહમુક્તિનો વિષય છે એટલે તેની બ્રહ્મની ભૂમિકા વિષે ગણના નથી.

ઉપરની સાત ભૂમિકામાં પહેલી ત્રણ તત્ત્વજ્ઞાનનાં સાધન કોટિની છે. ચતુર્થ ભૂમિકા તત્ત્વજ્ઞાનરૂપ હોવાથી જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિનું સાધન છે તથા પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનું સાધન છે. પરંતુ જીવન્મુક્તના સંબંધમાં ઉત્તરોત્તર દેહનું ભાન ઓછું થતું જાય છે અને છેવટે ઉન્મત્ત દશા પ્રાપ્ત થાય છે.

ચતુર્થ ભૂમિકા સુધીના તો ઉપદેશાદિ પૂરતો વ્યવહાર કરી શકે છે. પાંચમી ભૂમિકામાં ઉન્મત્ત દશાને પ્રાપ્ત થાય છે. કોઈ વખત કોઈ અધિકારી પુરુષ ઉત્તમ પ્રારબ્ધને લીધે શુકદેવ, જડભરતાદિની માફક બોધ પણ કરે છે

અને છઠ્ઠી ભૂમિકામાં તો બોલવા, ચાલવા, જોવા કે ચાવવા વગેરેની ક્રિયા બંધ થઈ જાય છે. સાતમી ભૂમિકામાં તો શરીરમાત્ર ૨૧ દિવસ જ ટકે છે; એવું મહાત્મા પુરુષો કહે છે.

ચતુર્થ ભૂમિકારૂપ જ્ઞાનના અધિકારી બે પ્રકારના છે: (૧) કૃતોપાસન, (૨) અકૃતોપાસન.

**કૃતોપાસન:** (આત્મા બ્રહ્મરૂપ છે એવું) જ્ઞાન થયા પૂર્વે જેણે પૂર્ણ ઉપાસના કરી છે તે.

**અકૃતોપાસન:** જ્ઞાન થયા પૂર્વે જેણે પૂર્ણ ઉપાસના નથી કરી તે. તેમાં–

(૧) જે કૃતોપાસન છે તે તો રૂડા પ્રકારે વિવેક, વૈરાગ્યાદિ સાધનસંપન્ન હોય છે અને (આત્મા બ્રહ્મરૂપ છે એવું) જ્ઞાન થયા પછી થોડા જ અભ્યાસથી પાંચમી આદિ ભૂમિકાઓમાં પ્રવેશ કરી જાય છે.

(૨) જે અકૃતોપાસન છે તેનામાં વિવેક આદિ સર્વ સાધનો સ્પષ્ટ પ્રતીત થતાં નથી. પરંતુ એક–બે સાધનો પ્રગટ હોય છે; બીજાં સાધનો અસ્પષ્ટ હોય છે: તે સાધક જો બુદ્ધિમાન હોય તો ચતુર્થ ભૂમિકારૂપ તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થાય છે. પરંતુ દીર્ઘકાળના અભ્યાસથી કદાચિત્ કોઈક આવો સાધક પંચમાદિ ભૂમિકા વિષે આરૂઢ થાય છે. કૃતોપાસનની માફક જલદી આરૂઢ થતો નથી.

ઉપર પ્રમાણે જ્ઞાનની સપ્ત ભૂમિકાઓનો ખુલાસો વાસિષ્ઠ ગ્રંથમાં વસિષ્ઠ મુનિએ શ્રીરામજી પ્રત્યે કર્યો છે.

### અજ્ઞાનની સાત ભૂમિકા

૧. બીજજાગ્રત, ૨. જાગ્રત, ૩. મહાજાગ્રત, ૪. જાગ્રત-

સ્વપ્ન, ૫. સ્વપ્ન, ૬. સ્વપ્નજાગ્રત અને ૭. સુષુપ્તિ. એ રીતે સાત પ્રકારનો મોહ (અજ્ઞાન) છે અને તે પરસ્પર મળવાથી અનેક પ્રકારનો થાય છે.

## સાત પ્રકારના મોહ(અજ્ઞાન)નાં લક્ષણ

૧. **બીજજાગ્રત**: સૃષ્ટિના આદિમાં માયાના બળથી નામરહિત, નિર્મળ, ચિદાભાસવાળું રૂપ થાય છે. જે ભવિષ્યકાળમાં પ્રાણધારણાદિ ક્રિયાની ઉપાધિ વડે ચિત્ત, જીવ વગેરે નામ ધારણ કરે છે. તે જાગ્રતનું બીજ છે, માટે તે **બીજજાગ્રત** કહેવાય છે અને તે સંવિત્‌ની નૂતન અવસ્થા છે.

૨. **જાગ્રત**: બીજ જાગ્રત પછી આ સ્થૂળ દેહ તે જ હું છું અને સ્થૂળ શરીર સંબંધી ભોગ્ય પદાર્થો મારા છે, એવા પ્રકારનો અચળ પ્રત્યય (વિશ્વાસ), જે પૂર્વે ન હતો તે **જાગ્રત** કહેવાય છે.

૩. **મહાજાગ્રત**: સ્થૂળ દેહ હું અને ભોગ્ય પદાર્થો મારા છે એવી રીતે પૂર્વજન્મમાં થયેલો અને અભ્યાસથી વૃદ્ધિ પામેલ જે દૃઢ વિશ્વાસ તે **મહાજાગ્રત** કહેવાય છે.

૪. **જાગ્રતસ્વપ્ન**: અભ્યાસ વિના દૃઢ થયેલા સંકલ્પમાત્ર જેઓનું સ્વરૂપ છે, એવા જાગ્રતનાં જે મનોરાજ્યો (મનોરથો) તે **જાગ્રતસ્વપ્ન** કહેવાય છે.

દ્વિચંદ્ર (બે ચંદ્રની પ્રતીતિ), છીપમાં રૂપાનું જ્ઞાન, મૃગજળ ઇત્યાદિ ભ્રાંતિઓ પણ જાગ્રતસ્વપ્નના ભેદ છે. અભ્યાસથી જાગ્રત અવસ્થામાં સ્વપ્ન જેવો વ્યવહાર થવાથી તે **જાગ્રતસ્વપ્ન** કહેવાય છે.

૫. **સ્વપ્ન**: નિદ્રાના મધ્યમાં અથવા તો અંતમાં મિથ્યા પદાર્થો સ્વલ્પકાળ પ્રતીયમાન થાય (દેખાય) અને પાછા અદૃશ્ય થઈ જાય અને ત્યાર પછી તે પદાર્થો સત્ય

નથી પરંતુ મિથ્યાભાસ થયો હતો, એવા પ્રકારનો દૃઢ વિશ્વાસ થાય છે તે **સ્વપ્ન** કહેવાય છે અને તે સ્વપ્ન મહાજાગ્રતમાં સ્થૂળ શરીરને કંઠથી હૃદય સુધીની નાડીના ભાગમાં થાય છે.

૬. **સ્વપ્ન જાગ્રત :** ક્ષત દેહમાં અથવા અક્ષત દેહમાં જાગ્રત દશાની પેઠે જ્યારે સ્વપ્નમાં દૃઢ નિશ્ચય થાય છે, ત્યારે તેને **સ્વપ્ન જાગ્રત** કહે છે.

૭. **સુષુપ્તિ :** આગળની છ ભૂમિકાઓ તો કર્મ જ છે; કારણ કે તેમાં કર્મફળ ભોગવવામાં આવે છે. પૂર્વજન્મ કર્મના ભોગે કરીને નાશ પામે છે અને બીજાં કર્મો ફળ આપવાને અભિમુખ થયાં ન હોય તેની મધ્યમાં સૂક્ષ્મ તથા સ્થૂળ (સર્વ) પ્રપંચના લયને લીધે અને તેના કારણરૂપ અજ્ઞાનમાત્ર શેષ રહેવાથી, અજ્ઞાનની ઉપાધિવાળા જીવની, ભાવિ દુઃખનું કારણ વાસના સહિત, જડ જેવી જે સ્થિતિ તે **સુષુપ્તિ** કહેવાય છે.

આ અજ્ઞાનની સાત ભૂમિકા કહી. જેમ સમુદ્રની ભમરીઓમાં નૌકા પડે તેમ એ સાત અજ્ઞાન ભૂમિકાના મધ્યમાં જીવ એક મોહથી બીજા મોહને પ્રાપ્ત થાય છે. એ ભૂમિકાઓ નાના પ્રકારના વિકારવાળી અને જીવને જન્મમરણરૂપ આ સંસારચક્રમાં ભમાવનારી છે; માટે તેમનો અવશ્ય પરિત્યાગ કરવો યોગ્ય છે. (યોગવાસિષ્ઠ મહારામાયણ, ઉત્પત્તિ પ્રકરણ, સર્ગ ૧૧૭ શ્લો. ૧૫–૨૧)

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'જ્ઞાનની તથા અજ્ઞાનની સાત ભૂમિકા' નામનો પંદરમો વિશ્રામ સમાપ્ત**

# વિશ્રામ ૧૯ મો

## બ્રહ્મસ્વરૂપ આત્માના સ્વરૂપ વિષે–ભાગ ૫ મો
## ( જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ )

શિષ્ય : જીવન્મુક્તિ શું છે?

ગુરુ : દેહાદિક પ્રપંચની પ્રતીતિ જણાતાં છતાં બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ તે જીવન્મુક્તિ છે.

શિષ્ય : જીવન્મુકત દશામાં પ્રપંચની પ્રતીતિ શાથી થાય છે?

ગુરુ : આવરણ અને વિક્ષેપ એ બંને અવિદ્યાની શકિતઓ છે. તેમાં–

(૧) આવરણશક્તિનો જ્ઞાનથી નાશ થાય છે અને તેથી જ્ઞાનીને અન્ય જન્મ થતો નથી.

(૨) પરંતુ પ્રારબ્ધના બળથી દગ્ધ બીજકની પેઠે વિક્ષેપશક્તિ (લેશાવિદ્યા; અવિદ્યા લેશ) રહે છે તેથી જીવન્મુક્તિમાં પ્રપંચની પ્રતીતિ થાય છે.

વિક્ષેપ=સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચ સહિત ચિદાભાસ તે વિક્ષેપ. ધાન્યકણની બે પ્રકારની શક્તિ છે: (૧) ઊગવાની અને (૨) પોષણ કરવાની. કણ શેકાવાથી તેની ઊગવાની શક્તિ નાશ પામે છે, પણ પોષણ કરવાની શક્તિ રહે છે; તેમ આવરણશક્તિનો નાશ થવા છતાં લેશાવિદ્યાને લીધે જીવન્મુક્તિમાં પ્રપંચની પ્રતીતિ થાય.

શિષ્ય : જીવન્મુક્તિમાં પ્રપંચની પ્રતીતિ કેવી રીતે થાય છે?

ગુરુ : (૧) જેવી રીતે રજ્જુમાં સર્પની પ્રતીતિ જેને થઈ છે તેને 'આ રજ્જુ છે, સર્પ નથી' એવો પાછળથી નિશ્ચય થાય છે અને સર્પની નિવૃત્તિ થાય છે; છતાં ભ્રાંતિના પરિણામે જે કંપ અને ભય થાય છે તે થોડોક કાળ રહે છે; (૨) જેમ દર્પણના જ્ઞાનીને પ્રતિબિંબ ભાસે છે અને (૩) આ મરુસ્થળ છે એમ જાણનારને જેવી રીતે મૃગજળ ભાસે છે, તેમ તત્ત્વજ્ઞાની પુરુષને જીવન્મુક્ત દશામાં બાધિત કરેલા પ્રપંચની પ્રતીતિ થાય છે.

શિષ્ય : બાધિત થયેલા પ્રપંચની પ્રતીતિ વિષે બીજું કોઈ દૃષ્ટાંત સંભળાવો.

ગુરુ : જેમ મહાભારતના યુદ્ધમાં દ્રોણાચાર્ય ગુરુના મરણ પછી પાંડવોને અશ્વત્થામા આદિકની સાથે યુદ્ધ થયું હતું, ત્યારે સત્યસંકલ્પ શ્રીકૃષ્ણ પરમાત્માએ એવો સંકલ્પ કર્યો હતો કે, 'આ યુદ્ધની સમાપ્તિ પર્યંત આ રથ અને ઘોડા છે તેવા ને તેવા જ બન્યા રહે.' આવો દૃઢ સંકલ્પ કરીને પોતે યુદ્ધભૂમિ ઉપર આવ્યા હતા. ત્યાં અશ્વત્થામા વગેરેએ બ્રહ્માસ્ત્ર (અગ્નિઅસ્ત્ર) વગેરેનો સમૂહ આ રથ ઉપર ફેંકેલો. તેનાથી તે જ ક્ષણમાં અર્જુનના રથ તથા ઘોડા બળીને ભસ્મરૂપ થઈ ગયા, તોપણ શ્રીકૃષ્ણ પરમાત્મારૂપ સારથિના સત્ય સંકલ્પના બળથી જેવા ને તેવા જ બન્યા

રહ્યા હતા. પણ જ્યારે યુદ્ધ પૂરું થયું, ત્યારે રથી અર્જુનને તેનાં અસ્ત્ર તથા શસ્ત્ર સહિત રથમાંથી પોતાના પહેલાં નીચે ઉતાર્યો; પછી સારથિ શ્રી-કૃષ્ણ પોતે નીચે ઊતર્યા કે તરત જ રથ તથા ઘોડાઓ ભસ્મીભૂત થઈ એક ઢગલો થઈ પડી ગયા. તેમ—

(૧) સ્થૂલદેહરૂપી રથ છે;
(૨) તેનાં પાપપુણ્યરૂપ બે ચક્ર છે;
(૩) ત્રણ ગુણરૂપ ધજા છે;
(૪) પાંચ પ્રાણરૂપ બંધન છે;
(૫) દશ ઇંદ્રિયરૂપી ઘોડા છે;
(૬) શુભ–અશુભ શબ્દાદિ પાંચ વિષયરૂપ માર્ગ છે;
(૭) મનરૂપ લગામ છે;
(૮) બુદ્ધિરૂપ સારથિ (શ્રીકૃષ્ણ) છે.
(૯) પ્રારબ્ધકર્મરૂપ તેનો સત્યસંકલ્પ છે;
(૧૦) અહંકારરૂપી બેસવાનું સ્થાન છે;
(૧૧) આત્મારૂપ (અર્જુન) રથી છે;
(૧૨) તેનાં વૈરાગ્યાદિ સાધનરૂપ શસ્ત્ર છે;

આવા રથ ઉપર બેસીને સત્સંગરૂપી રણભૂમિમાં ગયા. તેને ગુરુરૂપ અશ્વત્થામા આદિકોએ મહાવાક્યના ઉપદેશરૂપ બ્રહ્માસ્ત્ર આદિ માર્યાં. તેનાથી જ્ઞાનરૂપ અગ્નિનો ઉદય થવાથી તે જ ક્ષણમાં દેહાદિ પ્રપંચરૂપ રથાદિ સર્વનો બાધ થયો. તોપણ શ્રીકૃષ્ણરૂપ–સારથિરૂપ બુદ્ધિના પ્રારબ્ધકર્મરૂપ સંક-લ્પના બળથી દેહાદિકનો નાશ થતો નથી; પરંતુ પછીથી

પણ દેહાદિકની પ્રતીતિ થાય છે. આને **બાધિતાનુવૃત્તિ** કહે છે.

આ પ્રમાણે આ **બાધિત થયેલા પ્રપંચની પ્રતીતિમાં દષ્ટાંત** કહ્યું. હવે જે ઇચ્છા હોય તે પૂછ.

**શિષ્ય : હે ગુરુજી! વિદેહમુક્તિનું શું સ્વરૂપ છે?**

**ગુરુ : (૧) પ્રપંચની પ્રતીતિરહિત બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ; અથવા (૨) પ્રારબ્ધકર્મનો ભોગથી નાશ થયા પછી સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના આકારે પરિણામ પામેલા અજ્ઞાનનો ચેતનમાં વિલય તે વિદેહમુક્તિ છે.**

**નાશ :** જે વસ્તુનો નાશ થાય તે વસ્તુ નાશનો પ્રતિયોગી છે. ઘટનો નાશ થયો (ભાંગી ગયો) માટે ઘટ વસ્તુ નાશનો પ્રતિયોગી છે. તે પ્રતિયોગીની **નાશમાં** પ્રતીતિ થાય છે. ઘટનાં બે કપાલ અનુયોગી કહેવાય. અને–

**બાધ :** બાધમાં પ્રતિયોગીની પ્રતીતિ થાય નહિ; પરંતુ તે પ્રતિયોગીનો ત્રણે કાળમાં અભાવ પ્રતીત થાય છે.

## બાધિતાનુવૃત્તિ

વિચાર વડે અથવા જ્ઞાન વડે વસ્તુના સ્વરૂપના મિથ્યાપણાનો નિશ્ચય કર્યા પછી પણ વસ્તુનો આકાર એવો ને એવો પ્રતીત થાય તેને **બાધિતાનુવૃત્તિ** કહીએ.

જેમ કુંભારનું ચક્ર, દંડવડે ફેરવવાનો પ્રયત્ન બંધ કર્યા પછી પણ જે વેગ તે ચક્રને ચડેલો છે, તેને લીધે ફરતું રહે છે તેમ.

બાધ (મિથ્યા નિશ્ચય) થયા પછી પણ પ્રારબ્ધ કર્મથી

દેહાદિ પ્રપંચની જે પ્રતીતિ થવી તે બાધિતાનુવૃત્તિ છે.

શિષ્ય: પ્રારબ્ધનો અંત થયે કાર્ય સહિત અજ્ઞાનલેશનો વિલય કયા સાધનથી થાય છે?

ગુરુ: પ્રારબ્ધનો અંત થયે, અધિક અથવા ન્યૂન, મૂર્ચ્છાકાળમાં જો કે બ્રહ્માકારવૃત્તિનો અસંભવ છે અને વિદ્વાનને વિધિ પણ નથી; તોપણ સુષુપ્તિની પેઠે તે મૂર્ચ્છાકાળમાં પણ બ્રહ્મવિદ્યાના સંસ્કાર છે; તેમાં આરૂઢ ચેતનવડે કાર્ય સહિત અજ્ઞાનલેશનો (લેશાવિદ્યાનો) વિલય (નાશ) થાય છે.

જેમ કાષ્ઠમાં જ્વલિત અગ્નિ તૃણાદિકનો દાહ કરીને પોતાનો પણ દાહ કરે છે, તેમ તે સંસ્કાર આરૂઢ-ચેતન પ્રપંચનો વિનાશ કરીને પોતાનો (જ્ઞાનના સંસ્કારનો) પણ વિનાશ કરે છે અને પછી અસંગ, શુદ્ધ, સચ્ચિદાનંદ, સ્વપ્રકાશ બ્રહ્મ પોતે બાકી રહે છે.

ॐ तत्सत्

શ્રીવેદાંતમાર્ગદર્શિનીમાં 'જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ' નામનો સોળમો વિશ્રામ સમાપ્ત

# વિશ્રામ ૧૭ મો

## પ્રપંચ તથા બ્રહ્મસ્વરૂપ આત્મા વિષે
## ( વેદાંત પ્રમેય વર્ણન )

આ વિશ્રામમાં ગુરુ પ્રમેયનું વર્ણન કરવાના છે, માટે તે કરતા પહેલાં પ્રમા અને પ્રમેય એ શું છે તે બતાવે છે.

વેદાંત શાસ્ત્રરૂપ પ્રમાણજન્ય જે યથાર્થ જ્ઞાન તે પ્રમા છે. તે પ્રમાથી જાણવા યોગ્ય જે પદાર્થ તે પ્રમેય છે. આ સત્તરમો વિશ્રામ સમજવાથી પ્રમેયગત સંશયની નિવૃત્તિ થશે.

શિષ્ય : મોક્ષ કોને કહીએ ?

ગુરુ : (૧) કાર્ય સહિત અજ્ઞાનરૂપ અનર્થ-(બંધ)ની નિવૃત્તિ અને (૨) પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ એનું નામ વેદાંતપ્રતિપાદિત 'મોક્ષ' છે.

બ્રહ્મ અને આત્માની એકતાનું અપરોક્ષ જ્ઞાન એ મોક્ષનું સાક્ષાત્ સાધન છે.

નિષ્કામ કર્મ તથા ઉપાસનાદિક મોક્ષનાં અનેક અવાંતર સાધન છે.

શિષ્ય : આ જ્ઞાનનો વિષય શું છે ?

ગુરુ : આત્મા અને બ્રહ્મની એકતા એ જ્ઞાનનો વિષય છે.

શિષ્ય : આત્માનું સ્વરૂપ શું છે?

ગુરુ : (૧) દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, અજ્ઞાન અને શૂન્યથી ભિન્ન, (૨) અકર્તા, (૩) અભોકતા, (૪) અસંગ, (૫) વ્યાપક તથા (૬) ચેતન—એ આત્માનું સ્વરૂપ છે.

શિષ્ય : બ્રહ્મનું સ્વરૂપ શું છે?

ગુરુ : (૧) નિષ્પ્રપંચ, (૨) અસંગ, (૩) પરિપૂર્ણ તથા (૪) ચેતન—એ બ્રહ્મનું સ્વરૂપ છે.

શિષ્ય : બ્રહ્મ આત્માની એકતા કેવી છે?

ગુરુ : (૧) સચ્ચિદાનંદ, (૨) ઐશ્વર્યસ્વરૂપ, (૩) સદા વિદ્યમાન બ્રહ્મ આત્માની એકતા છે.

શિષ્ય : જ્ઞાનનું સ્વરૂપ શું છે?

ગુરુ : જીવ તથા બ્રહ્મના અભેદનો નિશ્ચય એ જ્ઞાનનું સ્વરૂપ છે.

શિષ્ય : જ્ઞાનનું સાક્ષાત્ અંતરંગ (સમીપનું) સાધન કયું છે?

ગુરુ : બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી મહાવાકયના અર્થનું શ્રવણ, જ્ઞાનનું સાક્ષાત્ અંતરંગ સાધન છે.

શિષ્ય : જ્ઞાનનાં પરંપરા અંતરંગ સાધન કયાં છે?

ગુરુ : (૧) વિવેક, (૨) વિરાગ, (૩) ષટ્ સંપત્તિ, (૪) મોક્ષેચ્છા, (૫) 'તત્' અને 'ત્વં' પદના અર્થનું શોધન, (૬) શ્રવણ, (૭) મનન,

(૮) નિદિધ્યાસન—એ આઠ જ્ઞાનનાં પરંપરા અંતરંગ સાધન છે.

[શમ, દમં, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન; એને ષટ્ સંપત્તિ કહી છે.]

શિષ્ય: જ્ઞાનનાં બહિરંગ (દૂરનાં) સાધન કયાં છે?

ગુરુ નિષ્કામ કર્મ અને નિષ્કામ ઉપાસના (યજ્ઞ, દાન, પુણ્ય, ભજન, તપ, તીર્થયાત્રા વગેરે) જ્ઞાનનાં બહિરંગ સાધન છે.

શિષ્ય: બધાં મળીને જ્ઞાનનાં કેટલાં સાધન છે?

ગુરુ: બધાં મળીને જ્ઞાનનાં અગિયારથી કંઈક વધુ સાધન છે.

ॐ तत्सत्

શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં 'વેદાંત પ્રમેય વર્ણન' નામનો સત્તરમો વિશ્રામ સમાપ્ત

समाप्तोऽयं ग्रन्थः। ॐ शान्तिः। शान्तिः। शान्तिः।

# પરિશિષ્ટ—૧

(શ્રી વૃત્તિરત્નાવલિ, શ્રી વિચારસાગર તથા તત્ત્વાનુ-
સંધાનને અનુસરીને)

## સકારણ, સભેદ વૃત્તિસ્વરૂપ નિરૂપણ

## ૧ : વૃત્તિના સામાન્ય લક્ષણનો નિર્ણય

'अहं ब्रह्मास्मि' એવી વૃત્તિ ઉત્પન્ન થવાથી 'કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ થાય છે' એવો વેદાંતનો સિદ્ધાંત છે.

આ ઉપરથી નીચે પ્રમાણે જિજ્ઞાસા થાય છે:

(क) વૃત્તિ એટલે શું? (વૃત્તિ કોને કહીએ?)

(ख) વૃત્તિનું કારણ શું છે? તથા

(ग) વૃત્તિનું પ્રયોજન શું છે?

**(क) વૃત્તિ એટલે શું? અથવા વૃત્તિનું લક્ષણ:**

**(પ્રથમ લક્ષણ)** અંતઃકરણનું તથા અજ્ઞાનનું જે પરિણામ તેને વૃત્તિ કહીએ.

**શિષ્ય: હે ગુરો! ક્રોધ, સુખાદિક અંતઃકરણનાં પરિણામ છે તથા આકાશાદિક અજ્ઞાનનાં પરિણામ છે; તો તેમને વૃત્તિ કહેવાય? તેમને વૃત્તિ નથી કહેતા. જો તેમને વૃત્તિ કહીએ તો ઉપર વૃત્તિનું જે પહેલું લક્ષણ કહ્યું, તે લક્ષણની અહીં અતિવ્યાપ્તિ થાય છે.**

(જે લક્ષણ લક્ષ્યમાં વર્તે અને તેનાથી ભિન્ન (અલક્ષ્યમાં) વર્તે તે લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું કહેવાય;

જેમ કે 'શિંગડાંવાળી ગાય' એવું જો ગૌનું લક્ષણ બાંધીએ તો શિંગડાં ગાયને હોય છે; સાથેસાથે બળદ, બકરી આદિ પશુઓને હોય છે, તેથી અતિવ્યાપ્તિ દોષવાળું લક્ષણ થયું.)

**ગુરુ: હે પ્રિય! એ દોષની નિવૃત્તિ કરવા સારુ વૃત્તિનું બીજું લક્ષણ કરીએ.**

**(દ્વિતીય લક્ષણ): વિષયનું પ્રકાશક જે અંતઃકરણનું તથા અજ્ઞાનનું પરિણામ વિશેષ તેને વૃત્તિ કહીએ.**

જો ભાઈ! ક્રોધસુખાદિક અંતઃકરણનાં પરિણામ છે; પરંતુ તેમનાથી કોઈ પદાર્થનો પ્રકાશ થતો નથી, તેમ જ આકાશાદિક અજ્ઞાનનાં પરિણામ છે તેનાથી પણ કોઈ પદાર્થનો પ્રકાશ થતો નથી, તેથી તેમને વૃત્તિ ન કહીએ; કિંતુ-

**જ્ઞાનરૂપ પરિણામથી પ્રકાશ થાય છે તેને વૃત્તિ કહીએ.**

**શિષ્ય: હે ગુરો! સુખ, દુઃખ, કામ, તૃપ્તિ, ક્રોધ, ક્ષમા, ધૃતિ, અધૃતિ, લજ્જા; ભયાદિક જે જે અંતઃકરણનાં પરિણામ છે, તે બધા માટે અનેક સ્થળે વૃત્તિ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.**

**ગુરુ: હે શિષ્ય! તત્ત્વાનુસંધાન, અદ્વૈત કૌસ્તુભાદિ ગ્રંથોમાં** प्रकाशक परिणाम**ને જ વૃત્તિ કહી છે. વળી**

કેટલાક ગ્રંથોમાં अज्ञाननाशक परिणाम**ને વૃત્તિ કહી છે. પરોક્ષ જ્ઞાનથી પણ અજ્ઞાનના અસત્ત્વાપાદક અંશનો નાશ થાય છે અથવા-**

વિષય ચેતનનિષ્ઠ આવરણનો અપરોક્ષ જ્ઞાન વિના નાશ થતો નથી અને પ્રમાતૃ ચેતનનિષ્ઠ આવરણનો નાશ પરોક્ષ જ્ઞાનથી પણ થાય છે, તેથી अज्ञाननाशक परिणाम (अज्ञान+नाशक=આવરણનું નિવર્તક અને परिणाम=અંતઃ-કરણનું અથવા અજ્ઞાનનું પરિણામ) એવું વૃત્તિનું જે લક્ષણ કર્યું છે, તે લક્ષણની પરોક્ષ જ્ઞાનમાં અવ્યાપ્તિ થતી નથી.

[વિષય ચેતનનિષ્ઠ આવરણને **અભાન આપાદક** તથા પ્રમાતૃ ચેતનનિષ્ઠ આવરણને **અસદ્ આપાદક** આવરણ કહે છે.]

अव्याप्तिदोष : જે લક્ષણ લક્ષ્યમાં સંપૂર્ણપણે ન વર્તે પણ લક્ષ્યના એક દેશમાં વર્તતું હોય તે લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું કહેવાય. લક્ષ્ય गौपद છે. તેનું कपिलत्व गौः એવું લક્ષણ કરીએ તો કપિલત્વ બધી ગાયોમાં નથી હોતું. કોઈ ગાય ધોળી, કોઈ કાળી, કોઈ રાતી–એમ અનેક રંગવાળી હોવાથી એ લક્ષણ સર્વ ગાયોમાં વર્તતું નથી, પણ કોઈક ગાયમાં હોવાથી ત્યાં **અવ્યાપ્તિ** દોષ લાગુ પડે છે.

**ગુરુ : ‘अज्ञाननाशक પરિણામ’ એ લક્ષણની પરોક્ષ જ્ઞાનમાં અવ્યાપ્તિ નથી એ તો સાચું, પરંતુ–**

(૧) સુખદુઃખના જ્ઞાનરૂપ વૃત્તિમાં,
(૨) માયાની વૃત્તિરૂપ ઈશ્વરના જ્ઞાનમાં,
(૩) શુક્તિ, રજતાદિ ગોચર ભ્રમરૂપ અવિદ્યાની વૃત્તિમાં,
(૪) સ્વપ્ન ગોચર જ્ઞાનમાં તથા
(૫) સુષુપ્તિગત સુખમાં તથા અજ્ઞાનગોચર અવિ-

દ્યાની વૃત્તિમાં.

ઉપર કહ્યું જે (अज्ञाननाशक परिणाम), વૃત્તિનું લક્ષણ, તેની **અવ્યાપ્તિ** થાય છે; અર્થાત્ એ લક્ષણ **અવ્યાપ્તિ દોષવાળું** છે. કારણ કે–

૧. પ્રથમ અજ્ઞાત સુખાદિ ઊપજે અને પછી તેનું જ્ઞાન થાય તો તે સુખાદિના જ્ઞાનથી ચેતનઆશ્રિત અજ્ઞાન-(ના આવરણરૂપ અંશ)નો નાશ સંભવે; પરંતુ તે સુખાદિક અજ્ઞાત નથી; કિંતુ તે સુખાદિક તથા તેનું જ્ઞાન એક કાળમાં ઊપજે છે. માટે અજ્ઞાત સુખાદિના અભાવથી **સુખાદિ ગોચર વૃત્તિથી** અજ્ઞાનનો નાશ સંભવતો નથી.

૨. તે જ પ્રમાણે ઈશ્વરને અસાધારણ રૂપથી (તથા સાધારણ રૂપથી) સકળ પદાર્થો સર્વદા પ્રત્યક્ષ પ્રતીત થાય છે. માટે (ઈશ્વરમાં) અજ્ઞાનના અભાવથી (તેને) **માયાની વૃત્તિરૂપ જ્ઞાનથી** પણ અજ્ઞાનનો નાશ સંભવતો નથી.

૩–૪. શક્તિ રજતાદિ જ્ઞાન તથા સ્વપ્નગત મિથ્યા પદાર્થોની અને તેમના જ્ઞાનની એકીસાથે ઉત્પત્તિ થાય છે, માટે **ભ્રમરૂપ અવિદ્યાની વૃત્તિથી** પણ અજ્ઞાનનો નાશ સંભવતો નથી.

૫. તે જ પ્રમાણે સુષુપ્તિમાં વૃત્તિ તો છે, પણ પોતાના વિષયભૂત સ્વઉપાદાન(અજ્ઞાન)નું તથા સ્વરૂપ-'સુખનું આવરણ (જે) અજ્ઞાન(તે)નો નાશ તે **સુષુપ્તિની વૃત્તિથી** થતો નથી તથા જ્ઞાનગોચર પ્રત્યભિજ્ઞા જ્ઞાન થાય છે, ત્યાં પણ આવરણનો અભાવ હોવાથી તે **વૃત્તિથી** તેનો નાશ થતો નથી.

જેવી રીતે अहं ब्रह्मास्मि એવી વૃત્તિથી એક વાર

ઉદય થયેલા અપરોક્ષ જ્ઞાનથી સ્વરૂપના આવરણનો નાશ થાય છે; પછી અનેક વાર વિચાર (શ્રવણ, મનન) કરવાથી વિદ્વાન પુરુષને अहं ब्रह्मास्मि એવી વૃત્તિ ઉદય થાય છે. તે વૃત્તિથી પ્રથમ જ નિરાવૃત જ્ઞાનીના સ્વરૂપનું આવરણ ભંગ થતું નથી.

તેવી રીતે ધારાવાહિક વૃત્તિ થાય ત્યાં પણ (પ્રથમ વૃત્તિથી આવરણ ભંગ થયા પછી) દ્વિતીયાદિક વૃત્તિઓમાં (આવરણભંગ રૂપ) ઉક્ત ફળની **અવ્યાપ્તિ** છે; કારણ કે જ્ઞાનધારા હોય ત્યાં પ્રથમ જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થવાથી દ્વિતીયાદિક જ્ઞાનથી અજ્ઞાનની નાશકતા સંભવતી નથી.

આ પ્રમાણે (૧) સુખ–દુઃખના જ્ઞાનરૂપ વૃત્તિમાં, (૨) માયાની વૃત્તિરૂપ ઈશ્વરના જ્ઞાનમાં, (૩) શુક્તિ રજતાદિ ગોચર ભ્રમરૂપ અવિદ્યાની વૃત્તિમાં, (૪) સ્વપ્ન ગોચર જ્ઞાનમાં અને (૫) સુષુપ્તિગત સુખમાં તથા અજ્ઞાન ગોચર અવિદ્યાની વૃત્તિમાં તેમ જ (૬) પ્રત્યભિજ્ઞા જ્ઞાનરૂપ વૃત્તિમાં અને (૭) ધારાવાહિક अहं ब्रह्मास्मि જ્ઞાનમાં–એ સર્વ ઠેકાણે **આવરણનો અભાવ હોવાથી** अज्ञाननाशक (આવરણની નિવૃત્તિરૂપ) परिणाम એ **વૃત્તિના** लक्षणની **અવ્યાપ્તિ છે.**

ઉપર જે (अतिव्याप्ति અને अव्याप्ति) દોષો કહ્યા તેની નિવૃત્તિ કરવા સારુ–

**પ્રકાશક પરિણામને વૃત્તિ કહે છે.** તેનો ભાવ આ છે:

**अस्ति વ્યવહારનો હેતુ જે અવિદ્યા તથા અંતઃકરણનું પરિણામ તેને વૃત્તિ કહીએ છીએ.**

**પ્રકાશક પરિણામને વૃત્તિ કહીએ** તોપણ અજ્ઞાત–

પદાર્થ ગોચર વૃત્તિમાં જ અજ્ઞાન નાશકતારૂપ પ્રકાશકતા સંભવે; પરંતુ અનાવૃત્ત પદાર્થ ગોચર વૃત્તિમાં પ્રકાશતા નથી; કારણ કે અનાવૃત્ત ચેતનના સંબંધથી જ વિષય પ્રકાશ-નો સંભવ છે. અને જડ વૃત્તિમાં પ્રકાશકતાની કલ્પના (કરવી તે) અયોગ્ય છે. તેથી અજ્ઞાનના આવરણભંગ સિવાય, અન્યવિધ પ્રકાશકતાનો વૃત્તિમાં અસંભવ હોવાથી પ્રથમ લક્ષણની માફક દ્વિતીય લક્ષણની પણ સુખાદિ ગોચર વૃત્તિમાં અવ્યાપ્તિ થશે. માટે વૃત્તિનું લક્ષણ આ પ્રમાણે કરવું:

'अस्ति વ્યવહારનો હેતુ અવિદ્યા અથવા અંતઃ-કરણનું પરિણામ' (તેને) વૃત્તિ કહીએ.

## વૃત્તિ(જ્ઞાન)ના ભેદનું નિરૂપણ

શિષ્ય: હે ગુરો! તે વૃત્તિજ્ઞાન કેટલા પ્રકારનું છે?

ગુરુ: તે વૃત્તિજ્ઞાન બે પ્રકારનું છે: (૧) પ્રમા-રૂપ અને (૨) અપ્રમારૂપ.

શિષ્ય: પ્રમાજ્ઞાનનું શું લક્ષણ છે? અપ્રમા-જ્ઞાન કોને કહીએ?

ગુરુ: હે પ્રિય! જુદા જુદા ગ્રંથકારોના મત પ્રમાણે પ્રમાજ્ઞાનનાં નીચે પ્રમાણે ચાર લક્ષણો છે:

(૧) પ્રમાણજન્ય યથાર્થ જ્ઞાનને પ્રમા કહે છે; અથવા

(૨) અબાધિત અર્થને વિષય કરનારા જ્ઞાનને પ્રમા કહે છે; અથવા—

(૩) અબાધિત અર્થને વિષય કરવાવાળા (તથા) સ્મૃતિથી ભિન્ન જ્ઞાનને પ્રમા કહે છે; અથવા–

(૪) યથાર્થ અનુભવને પ્રમા કહે છે. અને પ્રમાજ્ઞાનથી ભિન્ન જ્ઞાનને અપ્રમા કહે છે.

શિષ્ય : હે ગુરો ! ઉપર આપે જે પ્રમાજ્ઞાનનાં ચાર લક્ષણ કહ્યાં, તે સવિસ્તર સમજાવશો ?

ગુરુ : હે જિજ્ઞાસુ ! બધાં મળી વૃત્તિજ્ઞાન દશ પ્રકારનાં છે. તેમાંથી–

પ્રથમ લક્ષણ અનુસાર તો પ્રત્યક્ષાદિ ભેદથી પ્રમાજ્ઞાન ષટ્ પ્રકારનાં છે: જેવાં કે (૧) પ્રત્યક્ષ, (૨) અનુમિતિ, (૩) ઉપમિતિ, (૪) શાબ્દી, (૫) અર્થાપત્તિ અને (૬) અભાવ.

એ ષટ્ પ્રમાજ્ઞાનથી ભિન્ન (૧) ઈશ્વરજ્ઞાન, (૨) સુખાદિ ગોચરજ્ઞાન, (૩) સ્મૃતિજ્ઞાન તથા (૪) ભ્રાંતિજ્ઞાન (એ ચારે જ્ઞાન) અપ્રમારૂપ છે. તે ચાર અપ્રમા જ્ઞાનમાં–

(૧) ઈશ્વરજ્ઞાન, (૨) સુખાદિ ગોચરજ્ઞાન તથા (૩) સ્મૃતિજ્ઞાન : એ ત્રણ જ્ઞાન તો યથાર્થ અપ્રમારૂપ છે અને ચોથું ભ્રાંતિજ્ઞાન અયથાર્થ અપ્રમારૂપ છે.

કોઈ ગ્રંથકારના મત પ્રમાણે તો યથાર્થજ્ઞાન પ્રમા(રૂપ) છે અને અયથાર્થ જ્ઞાન અપ્રમા(રૂપ) છે. તેમના મત અનુસાર ઉપર કહેલું દ્વિતીય લક્ષણ છે : 'અબાધિત અર્થને વિષય કરનારા જ્ઞાનને પ્રમા કહે છે.' તે દ્વિતીય લક્ષણ અનુસાર–

(૧) ઈશ્વરજ્ઞાન, (૨) સુખાદિ ગોચરજ્ઞાન તથા (૩) સ્મૃતિજ્ઞાન–એ ત્રણે જ્ઞાન પ્રમા(રૂપ) છે અને ભ્રાંતિ-

જ્ઞાન અપ્રમા છે.

(આ દ્વિતીય લક્ષણ અનુસાર પ્રત્યક્ષાદિક છ તથા ઈશ્વરજ્ઞાન આદિ ત્રણ મળી કુલ **નવ પ્રકારનાં** પ્રમા જ્ઞાન છે; અને એક ભ્રાંતિજ્ઞાન અપ્રમાજ્ઞાન છે). પરંતુ–

(શ્રી વ્યાસ ભગવાન તથા શ્રીમદ્ શંકરાચાર્ય એ) પ્રાચીન આચાર્યોએ તો સ્મૃતિથી ભિન્ન યથાર્થ જ્ઞાનમાં જ પ્રમાવ્યવહાર કર્યો છે.

તેથી 'સ્મૃતિથી વ્યાવૃત્ત' એવું પ્રમાજ્ઞાનનું લક્ષણ કરવું જોઈએ. તેમના મત અનુસાર–

**(૩) અબાધિત અર્થને વિષય કરવાવાળું તથા સ્મૃતિથી ભિન્ન જ્ઞાન તે પ્રમા અને (૪) યથાર્થ અનુભવ તે પ્રમા (જ્ઞાન) એવાં ત્રીજું અને ચોથું (બે) લક્ષણ કહ્યાં.**

આ **ત્રીજા** અને **ચોથા** લક્ષણ અનુસાર (૧–૬) પ્રત્યક્ષાદિ છ પ્રકારનાં જ્ઞાન, (૭) ઈશ્વરજ્ઞાન તથા (૮) સુખાદિ ગોચરજ્ઞાન (એ આઠ) **પ્રમાજ્ઞાન** છે અને તેનાથી ભિન્ન (૧) સ્મૃતિજ્ઞાન તથા (૨) ભ્રાંતિજ્ઞાન (એ બે જ્ઞાન) **અપ્રમા** છે.

**શિષ્ય : હે કૃપાસિંધો ! ત્રીજા લક્ષણની પદ-કૃતિ કરી તે સમજાવો.**

**ગુરુ : હે પ્રિય ! શુક્તિરજતાદિ જ્ઞાન સ્મૃતિથી ભિન્ન છે, પરંતુ તે જ્ઞાન અબાધિત અર્થને વિષય કરતું નથી; (કિંતુ તે ભ્રાંતિજ્ઞાન) બાધિત અર્થને વિષય કરે છે; માટે (ભ્રાંતિજ્ઞાન) પ્રમારૂપ નથી.**

અબાધિત અર્થને વિષય કરવાવાળું તો સ્મૃતિજ્ઞાન પણ છે. તે સ્મૃતિજ્ઞાનમાં પ્રમાવ્યવહાર નથી અને તેથી ઘણા ગ્રંથોમાં–

**'સ્મૃતિથી ભિન્ન અબાધિત અર્થગોચર'** જ્ઞાન-ને પ્રમા કહી છે.

**શિષ્ય : હે ગુરો ! ચોથું લક્ષણ પદકૃતિ સહિત સમજાવો.**

**ગુરુ : હે શિષ્ય ! યથાર્થ જ્ઞાન તો સ્મૃતિ પણ છે; પરંતુ તે જ્ઞાન અનુભવરૂપ ( પ્રત્યક્ષરૂપ ) નથી.**

અનુભવરૂપ ( પ્રત્યક્ષ ) તો ભ્રાંતિજ્ઞાન પણ છે; કિંતુ તે જ્ઞાન યથાર્થ નથી. તેથી–

**'યથાર્થ અનુભવને પ્રમાજ્ઞાન'** કહ્યું છે. તેનાથી ભિન્ન **અપ્રમા** જ્ઞાન કહ્યું છે. આ પ્રમાનું લક્ષણ પણ સ્મૃતિથી વ્યાવૃત્ત ( જુદું ) છે.

ઈશ્વરજ્ઞાન, સુખાદિ ગોચરજ્ઞાન ( એ બન્ને જ્ઞાન ) યથાર્થ અનુભવરૂપ છે. તેથી તે ( બે જ્ઞાન ) પણ પ્રત્યક્ષાદિ ષટ્ અનુ-ભવની પેઠે પ્રમારૂપ છે અને તેનાથી ભિન્ન–સ્મૃતિજ્ઞાન તથા ભ્રાંતિજ્ઞાન અપ્રમારૂપ છે.

## ( પ્રમા અને અપ્રમાની સંખ્યા તથા કારણ )

**શિષ્ય : પ્રમાજ્ઞાન કેટલા પ્રકારનાં છે અને કયાં કયાં ?**

**ગુરુ : પ્રમાજ્ઞાન આઠ પ્રકારનાં છે : (૧) પ્રત્યક્ષ, (૨) અનુમિતિ, (૩) ઉપમિતિ, (૪) શાબ્દી, (૫) અર્થાપત્તિ અને (૬) અભાવ ( એ**

છ પ્રમાણુજન્ય યથાર્થજ્ઞાન), (૭) ઈશ્વરનું જ્ઞાન અને (૮) સુખાદિ ગોચરજ્ઞાન એવા ભેદથી પ્રમાજ્ઞાન આઠ પ્રકારનાં છે. અથવા–

એ પ્રમાજ્ઞાન બે પ્રકારનાં છે:

(૧) જીવાશ્રિત (જીવાશ્રયા) પ્રમા અને (૨) ઈશ્વરાશ્રિત (ઈશ્વરાશ્રયા) પ્રમા.

શિષ્ય: હે ગુરો! જીવાશ્રિત (જીવાશ્રયા) પ્રમાનું લક્ષણ કહેશો?

ગુરુ: अनधिगत–अबाधित–विषयाकार–अंत:करणवृत्ति-प्रतिबिंबिता चित् जीवाश्रया प्रमा ॥ અર્થ: અનધિગત (અજ્ઞાત અર્થાત્ ન જાણેલો) તથા અબાધિત (બાધ-રહિત એવો જે) વિષય છે, તે વિષયાકાર, જે અંત:કરણની વૃત્તિ છે, તે વૃત્તિમાં પ્રતિબિંબિત જે ચૈતન્ય, તે જીવાશ્રયા (જીવાશ્રિત) પ્રમા કહેવાય છે. [આ લક્ષણની પદકૃતિ જાણવાની ઇચ્છાવાળાએ तत्त्वानुसंधान જોવું.]

શિષ્ય: તે જીવાશ્રિત પ્રમાજ્ઞાન કયાં કયાં અને કેટલાં છે?

ગુરુ: પ્રત્યક્ષ આદિ ષટ્જ્ઞાન તથા પ્રત્યક્ષજ્ઞાનનો ભેદ (શ્રોત્રજ, ત્વાચ, ચાક્ષુષ, રાસન અને ઘ્રાણજ એમ પાંચ પ્રકારનાં પ્રત્યક્ષજ્ઞાન) તથા સુખાદિ જ્ઞાન (એ સર્વ મળીને અગિયાર જ્ઞાન)

જીવાશ્રિત પ્રમાજ્ઞાન છે.

શિષ્ય : ઈશ્વરાશ્રિત (ઈશ્વરાશ્રયા) પ્રમાજ્ઞાન કોને કહીએ ?

ગુરુ : ईक्षणापरपर्यायस्रष्टव्यविषयाकारमायावृत्तिप्रतिबिंबिता चित् ईश्वराश्रया प्रमा ॥ અર્થ : સૃષ્ટિના આરંભસમયે, ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જગતને વિષય કરનારી જે માયાની વૃત્તિ છે તે વૃત્તિને શ્રુતિમાં ઈક્ષિણ કહી છે; તે માયાવૃત્તિમાં પ્રતિબિંબિત જે ચૈતન્ય છે તેને ઈશ્વરાશ્રયા પ્રમા કહે છે : અર્થાત્–

ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં સકળ પદાર્થોને વિષય કરવાવાળું માયાની વૃત્તિરૂપ જ્ઞાન તે ઈશ્વરાશ્રિત પ્રમા જ્ઞાન છે.

શિષ્ય : ઉપર જે બાર પ્રકારનાં પ્રમાજ્ઞાન આપે કહ્યાં તેમાં પ્રત્યક્ષરૂપ અને પરોક્ષરૂપ જ્ઞાન કયાં કયાં છે ?

ગુરુ : (૧–૭) પ્રત્યક્ષ પ્રમા તથા પ્રત્યક્ષ પ્રમાના ત્વાચ આદિ ચાર ભેદ તથા માયાની વૃત્તિરૂપ ઈશ્વરનું જ્ઞાન અને સુખાદિ જ્ઞાન એ સાત જ્ઞાન પ્રત્યક્ષરૂપ છે.

(૮) શાબ્દી પ્રમા પ્રત્યક્ષ તથા પરોક્ષ ભેદથી બે પ્રકારની છે. તેવી રીતે–

(૯) અભાવપ્રમા પણ પ્રત્યક્ષ અને પરોક્ષ ભેદથી બે પ્રકારની છે અથવા અભાવપ્રમા વિવાદનો વિષય હોવાથી તે અભાવપ્રમાને પરોક્ષ જ કહી છે. તથા–

(૧૦) અનુમિતિ પ્રમા, (૧૧) ઉપમિતિ પ્રમા અને (૧૨) અર્થાપત્તિ પ્રમા (એ ત્રણે જ્ઞાન) પરોક્ષ જ છે.

## પ્રમાનાં કારણો

શિષ્ય: હે દયાળો! આ પ્રમાજ્ઞાનનાં કારણો કયાં કયાં છે?

ગુરુ: હે પ્રિય! (૧) જીવોનાં કર્મો અનુસાર સૃષ્ટિના આદિ કાળમાં સર્વ પદાર્થોને વિષય કરનારું જે જ્ઞાન ઈશ્વરને ઉપજે છે તે જ્ઞાન ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન (ત્રણે કાળમાં) સકળ પદાર્થોને સામાન્ય ભાવથી તથા વિશેષ્ય ભાવથી વિષય કરે છે; તથા પ્રલય પર્યંત સ્થાયી છે. તેથી (માયાની વૃત્તિરૂપ) તે જ્ઞાન એક છે તથા નિત્ય છે. (આ ઈશ્વરાશ્રિત પ્રમા)

તેનું ઉપાદાન કારણ માયા છે અને નિમિત્તકારણ સર્વે જીવોનાં અદૃષ્ટ છે.

(૨) ધર્માદિકના નિમિત્તથી અનુકૂળ તથા પ્રતિકૂળ પદાર્થોનો સંબંધ થવાથી અંતઃકરણના સત્ત્વગુણ તથા રજોગુણના પરિણામરૂપ સુખ તથા દુઃખ થાય છે. સુખદુઃખનું જે નિમિત્ત છે તે જ નિમિત્તથી સુખદુઃખને વિષય કરવાવાળી જે અંતઃકરણની વૃત્તિ ઉત્પન્ન થાય છે, તે વૃત્તિમાં આરૂઢ સાક્ષી સુખદુઃખનો પ્રકાશ કરે છે. (આ જીવાશ્રિત પ્રમા:)

તે (સુખદુઃખ)ના જ્ઞાનનું ઉપાદાનકારણ અંતઃકરણ છે અને નિમિત્તકારણ ધર્માદિક છે. તથા—

(૩-૮) પ્રમાણજન્ય યથાર્થ જ્ઞાન ષટ્ પ્રકારનાં છે; તેનું ઉપાદાનકારણ અંતઃકરણ છે અને નિમિત્તકારણ પ્રત્યક્ષાદિ પ્રમાણ તથા ઇંદ્રિયસંયોગાદિ છે.

[આ પ્રમાણે આઠે પ્રકારનાં પ્રમાજ્ઞાનનાં ઉપાદાન તથા નિમિત્તકારણ કહ્યાં.]

અવિદ્યાના પરિણામરૂપ ભ્રમજ્ઞાન(છે તે ભ્રમજ્ઞાન)નું ઉપાદાનકારણ અવિદ્યા છે અને નિમિત્તકારણ (૧) સજાતીય વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર, (૨) પ્રમાતૃદોષ, (૩) પ્રમાણદોષ, (૪) પ્રમેયદોષ તથા (૫) અધિષ્ઠાનના સામાન્ય અંશનું જ્ઞાન અને તિમિરાદિક છે.

**ષટ્ પ્રમાણોનાં નામ તથા લક્ષણ તથા મતભેદથી સ્વીકાર.**

**શિષ્ય : તે ષટ્ પ્રમાણોનાં નામ કહેશો ?**

**ગુરુ : (૧) પ્રત્યક્ષ, (૨) અનુમાન, (૩) ઉપમાન, (૪) શબ્દ, (૫) અર્થાપત્તિ, (૬) અનુપલબ્ધિ—એ છ પ્રમાણો છે.**

**શિષ્ય : તેનાં લક્ષણ ટૂંકામાં કહેશો ?**

**ગુરુ : प्रमाकरणं प्रमाणम् । અર્થ : (પૂર્વે જે જીવાશ્રિત પ્રમા કહી તે) પ્રમાનું જે કરણ હોય તેને પ્રમાણ કહીએ. માટે—**

(૧) પ્રત્યક્ષ પ્રમાનું જે કરણ હોય તેને પ્રત્યક્ષ પ્રમાણ કહીએ;

(૨) અનુમિતિ પ્રમાનું જે કરણ હોય તેને અનુમાન પ્રમાણ કહીએ;

(૩) શાબ્દી પ્રમાનું જે કરણ હોય તેને શબ્દ

પ્રમાણ કહીએ;

(૪) ઉપમિતિ પ્રમાનું જે કરણ હોય તેને ઉપમાન પ્રમાણ કહીએ;

(૫) અર્થાપત્તિ પ્રમાનું જે કરણ હોય તેને અર્થાપત્તિ પ્રમાણ કહીએ; અને—

(૬) અભાવ પ્રમાનું જે કરણ હોય તેને અનુપલબ્ધિ પ્રમાણ કહીએ.

**નોંધ :** પ્રત્યક્ષ પ્રમા તથા પ્રત્યક્ષ પ્રમાણ અને અર્થાપત્તિ પ્રમા તથા અર્થાપત્તિ પ્રમાણમાં પ્રમા અને પ્રમાણનાં એક જ નામ છે.

**શિષ્ય :** હે ગુરો ! જે જે મતવાળા, આ પ્રમાણોમાંથી, જે જે પ્રમાણ સ્વીકારતા હોય તે તે મતવાળાનાં નામ તથા તેમનાં સ્વીકાર્ય પ્રમાણ કહેશોજી.

**ગુરુ :** હે શિષ્ય ! તે પ્રમાણોમાંથી—

(૧) ચાર્વાકના મતમાં એક પ્રત્યક્ષ પ્રમાણ માન્યું છે.

(૨) (વૈશેષિક શાસ્ત્રના કર્તા) કણાદ મુનિના તથા (બૌદ્ધો) સુગતના મતમાં પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણો માન્યાં છે.

(૩) સાંખ્યશાસ્ત્રના કર્તા જે કપિલ મુનિ છે તેમના મતમાં પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રમાણ માન્યાં છે.

(૪) ન્યાયશાસ્ત્રના કર્તા જે ગૌતમઋષિ છે તેમના મતમાં તો પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ અને

ઉપમાન એ ચાર પ્રમાણ માન્યાં છે.

(૫) પૂર્વ મીમાંસાના એકદેશી ભટ્ટનો શિષ્ય જે પ્રભાકર છે, તેમના મતમાં પ્રત્યક્ષ, અનુમાન શબ્દ, ઉપમાન અને અર્થાપત્તિ એ પાંચ પ્રમાણ માન્યાં છે.

(૬) (જૈમિની મુનિના શિષ્ય જે કુમારિલ) ભટ્ટ(છે તેમ)ના મતમાં તો પ્રત્યક્ષાદિ છએ પ્રમાણો માન્યાં છે.

(૭) વેદાંત ગ્રંથોમાં પણ એ પ્રત્યક્ષાદિ છ પ્રમાણો લખ્યાં છે.

શિષ્ય : સૂત્રકાર તથા ભાષ્યકાર કેટલાં પ્રમાણ માને છે?

ગુરુ : સૂત્રકારે (વ્યાસજી) તથા ભાષ્યકારે (શ્રીમત્ શંકરાચાર્યે) પ્રમાણોની સંખ્યા લખી નથી છતાં વેદાંતસિદ્ધાંતનો અવિરોધી જે ભટ્ટનો મત છે તે મત અદ્વૈતવાદમાં માન્યો છે. તેથી વેદાંત પારિભાષાદિક ગ્રંથોમાં ષટ્ પ્રમાણો જ માન્યાં છે.

શિષ્ય : પ્રમાણ એટલે શું?

ગુરુ : (૧) પ્રમાજ્ઞાનનું જે કરણ હોય તેને પ્રમાણ કહીએ. (એ લક્ષણ તને પૂર્વે કહી આવ્યો અથવા બીજું લક્ષણ :)

(૨) અજ્ઞાત વસ્તુનું જે જ્ઞાપક હોય તેને પ્રમાણ કહીએ.

પ્રત્યક્ષ પ્રમાનાં કરણ નેત્રાદિ ઇંદ્રિયો છે તેથી તે નેત્રાદિક

ઇંદ્રિયોને પ્રત્યક્ષ પ્રમાણ કહીએ છીએ.

શિષ્ય : કરણનું લક્ષણ શું ?

ગુરુ : વ્યાપારવાળું જે અસાધારણ કારણ હોય તેને કરણ કહીએ; (અથવા) વ્યાપારથી ભિન્ન જે અસાધારણ કારણ હોય તેને કરણ કહીએ. (असाधारणं कारणं करणम् ।)

શિષ્ય : કારણનું લક્ષણ શું ?

ગુરુ : કાર્યથી નિયત અવ્યવહિત પૂર્વકાળમાં જે વર્તતું હોય તેને કારણ કહીએ.

શિષ્ય : કારણ કેટલા પ્રકારનાં છે.

ગુરુ : (૧) સાધારણ કારણ અને (૨) અસાધારણ કારણ, એવા ભેદથી કારણ બે પ્રકારનાં છે.

શિષ્ય : સાધારણ કારણ કોને કહીએ ?

ગુરુ : સર્વ કાર્યોનું જે કારણ હોય તેને સાધારણ કારણ કહીએ. જેમ કે ઈશ્વર તથા તેના જ્ઞાન, ઇચ્છા, કૃતિ, દિશા, કાલ, અદૃષ્ટ, પ્રાગભાવ તથા પ્રતિબંધકનો અભાવ એ નવ (ન્યાયમત પ્રમાણે) સાધારણ કારણ છે.

શિષ્ય : વેદાંતશાસ્ત્ર પ્રમાણે સાધારણ કારણ કેટલાં છે અને કયાં કયાં ?

ગુરુ : વેદાંતશાસ્ત્ર ઈશ્વર, ઈશ્વરનાં જ્ઞાન, ઇચ્છા, કૃતિ, અદૃષ્ટ અને પ્રતિબંધકનો અભાવ—એ છને સાધારણ કારણ માને છે.

શિષ્ય : અસાધારણ કારણ કોને કહીએ ?

ગુરુ: કોઈ એક કાર્યનું જે કારણ હોય તેને અસાધારણ કારણ કહીએ. જેમ કે ઘટાદિકનાં કપાલાદિક જે (કારણ તે બધાં) અસાધારણ કારણ કહેવાય.

શિષ્ય: ઉપર આપે જે ષટ્ પ્રમાણો કહ્યાં તેમાં કેવળ કરણ કયાં કયાં છે? તથા કરણ અને કારણ (બન્ને) કયાં કયાં છે?

ગુરુ: પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ એ ત્રણ પ્રમાણો વ્યાપારવાળાં છે અને અસાધારણ કારણ છે તેથી તે ત્રણ પ્રમાણો કરણ તથા કારણ (બન્ને) છે અને

ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ (અભાવ) એ ત્રણ પ્રમાણો વ્યાપારવાળાં નથી અને અસાધારણ કારણ છે; માટે તે ત્રણે પ્રમાણો કેવળ કરણ છે.

શિષ્ય: આ અસાધારણ કારણ કેટલા પ્રકારનાં છે?

ગુરુ: આ અસાધારણ કારણમાં કોઈ (૧) નિમિત્ત કારણ અને કોઈ (૨) ઉપાદાન કારણ (એમ બે પ્રકારનાં) છે.

શિષ્ય: ઉપાદાન કારણ કોને કહીએ?

ગુરુ: જેના સ્વરૂપમાં કાર્યની સ્થિતિ હોય (અને જેના સિવાય કાર્ય ઉત્પન્ન થાય નહિ) તેને ઉપાદાન કારણ કહીએ.

શિષ્ય: નિમિત્ત કારણ કોને કહીએ?

ગુરુ: જે કારણ, કાર્યથી ભિન્ન રહીને, કાર્ય-

ને ઉત્પન્ન કરે અને કાર્ય ઉત્પન્ન થયા પછી જે-(કારણ)નો નાશ થવાથી કાર્યનો નાશ થાય નહિ તેને નિમિત્ત કારણ કહીએ; જેમ કે—

ઘટનું ઉપાદાન કારણ બે કપાલ છે તથા કુલાલદંડાદિક નિમિત્ત કારણ છે.

શિષ્ય : તે અસાધારણ કારણ કેટલા પ્રકારનાં છે?

ગુરુ : બે પ્રકારનાં : (૧) વ્યાપારવાળું કારણ અને (૨) વ્યાપારરહિત કારણ.

શિષ્ય : વ્યાપાર એટલે શું અને વ્યાપારવાળું કારણ એટલે શું?

ગુરુ : કારણથી ઉપજીને કાર્યને ઉપજાવે તે વ્યાપાર કહેવાય; જેમ કે કપાલ ઘટનું કારણ છે અને બે કપાલોનો સંયોગ પણ ઘટનું કારણ છે; તેમાં કપાલના કારણપણામાં સંયોગ વ્યાપાર છે; કેમ કે બે કપાલોનો સંયોગ, બે કપાલોથી ઉપજ્યો છે; અને

(તે સંયોગ) કપાલોના કાર્યરૂપ ઘટને ઉપજાવે છે. તેથી બે કપાલો સંયોગરૂપ વ્યાપારવાળું કારણ છે, તેથી કારણ અને કરણ એ બે લક્ષણ ઘટે છે. વળી

જે કારણ કોઈની સહાયતાથી કાર્યને ન ઉપજાવે કિંતુ (આપ) પોતે જ (કાર્યને) ઉપજાવે તે કારણ વ્યાપારથી રહિત કારણ કહેવાય છે, તેથી કેવળ કારણ કહેવાય છે, કરણ નહિ.

બે કપાલોનો સંયોગ (ઘટનું) અસાધારણ કારણ

તો છે, પણ વ્યાપારવાળું કારણ નથી તેથી કરણ કહેવાય નહિ; પરંતુ ઘટનું કેવળ કારણ કહેવાય છે. (તેથી વ્યાપાર વિનાનું કારણ કહેવાય છે.)

શિષ્ય : હે દયાળો ગુરો! આ વ્યાપાર અને વ્યાપારવાળું કારણ પ્રત્યક્ષ પ્રમાનો પ્રસંગ લઈ સમજાવશો?

ગુરુ : નેત્રાદિક ઇંદ્રિયો પ્રત્યક્ષ પ્રમાનાં કરણ છે; કેમ કે નેત્રાદિક ઇંદ્રિયોનો પોતપોતાના વિષયો સાથે સંબંધ થાય નહિ તો પ્રત્યક્ષ પ્રમા થાય નહિ (અને) જો ઇંદ્રિયોનો વિષયોની સાથે સંબંધ થાય તો પ્રત્યક્ષ પ્રમા ઉત્પન્ન થાય છે. તેથી—

ઇંદ્રિયો અને વિષયોનો સંબંધ ઇંદ્રિયોથી ઉપજીને પ્રત્યક્ષ પ્રમા ઉપજાવે છે, તે વ્યાપાર છે. સંબંધરૂપ વ્યાપાર-વાળા પ્રત્યક્ષ પ્રમાનું અસાધારણ કારણ ઇંદ્રિયો છે. તે ઇંદ્રિયોને પ્રત્યક્ષ પ્રમાણ કહ્યાં છે અને ઇંદ્રિયજન્ય યથાર્થ જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમા કહી છે.

શિષ્ય : હે ગુરો! આ પ્રત્યક્ષ પ્રમા મને બરાબર સમજાય તેવી સરળ રીતે તેનું નિરૂપણ કરો.

ગુરુ : હે ભાઈ! विषयचैतन्याभिन्नप्रमाणचैतन्यं प्रत्यक्षप्रमा । (અર્થ : વિષયચૈતન્યથી અભિન્ન જે પ્રમાણચૈતન્ય છે તે પ્રત્યક્ષપ્રમા (કહેવાય છે). આવું પ્રત્યક્ષ પ્રમાનું લક્ષણ છે.

ઉપરોક્ત અર્થ સ્પષ્ટ સમજાય તે માટે ચૈતન્યના ઉપાધિકૃત ભેદનું નિરૂપણ કરું છું.

વાસ્તવિક રીતે, ચૈતન્ય તો એક અને અદ્વિતીય રૂપ છે. પરંતુ ઉપાધિના ભેદથી (૧) પ્રમાતાચૈતન્ય, (૨) પ્રમાણુચૈતન્ય, (૩) વિષયચૈતન્ય અને (૪) ફળચૈતન્ય—એવા ચાર પ્રકારનું કહીએ છીએ. તેમાં–

(૧) અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યનું નામ **પ્રમાતા-ચૈતન્ય** છે (૨) અંતઃકરણની વૃત્તિથી અવચ્છિન્ન જે ચૈતન્ય છેઃ તેનું નામ **પ્રમાણુચૈતન્ય** છે. (૩) ઘટાદિક વિષયોથી અવચ્છિન્ન જે ચૈતન્ય તેને **વિષયચૈતન્ય** કહીએ છીએ અને (૪) ઘટાદિક વિષયોના સમાન આકારે થયેલી જે અંતઃકરણની વૃત્તિ, તે વૃત્તિથી અભિવ્યક્ત થતું જે ચૈતન્ય તેને **ફળચૈતન્ય** અથવા **પ્રમાચૈતન્ય** કહીએ છીએ.

આ પ્રમાણે અંતઃકરણાદિક ઉપાધિના ભેદથી તે એક જ ચૈતન્ય ચાર પ્રકારનું થાય છે.

તે ઉપાધિઓનો એવો સ્વભાવ છે કે જ્યાં સુધી તે ઉપાધિઓ ભિન્ન ભિન્ન દેશમાં રહેલી હોય ત્યાં સુધી જ તે ઉપાધિઓ સ્વઉપહિત ચૈતન્યના ભેદ કરે છે અને જ્યારે તે ઉપાધિઓ એક દેશમાં આવી જાય (સ્થિત થાય) ત્યારે સ્વઉપહિત ચૈતન્યના ભેદ કરતી નથી; કિંતુ તે સમયે તે ઉપહિત ચૈતન્યોનો અભેદ જ થાય છે.

જેમ કે મઠની બહાર ઘટ રાખેલો હોય ત્યારે તે મઠ ઉપહિત આકાશનો તથા ઘટ ઉપહિત આકાશનો ભેદ બન્યો જ રહે છે અને તે મઠની ભીતર તે ઘટને રાખીએ તો તે મઠાકાશ તથા ઘટાકાશ બન્નેનો અભેદ જ છે. તેવી રીતે

(૧) અંતઃકરણ, (૨) વૃત્તિ, (૩) ઘટાદિક વિષય–આ ત્રણે ઉપાધિઓ જ્યાં સુધી ભિન્નભિન્ન દેશમાં રહે છે

ત્યાં સુધી જ.

(૧) પ્રમાતાચૈતન્ય, (૨) પ્રમાણચૈતન્ય તથા (૩) વિષયચૈતન્ય–એવા ત્રણ ભેદ ચૈતન્યના બની રહે છે; અને જ્યારે નેત્રાદિક ઇંદ્રિય દ્વારા તે અંતઃકરણ વૃત્તિરૂપથી બહાર નીકળીને ઘટાદિક વિષય દેશમાં જાય છે; ત્યારે તે અંતઃકરણાદિક ત્રણે ઉપાધિઓની એક દેશમાં સ્થિતિ થવાથી તે પ્રમાતા આદિક ત્રણે ચૈતન્યોનો અભેદ જ થાય છે. તેને **પ્રમાચૈતન્ય** કહીએ છીએ. આ પ્રમાણે વિષય અવચ્છિન્ન ચૈતન્યનો અને પ્રમાણ ચૈતન્યનો જે અભેદ છે તેને પ્રત્યક્ષ પ્રમા કહીએ છીએ.

શિષ્ય : જેમના મતમાં મન ઇંદ્રિય નથી ત્યાં પ્રત્યક્ષનું શું લક્ષણ કરવું ?

ગુરુ : તે મતમાં 'ઇંદ્રિયજન્યતા' એવું પ્રત્યક્ષ લક્ષણ ન કરવું પણ ત્યાં 'વિષય ચેતનની સાથે વૃત્તિ ચેતનનો અભેદ' એવું પ્રત્યક્ષજ્ઞાનનું લક્ષણ કરવું. એ જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમા પણ કહે છે.

શિષ્ય : એ પ્રત્યક્ષ પ્રમા કેટલા પ્રકારની છે ?

ગુરુ : બે પ્રકારની (૧) અભિજ્ઞા પ્રત્યક્ષ અને (૨) પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ.

શિષ્ય : તે બે પ્રત્યક્ષ પ્રમા સંબંધી વિશેષ સ્પષ્ટતા કરશો.

ગુરુ : (૧) કેવળ ઇંદ્રિયાદિકના સંબંધજન્ય જ્ઞાનનું નામ અભિજ્ઞા પ્રત્યક્ષ (પ્રમા); તથા (૨) પ્રત્યક્ષની સામગ્રી સહિત ઊપજેલું સંસ્કારજન્ય જ્ઞાન પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ (પ્રમા) કહેવાય છે. જેમ કે–

હમણાં આપણી પાસે એક રામશંકર નામે વ્યક્તિ આવે છે. તે રામશંકરને જોતાં જ આપણે તેમને પૂર્વે પ્રયાગરાજમાં મળ્યા હતા તે પૂર્વનું સંસ્કારજન્ય જ્ઞાન પ્રત્યક્ષની સામગ્રીથી તાજું થાય છે. તેથી આપણે કહીએ કે, 'આ તે રામશંકર છે.' આ જ્ઞાનને પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ (પ્રમા) કહેવાય.

**શિષ્ય: તે દરેક પ્રમા કેટલા પ્રકારની અને કઈ કઈ છે?**

**ગુરુ: તે દરેક પ્રમા બે પ્રકારની (૧) આંતર (પ્રત્યક્ષ પ્રમા) અને (૨) બાહ્ય (પ્રત્યક્ષ પ્રમા).**

**શિષ્ય: આંતર પ્રત્યક્ષ પ્રમા કેટલા પ્રકારની અને કઈ કઈ છે?**

**ગુરુ: (૧) આત્મગોચર અને (૨) અનાત્મગોચર એમ બે પ્રકારની આંતર પ્રત્યક્ષ પ્રમા છે.**

**શિષ્ય: આત્મગોચર (આંતર પ્રત્યક્ષ પ્રમા) કેટલા પ્રકારની છે? તથા કઈ કઈ?**

**ગુરુ: આત્મગોચર (આંતર પ્રત્યક્ષ પ્રમા) (૧) શુદ્ધાત્મગોચર અને (૨) વિશિષ્ટાત્મગોચર એમ બે પ્રકારની છે.**

**શિષ્ય: શુદ્ધાત્મગોચર(આંતર પ્રત્યક્ષ પ્રમાના કોઈ પ્રકાર છે?**

**ગુરુ: (૧) બ્રહ્માગોચર (બ્રહ્મ×અગોચર), શુદ્ધાત્મગોચર આંતર પ્રત્યક્ષ પ્રમા અને (૨) બ્રહ્મગોચર એમ બે પ્રકારની શુદ્ધાત્મગોચર આંતર પ્રત્યક્ષ પ્રમા છે.**

શિષ્ય : બ્રહ્મગોચર ( શુદ્ધાત્મગોચર આંતર) પ્રત્યક્ષ પ્રમા સવિસ્તર સમજાવો.

ગુરુ : त्वम् પદાર્થબોધક વેદાંત વાક્યથી 'शुद्धः प्रकाशोऽहम्' એવી વૃત્તિ થાય છે. તે વૃત્તિ દેશ-માં અંતઃકરણ ઉપહિત શુદ્ધ ચૈતન્ય છે. તે વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્ય અને વિષય અવચ્છિન્ન ચૈતન્યનો અભેદ થવાથી તે વૃત્તિ (જ્ઞાન) અપરોક્ષ છે તથા તે વૃત્તિનો વિષય (જે) ચૈતન્ય છે (તે) ચૈતન્યમાં બ્રહ્મ-રૂપતા પણ છે. પરંતુ બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થઈ નથી; કારણ કે

अवान्तर વાક્યથી તે વૃત્તિ ઉત્પન્ન થઈ છે. જો તે વૃત્તિ महावाक्यथी ઉત્પન્ન થઈ હોત, તો વૃત્તિ બ્રહ્માકાર થાત; કારણ કે–

શબ્દજન્ય જ્ઞાનનો આવો સ્વભાવ હોય છે; સન્નિહિત (અત્યંત સમીપ પદાર્થ હોય તે) પદાર્થનું જે રૂપથી તે શબ્દબોધન કરે તે રૂપ(થી તે પદાર્થ)ને (શબ્દજન્ય) જ્ઞાન વિષય કરે છે અને જે રૂપથી તે પદાર્થને શબ્દબોધન કરે નહીં તે રૂપથી (તે પદાર્થને) શબ્દજન્ય જ્ઞાન વિષય કરે નહીં. જેમ કે–

दशम पुरुषने दशमोऽस्ति (દશમો છે) એ પ્રમાણે શબ્દ બોધન કરે તે વખતે दशमोऽहम् (દશમો હું છું) એવું જ્ઞાન શ્રોતા પુરુષને થતું નથી.

શિષ્ય : હે ભગવન્! દશમ પુરુષમાં (તે સમયે) આત્મપણું તો છે.

ગુરુ : આત્મતા (હુંપણું) તો છે. પણ આત્મ-

તાબોધક શબ્દના અભાવથી દશમ પુરુષને આત્મતાનું જ્ઞાન થતું નથી. તેવી રીતે आत्मामां બ્રહ્મરૂપતા તો સદાય છે; તોપણ બ્રહ્મરૂપતા બોધક શબ્દના અભાવથી (આત્મામાં) બ્રહ્મરૂપતાનું જ્ઞાન થતું નથી.

તેથી ઉપર કહેલી વૃત્તિ(એટલે त्वम् પદાર્થના અર્થરૂપ આત્માને વિષય કરવાવાળી વૃત્તિ)ને બ્રહ્માગોચર (શુદ્ધાત્મગોચર આંતર)પ્રત્યક્ષ પ્રમા કહી છે.

(પ્રત્યક્ષ પ્રમાના સંબંધમાં બીજાં શંકાસમાધાન છે. વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળાએ વૃત્તિરત્નાવલિ ગ્રંથ જોવો.)

શિષ્ય: પૂર્વે શુદ્ધાત્મગોચર આંતર પ્રત્યક્ષ પ્રમા બે પ્રકારની કહી. તેમાંથી બ્રહ્માગોચર પ્રત્યક્ષ પ્રમા આપે સમજાવી. હવે બ્રહ્મગોચર (શુદ્ધાત્મગોચર) આંતર પ્રત્યક્ષ પ્રમા સમજાવશો?

ગુરુ: મહાવાક્યજન્ય अहं ब्रह्मास्मि એ પ્રમાણે બ્રહ્મથી અભિન્ન, આત્માને વિષય કરવાવાળી જે પ્રમા, તેનું નામ બ્રહ્મગોચર શુદ્ધાત્મગોચર આંતર પ્રત્યક્ષ પ્રમા છે.

अहं ब्रह्मास्मि એ જ્ઞાનને વાચસ્પતિ મનોજન્ય કહે છે અને બીજાઓના મતમાં એ જ્ઞાન (મહા)વાક્યજન્ય છે.

તેમાં પણ સંક્ષેપ શારીરકનો એવો સિદ્ધાંત છે કે, મહાવાક્યથી બ્રહ્મનું પ્રત્યક્ષ જ જ્ઞાન થાય છે. કોઈ પણ વખતે મહાવાક્યથી પરોક્ષ જ્ઞાન થતું નથી.

અન્ય ગ્રંથકારોનો મત એવો છે કે, વિચાર સહિત, મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે અને વિચારરહિત

કેવળ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે.

**સર્વના મતમાં** अहं ब्रह्मास्मि આ જ્ઞાન શુદ્ધાત્મ-ગોચર છે, બ્રહ્મગોચર છે તથા પ્રત્યક્ષ છે. આ અર્થમાં કોઈનો વિવાદ નથી.

**શિષ્ય : આત્મગોચર આંતર પ્રત્યક્ષ પ્રમાના ભેદ આપે વર્ણવ્યા. હવે અનાત્મગોચર આંતર પ્રમાના ભેદ કહો.**

ગુરુ : मयि सुखम्, मयि दुःखम् ( **મારામાં સુખ છે, મારામાં દુ:ખ છે** ) ઇત્યાદિ **સુખાદિ ગોચરજ્ઞાન પણ ( આંતર ) આત્મગોચર પ્રત્યક્ષ પ્રમા છે. પરંતુ—**

' अहं सुखी, अहं दुःखी ' ઇત્યાદિ પ્રમામાં अहम् પદનો અર્થ आत्मा વિશેષ્ય છે અને સુખદુઃખાદિક વિશેષણ છે.

' मयि सुखम्, मयि दुःखम् ' ઇત્યાદિ પ્રમામાં તો સુખ-દુ:ખાદિ વિશેષ્ય છે અને આત્મા વિશેષણ છે.

તેથી मयि सुखम् मयि दुःखम् ઇત્યાદિ જ્ઞાનને આત્મ-ગોચર પ્રત્યક્ષ પ્રમા નથી કહ્યું; કિંતુ સુખદુઃખાદિ વિશેષ્ય હોવાથી **અનાત્મગોચર આંતર પ્રત્યક્ષ પ્રમા** કહ્યું છે.

આંતર પ્રત્યક્ષ પ્રમાના એ પ્રમાણે ભેદ સરળતા તથા વિસ્તારપૂર્વક કહ્યા; તેથી હે શિષ્ય ! બાહ્ય પ્રત્યક્ષ પ્રમાના ભેદ, અનુમાનાદિ અન્ય પ્રમાણો, અપ્રમા વૃત્તિ અને તેના ભેદ( અનિર્વચનીય ખ્યાતિ, સત્ખ્યાતિ, અસત્ખ્યાતિ, આત્મ-ખ્યાતિ, અન્યથાખ્યાતિ તથા અખ્યાતિ )નો વિચાર હાલ મુલતવી રાખ.

**શિષ્ય : ભલે ગુરુજી, જેવી આપની આજ્ઞા. પરંતુ વૃત્તિનું આપે જે નિરૂપણ કર્યું તે વૃત્તિનું**

ફળ શ્રવણ કરવાની મારી જિજ્ઞાસા છે, તે પૂર્ણ કરવા કૃપા કરો.

## વૃત્તિફલનિરૂપણ

ગુરુ: હે પ્રિય! ઉપર કહેલી વૃત્તિરૂપ જ્ઞાનનું પ્રયોજન (ફળ) નીચે પ્રમાણે છે:

(૧) જીવને ત્રણ અવસ્થાઓનો સંબંધ વૃત્તિથી થાય છે.

(૨) પુરુષાર્થ (મોક્ષ)ની પ્રાપ્તિ પણ વૃત્તિથી થાય છે; તેથી (अ) સંસારપ્રાપ્તિનો હેતુ વૃત્તિ છે; તથા—

(ब) મોક્ષપ્રાપ્તિનો હેતુ પણ વૃત્તિ જ છે; કેમ કે ત્રણ અવસ્થાઓના સંબંધથી જીવને સંસાર થાય છે. અવસ્થા શબ્દથી અહીં 'કાળ' સમજવો.

શિષ્ય: આ વૃત્તિની ત્રણ અવસ્થાઓનાં નામ તથા તેનું સ્વરૂપ સમજાવશો?

ગુરુ: જાગ્રત—સ્વપ્ન—સુષુપ્તિ—એવી વૃત્તિની ત્રણ અવસ્થાઓ છે. તેમાં—

(૧) સ્વપ્નાવસ્થા તથા સુષુપ્તિઅવસ્થાથી ભિન્ન જે ઇંદ્રિયજન્ય જ્ઞાનનો આધાર કાળ (હોય) તથા ઇંદ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારોનો આધાર કાળ (હોય) તેને જાગ્રત અવસ્થા કહે છે.

(क) સુખાદિ જ્ઞાનકાળમાં તથા ઉદાસીન કાળમાં જો કે ઇંદ્રિયજન્ય જ્ઞાન નથી તોપણ તેના સંસ્કારો છે.

(ख) સ્વપ્ન અવસ્થામાં તથા સુષુપ્તિ અવસ્થામાં પણ

ઇંદ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારો છે; તેથી–

-જાગ્રત અવસ્થાનો, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાથી ભિન્ન કાળ કહ્યો.

એ પ્રમાણે જાગ્રત અવસ્થા એવો વ્યવહાર ઇંદ્રિયજન્ય જ્ઞાનને આધીન છે. તે ઇંદ્રિયજન્ય જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપ છે.

**કોઈ મતવાળા** તે અંતઃકરણની વૃત્તિનું ‘આવરણની નિવૃત્તિ’ પ્રયોજન માને છે.

**બીજા મતવાળા** પ્રકાશના હેતુ (રૂપ) પ્રમાતા સાથે વિષયનો (જે) સંબંધ (તેને) વૃત્તિનું પ્રયોજન માને છે.

ઉપર કહેલા પ્રયોજનવાળી તથા ઇંદ્રિયજન્ય અંતઃકરણની વૃત્તિ જાગ્રત અવસ્થામાં હોય છે.

**(૨) ઇંદ્રિયથી અજન્ય જે વિષયગોચર અંતઃકરણની અપરોક્ષ વૃત્તિ (છે) તે અવસ્થાને સ્વપ્ન-અવસ્થા કહે છે. સ્વપ્ન–અવસ્થામાં જ્ઞેય તથા જ્ઞાન અંતઃકરણનું પરિણામ છે. અને–**

**(૩) સુખગોચર તથા અવિદ્યાગોચર અજ્ઞાનની સાક્ષાત્ પરિણામરૂપ વૃત્તિની અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહે છે. સુષુપ્તિ અવસ્થામાં અવિદ્યાની વૃત્તિ સુખગોચર તથા અજ્ઞાનગોચર થાય છે.**

**શિષ્ય: જાગ્રત અવસ્થામાં પણ अहं न जानामि એવી અવિદ્યાગોચર વૃત્તિ તો થાય છે.**

**ગુરુ: તે વૃત્તિ અંતઃકરણની છે, અવિદ્યાની નથી. તેવી રીતે જાગ્રત અવસ્થામાં પ્રાતિભાસિક રજતાકાર અવિદ્યાનું પરિણામ છે (પણ) તે વૃત્તિ**

અવિદ્યાગોચર નથી; વળી—

જાગ્રત અવસ્થામાં સુખાકાર વૃત્તિ છે. તે વૃત્તિ અંતઃ-કરણની છે. તે અવિદ્યાનું પરિણામ નથી.

આ પ્રમાણે ઉક્ત સુષુપ્તિ અવસ્થામાં અવિદ્યાની વૃત્તિમાં આરૂઢ સાક્ષી, અવિદ્યાને તથા સ્વરૂપ સુખને પ્રકાશે છે. સુષુપ્તિ અવસ્થામાં સુખાકાર અવિદ્યાનું પરિણામ જે અજ્ઞાન અંશનું થાય છે, તે અજ્ઞાન અંશમાં તે પુરુષનું અંતઃકરણ લીન થઈ જાય છે અને જાગ્રત અવસ્થામાં તે અજ્ઞાન અંશનું પરિણામ અંતઃકરણ ( રૂપે ) થાય છે તેથી અજ્ઞાનની વૃત્તિથી ( સુષુપ્તિ અવસ્થામાં ) અનુભૂત સુખની જાગ્રત અવસ્થામાં સ્મૃતિ થાય છે. ઉપાદાન કારણનો અને કાર્યનો ભેદ ન હોવાથી અનુભવને અને સ્મરણને વ્યધિકરણતા નથી.

( वि+अधिकरण=વ્યધિકરણ=ભિન્ન અધિકરણ )

એ પ્રમાણે ત્રણ અવસ્થાઓ છે.

**શિષ્ય : મરણ અવસ્થા તથા મૂર્છા અવસ્થા શામાં ગણવી ?**

**ગુરુ :** કોઈ મતવાળા મરણ તથા મૂર્છા અવ-સ્થાનો સુષુપ્તિમાં અંતરભાવ કહે છે અને કોઈ મતવાળા સુષુપ્તિથી તેમને પૃથક્ કહે છે. આ અવ-સ્થાઓનો ભેદ વૃત્તિને આધીન છે.

**શિષ્ય : એ અવસ્થાઓનો ભેદ વૃત્તિને આધીન છે એવું જે આપે કહ્યું તે સ્પષ્ટ રીતે સમજાવો.**

**ગુરુ :** જાગ્રતમાં તથા સ્વપ્નમાં તો અંતઃકર-ણની વૃત્તિ છે; પરંતુ (૧) જાગ્રત અવસ્થામાં ઇંદ્રિયજન્ય અંતઃકરણની વૃત્તિ છે. (૨) સ્વપ્ન

અવસ્થામાં ઇંદ્રિય અજન્ય અંતઃકરણની વૃત્તિ છે તથા (૩) સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનની વૃત્તિ છે.

શિષ્ય : વૃત્તિજ્ઞાનનું પ્રયોજન સંક્ષેપમાં નિરૂપણ કરો.

ગુરુ : (अ) (એ ત્રણ) અવસ્થાઓના અભિમાનને બંધ કહીએ છીએ. તે અભિમાન પણ ભ્રમ જ્ઞાનને જ કહે છે. અને તે (અભિમાન) પણ વૃત્તિ વિશેષ છે; તેથી વૃત્તિકૃત બંધ જ સંસાર છે અને–

(आ) જ્યારે વેદાંતવાક્ય(નું શ્રવણ કરવા)થી अहं ब्रह्मास्मि એવી અંતઃકરણની વૃત્તિ થાય (છે ત્યારે) તેનાથી પ્રપંચ સહિત અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. તેને મોક્ષ કહે છે. તેથી–

(૧) વૃત્તિનું સંસારદશામાં તો વ્યવહારની સિદ્ધિરૂપ પ્રયોજન છે અને–

(૨) વૃત્તિનું પરમ પ્રયોજન મોક્ષ છે.

એ પ્રમાણે સંક્ષેપથી વૃત્તિ જ્ઞાનના પ્રયોજનનું નિરૂપણ કર્યું.

## જીવ અને બ્રહ્માના અભેદની સાધક તથા ભેદની બાધક યુક્તિઓ (વિચારસાગરમાંથી)

શિષ્ય : જીવ અને બ્રહ્મના અભેદની સાધક યુક્તિઓ શીખવાડો.

ગુરુ : હે જિજ્ઞાસો ! જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ તથા શબ્દ પ્રમાણથી મનનું સમાધાન થતું ન હોય ત્યાં બીજી યુક્તિનો ઉપયોગ કરવો પડે. જીવ

અને બ્રહ્મનો અભેદ પ્રત્યક્ષ પ્રમાણથી તથા શબ્દ પ્રમાણથી સમજાતો નથી; માટે અહીં તે બે પ્રમાણથી ભિન્ન (क) અનુમાન પ્રમાણ, (ख) ઉપમાન પ્રમાણ તથા (ग) અર્થાપત્તિ પ્રમાણ એ રૂપ ત્રણ યુક્તિઓ છે; તેમાં

(क) પહેલી અનુમાન પ્રમાણરૂપ યુક્તિ કહું છું :

जीवो ब्रह्माभिन्नः । જીવ બ્રહ્મથી અભિન્ન છે;
सच्चिदानंदलक्षणत्वात् । સચ્ચિદાનંદરૂપ હોવાથી;
ब्रह्मवत् । ઈશ્વર ચેતનની પેઠે.

જે જે સચ્ચિદાનંદરૂપ હોય તે બ્રહ્મથી અભિન્ન જ હોય. જેમ કે–

(૧) બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ હોવાથી બ્રહ્મથી અભિન્ન છે; તેમ આ જીવ સચ્ચિદાનંદરૂપ હોવાથી બ્રહ્મથી અભિન્ન જ છે. અથવા–

(૨) જે જે સચ્ચિદાનંદરૂપ ન હોય, તે તે બ્રહ્મથી અભિન્ન ન હોય, જેમ કે ઘટ. તે સચ્ચિદાનંદરૂપ નથી; તેથી તે બ્રહ્મથી અભિન્ન નથી.

આ જીવ એવો (ઘટ જેવો) નથી, તેથી બ્રહ્મથી ભિન્ન નથી; કિંતુ અભિન્ન છે. અહીં આ અનુમાનમાં–

(૧) જીવ **પક્ષ** છે. (૨) તે જીવનો બ્રહ્મથી અભેદ **સાધ્ય** છે. (પક્ષ અને સાધ્ય બન્ને જે વાક્યમાં છે તે **પ્રતિજ્ઞાવાક્ય** છે.) (૩) સચ્ચિદાનંદરૂપતા **હેતુ** છે. (૪) ઈશ્વર ચેતન (બ્રહ્મ-તે અન્વયી) તથા ઘટ (વ્યતિરેકી) **ઉદાહરણ–દૃષ્ટાંત** છે. આ પ્રમાણે અનુમાન પ્રમાણરૂપ યુક્તિ કહી. હવે–

(ख) ઉપમાન પ્રમાણરૂપ યુક્તિઓ કહું છું:

(૧) જેવી રીતે ઘટ તથા મઠ એ ઉપાધિઓ દૂર કરીએ તો ઘટાકાશ તથા મઠાકાશનો અભેદ છે, તેવી રીતે બુદ્ધિ અને માયા એ ઉપાધિઓ દૂર કરીએ તો જીવ અને બ્રહ્મનો અભેદ છે.

(૨) જેવી રીતે ઘટાકાશ, જલાકાશ, મેઘાકાશ અને મહાકાશ એ ચાર આકાશ છે; તેમાં જો કે જલાકાશ અને મેઘાકાશનો અભેદ છે જ નહિ; તોપણ ઘટાકાશ અને મહાકાશનો નામમાત્ર (કથનમાત્ર) ભેદ છે–વાસ્તવિક ભેદ નથી; તેવી રીતે–

કૂટસ્થ, જીવ, ઈશ્વર અને બ્રહ્મ એ ચાર ચેતન છે. તેમાં જો કે જીવ અને ઈશ્વરનો અભેદ છે જ નહિ; તોપણ તેમના અધિષ્ઠાન લક્ષ્યાર્થરૂપ કૂટસ્થ અને બ્રહ્મનો નામમાત્ર ભેદ છે, વાસ્તવિક (પરમાર્થથી) ભેદ નથી. હવે–

(ग) અર્થાપત્તિ પ્રમાણરૂપ યુક્ત કહું છું:

'नेह नानास्ति किंचन' વગેરે શ્રુતિઓમાં ભેદનો નિષેધ કર્યો છે. તે નિષેધ વાસ્તવ અભેદ હોય તો જ સંભવે. તે વિના સંભવે નહિ. માટે ભેદના નિષેધની અનુપપત્તિના જ્ઞાનરૂપ અર્થાપત્તિ **પ્રમાણથી** જીવ બ્રહ્મના અભેદના જ્ઞાનરૂપ અર્થાપત્તિ **પ્રમા** થાય છે.

**શિષ્ય: ભગવન્! જીવ અને બ્રહ્મના ભેદની બાધક યુક્તિઓ પણ સવિસ્તર સમજાવો.**

**ગુરુ: હે શિષ્ય! જીવ અને બ્રહ્મના ભેદની બાધક (क) અનુમાન પ્રમાણરૂપ, (ख) ઉપમાન પ્રમાણરૂપ, (ग) અર્થાપત્તિ પ્રમાણરૂપ તથા (घ)**

અનુપલબ્ધિ પ્રમાણરૂપ યુક્તિઓ છે. તેમાં–

(क) પહેલી અનુમાન પ્રમાણરૂપ યુક્તિ કહું છું :

જીવ અને બ્રહ્મનો ભેદ મિથ્યા છે. (પ્રતિજ્ઞા વાક્ય; પક્ષ+સાધ્ય).

ઉપાધિકૃત હોવાથી (હેતુ, લિંગ).

ઘટાકાશ અને મહાકાશના ભેદની પેઠે. (ઉદાહરણ વાક્ય પહેલું) અને–

જે જે મિથ્યા નથી હોતું તે તે ઉપાધિકૃત પણ નથી હોતું. જેમ કે–

ઘટ તથા પટનો વ્યવહાર દશા વિષે ભેદ છે; તે ભેદ ઉપાધિકૃત નથી તેથી મિથ્યા પણ નથી. (ઉદાહરણ વાક્ય બીજું)

આ જીવ તથા બ્રહ્મનો ભેદ એવો નથી. (ઉપનયન વાક્ય)

માટે મિથ્યા નથી એમ નહિ કિંતુ મિથ્યા જ છે. (નિગમન વાક્ય). હવે–

(ख) ઉપમાન પ્રમાણરૂપ યુક્તિઓ કહું છું :

(૧) જેવી રીતે બિંબ તથા પ્રતિબિંબનો ભેદ મિથ્યા છે, તેવી રીતે જીવ અને બ્રહ્મનો ભેદ મિથ્યા છે.

(૨) જેવી રીતે સ્વપ્નના જીવોનો તથા સ્વપ્નના ઘટાદિકનો ભેદ મિથ્યા છે, તેવી રીતે જીવજડનો ભેદ મિથ્યા છે.

(૩) જેવી રીતે અનેક ઘટાકાશના પરસ્પર ભેદ મિથ્યા છે, તેવી રીતે જીવોનો પરસ્પર ભેદ મિથ્યા છે.

(૪) જેવી રીતે (क) રજ્જુ અને કલ્પિત સર્પનો ભેદ અથવા (ख) સાક્ષીચેતનનો અને સ્વપ્નપ્રપંચનો ભેદ મિથ્યા છે તેવી રીતે જડ જગતનો અને ઈશ્વરનો ભેદ

મિથ્યા છે.

(૫) જેવી રીતે રજ્જુમાં કલ્પિત સર્પ, દંડ, જળધારા આદિનો અથવા સ્વપ્ન પદાર્થોનો પરસ્પર ભેદ મિથ્યા છે, તેવી રીતે જડ પદાર્થોનો પરસ્પર ભેદ મિથ્યા છે હવે–

(ગ) અર્થાપત્તિ પ્રમાણરૂપ યુક્તિ કહું છું :

મહાવાક્યમાં જે જીવ અને બ્રહ્મનો અભેદ કહ્યો છે, તે પ્રતીત થતા ભેદના મિથ્યાત્વ વિના બની શકે તેમ નથી તેથી જીવ અને બ્રહ્મના ભેદના મિથ્યાપણાની કલ્પના કરાવે છે. હવે–

(ઘ) અનુપલબ્ધિ પ્રમાણરૂપ ચોથી યુક્તિ સાંભળ :

જેવી રીતે જાગ્રતમાં વૃત્તિઉપાધિ અને સ્વપ્નમાં અંતઃકરણઉપાધિને લીધે જીવ તથા બ્રહ્મનો ભેદ ભાસે છે, તેવી રીતે સુષુપ્તિમાં ઉપાધિનો અભાવ હોવાથી ભેદ ભાસતો નથી. માટે જીવ તથા બ્રહ્મના પારમાર્થિક (વાસ્તવ) ભેદનો અભાવ છે એવો નિશ્ચય થાય છે.

**શિષ્ય: ઉપર જે અનુમાન પ્રમાણ આપે કહ્યું તે પ્રમાણથી અનુમિતિ પ્રમા ઉપજે છે, તો તે અનુમિતિ પ્રમા કેટલા પ્રકારની છે તથા દરેકનું શું સ્વરૂપ છે?**

**ગુરુ: તે અનુમિતિ પ્રમા (૧) સ્વાર્થાનુમિતિ પ્રમા તથા (૨) પરાર્થાનુમિતિ પ્રમા એવા ભેદથી બે પ્રકારની છે. તેમાં–**

આ પુરુષને બીજા કોઈએ કરેલા ઉપદેશ વિના, વ્યાપ્તિજ્ઞાન તથા લિંગજ્ઞાન વગેરેથી જે અનુમિતિ થાય છે તે **સ્વાર્થાનુમિતિ** (પ્રમા) કહેવાય છે અને–

જે પુરુષ વ્યાપ્તિ, લિંગ આદિના જ્ઞાનથી પર્વતમાં વહ્નિનો પોતે નિશ્ચય કરીને, બીજા પુરુષને તે વહ્નિનો નિશ્ચય કરાવે છે તે **પરાર્થાનુમિતિ** (પ્રમા) કહેવાય છે.

**શિષ્ય : વ્યાપ્તિ શબ્દ દૃષ્ટાંત આપીને સમજાવો.**

**ગુરુ :** જ્યાં જ્યાં ધુમાડો હોય ત્યાં ત્યાં અગ્નિ હોય જ; આવું ધૂમ અને અગ્નિનું સાહચર્ય (સાથે રહેવાપણાનું) જ્ઞાન દરેકને પોતાના રસોડામાંથી થાય છે. અહીં—

(૧) અગ્નિની ધુમાડામાં વ્યાપ્તિ છે અથવા—

અગ્નિ ધુમાડામાં વ્યાપક છે અને ધૂમ વ્યાપ્ય છે. વળી—

(૨) ઘીની દૂધમાં વ્યાપ્તિ છે અથવા—

ઘી દૂધમાં વ્યાપક છે અને દૂધ વ્યાપ્ય છે.

**શિષ્ય : જીવ સચ્ચિદાનંદરૂપ હોવાથી, બ્રહ્મ સાથે તેનો સદા અભેદ છે એવું આપે પૂર્વે કહ્યું; તો તે જીવનું સચ્ચિદાનંદપણું કોઈ પ્રમાણ વડે સિદ્ધ કરશો.**

**ગુરુ :** હે પ્રિય! શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ અને અનુભવ-એ ચારની સહાયથી તે જીવાત્મા સચ્ચિદાનંદરૂપ છે તે કહું છું.

(क) જીવાત્મા સત્ય(સત્)રૂપ છે. તેમાં—

(૧) **શ્રુતિપ્રમાણ:** अविनाशी वा अरे अयमात्मा । सन्मात्रो नित्यः शुद्धः बुद्धः ॥ અર્થ: હે મૈત્રેયિ ! આ આત્મા નાશરહિત છે તથા આ આત્મા સત્તામાત્ર છે, નિત્ય છે, શુદ્ધ છે, બુદ્ધ (જ્ઞાનસ્વરૂપ) છે.

(૨) **સ્મૃતિપ્રમાણ :** नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ અર્થ : આ આત્મા નિત્ય છે, સર્વત્ર વ્યાપક છે, કૂટસ્થ છે, અચળ છે તથા સનાતન છે.

(૩) **યુક્તિપ્રમાણ :** આ જીવાત્મા જો સત્ય ન હોય તો કૃતનાશ અને અકૃતાભ્યાગમ એ બે દોષની પ્રાપ્તિ થશે.

(પુણ્યપાપરૂપ જે કર્મો આ જીવે કરેલાં છે, તેમનો ફળભોગ વિના નાશ થવો તેને **કૃતનાશદોષ** કહે છે અને પૂર્વે ન કરેલાં કર્મોનો જે ફળભોગ તેને **અકૃતાભ્યાગમદોષ** કહે છે.)

(૪) **અનુભવપ્રમાણ :** अहम् अस्मि (હું છું) એ પ્રકારનો સર્વ કોઈનો અનુભવ તે જીવાત્માની સત્યરૂપતા સિદ્ધ કરે છે.

**માટે જીવાત્મા સત્ય(સત્)રૂપ જ છે.** હવે-

**(ख) જીવાત્મા ચિત્(ચેતન)રૂપ જ છે.** તેમાં

(૧) **શ્રુતિપ્રમાણ :** (अ) अत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति । અર્થ : આ સ્વપ્ન અવસ્થામાં આ આત્મા જ સ્વયં જ્યોતિ છે. અર્થાત્ આ સ્વપ્ન અવસ્થામાં સૂર્યચંદ્રાદિક બાહ્ય જ્યોતિઓનો અભાવ હોવાથી તે આત્મારૂપ જ્યોતિ વડે જ સર્વ વ્યવહાર થાય છે.

(आ) आत्मैवास्य ज्योतिर्भवति । આ સંઘાતનો જ્યોતિ આત્મા જ છે.

(इ) योऽयं विज्ञानमयः । આ આત્મા વિજ્ઞાનરૂપ છે.

(ई) त्रिषु धामसु यद्भोज्यं भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥

અર્થ : જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓમાં

(યથાક્રમે) જે વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ એ ત્રણ **ભોક્તા** છે, તથા તેમના જે સ્થૂળ સૂક્ષ્માદિક **ભોગ્ય** પદાર્થો છે તથા અંતઃકરણની અથવા અજ્ઞાનની વૃત્તિરૂપ જે **ભોગ** છે, તે સર્વથી વિલક્ષણ જે ચૈતન્યમાત્ર સાક્ષી છે તે સદાશિવરૂપ 'હું છું.'

**સ્મૃતિપ્રમાણ:** यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं, प्रकाशयति भारत ॥

અર્થ: હે અર્જુન! જેવી રીતે એક જ સૂર્ય ભગવાન સંપૂર્ણ લોકોને પ્રકાશ કરે છે, તેવી રીતે આ આત્મા સંપૂર્ણ સંઘાતને પ્રકાશ કરે છે. (ગીતા અધ્યાય ૧૩-૩૩)

(૩) **યુક્તિ પ્રમાણ:** જો આ આત્મા ચેતનરૂપ ન હોય તો પ્રકાશના અભાવથી આ જગતમાં અંધતા પ્રાપ્ત થશે.

(૪) **અનુભવ પ્રમાણ:** अहं अनुभवामि । (હું અનુભવ કરું છું); આવા પ્રકારના અનુભવથી પણ આત્માની ચૈતન્યરૂપતા સિદ્ધ થાય છે. માટે–

**આ જીવાત્મા ચૈતન્યરૂપ જ છે.** હવે–

**(ग) જીવાત્મા આનંદરૂપ છે:** તેમાં–

(૧) **શ્રુતિપ્રમાણ:** (क) यो वै भूमा तत्सुखम् । દેશ-કાળ-વસ્તુ-પરિચ્છેદથી રહિત જે આત્મા છે, તે જ સુખરૂપ છે.

(ख) को ह्येवान्यत् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् । જો આ આત્મા આનંદરૂપ ન હોય તો અપાનના વ્યાપાર તથા પ્રાણના વ્યાપાર તથા દેહઇંદ્રિયાદિના વ્યાપારને કોણ કરશે? અર્થાત્ કોઈ જ નહીં કરે.

(ग) एष ह्येवानन्दयति । કારણ કે લોકોનું જીવન આનંદપૂર્વક જ થાય છે. (અતિશય દુઃખની પ્રાપ્તિ થવાથી

પ્રાણોનો વિયોગ જ દેખવામાં આવે છે.)

**(૨) સ્મૃતિપ્રમાણ:** योऽन्तः सुखोन्तरारामस्तथान्तर्ज्योतिरेव च । જે અંતરાનંદવાળો, આરામવાળો તથા જ્યોતિસ્વરૂપ છે.

**(૩) યુક્તિપ્રમાણ:** જો કદાચિત્ આ આત્મા આનંદરૂપ ન હોય તો સર્વ લોકોની પોતાના આત્મામાં પરમ પ્રીતિ ન થવી જોઈએ અને સર્વ લોકોની પોતાના આત્મામાં જ પરમ પ્રીતિ દેખવામાં આવે છે.

**(૪) અનુભવપ્રમાણ:** સુષુપ્તિમાંથી ઊઠેલા પુરુષને હું સુખે સૂતો હતો એ પ્રકારનું સ્મરણ થાય છે, તે સ્મરણ અનુભવ કર્યા સિવાયની વસ્તુનું થતું નથી. માટે ત્યાં સુષુપ્તિમાં સુખના અનુભવની કલ્પના કરાવે છે અને સુષુપ્તિમાં કોઈ વિષયજન્ય આનંદ તો છે જ નહિ, પરંતુ પોતાના સ્વરૂપનો જ આનંદ છે. માટે–

**આ જીવાત્મા આનંદરૂપ જ છે.**

એ પ્રમાણે (૧) શ્રુતિ, (૨) સ્મૃતિ, (૩) યુક્તિ અને (૪) અનુભવ એ ચારે પ્રમાણોથી આ **જીવાત્માની સત્–ચિત્–આનંદરૂપતા સિદ્ધ કરી.**

**શિષ્ય: ઉપર કહેલી જીવ અને બ્રહ્મના અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓના તથા જીવાત્માની સત્, ચિત્, આનંદરૂપતાના વિચારનું આ અધિકારી પુરુષને શું ફળ થાય છે?**

**ગુરુ: ઉપર બતાવેલી યુક્તિ આદિકનો જે અધિકારી પુરુષ વિચાર કરે છે તેને શ્રોત્રિય–બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ જ્યારે तत्त्वमसि આદિ મહાવાક્યનો ઉપદેશ કરે છે, ત્યારે ભાગત્યાગ–લક્ષણા વડે**

માયા અંતઃકરણાદિક વાચ્ય ભાગના પરિત્યાગ-પૂર્વક अखंडब्रह्मनुं દૃઢ જ્ઞાન થાય છે. અર્થાત્—

अहं ब्रह्मास्मि । ब्रह्मैवाहमस्मि । ( અર્થ : હું બ્રહ્મસ્વરૂપ છું, બ્રહ્મસ્વરૂપ જ હું છું, ) આવા પ્રકારનું પરસ્પર અભેદ વિષયક અપરોક્ષ જ્ઞાન થાય છે.

શિષ્ય : अहं ब्रह्मास्मि । અને ब्रह्मैवाहमस्मि । એવાં બે વાક્યો કહેવામાં શું રહસ્ય છે તે કૃપા કરી સમજાવો.

ગુરુ : अहं ब्रह्मास्मि એ વૃત્તિ તો अहम्‌પદનો અર્થ જે પ્રત્યક્ આત્મા (તેની) સાથે બ્રહ્મના અભેદને વિષય કરે છે. અને ब्रह्मैवाहमस्मि એ વૃત્તિ તો બ્રહ્મ સાથે તે પ્રત્યક્ આત્માના અભેદને વિષય કરે છે. અર્થાત્—

अहम्‌પદનો અર્થ જે પ્રત્યક્ ચેતન તે તો સર્વને અપરોક્ષ તથા આત્માસ્વરૂપે સિદ્ધ છે તથા બ્રહ્મને સર્વ પરોક્ષ તથા અનાત્મા માને છે. હવે જ્યારે પ્રત્યક્ આત્મા સાથે બ્રહ્મના અભેદને વિષય કરવાવાળું अहं ब्रह्मास्मि આવા પ્રકારનું અપરોક્ષ જ્ઞાન થાય છે, ત્યારે તે જ્ઞાન-(વૃત્તિ)થી બ્રહ્મના (૧) પરોક્ષપણાની તથા (૨) અનાત્મપણાની નિવૃત્તિ થઈ જાય છે. વળી–

આ પ્રત્યક્ આત્મા(જીવાત્મા)ને લોકો પરિચ્છિન્ન માને છે તથા અબ્રહ્મરૂપ માને છે. જ્યારે તે બ્રહ્મ સાથે આ જીવાત્માના અભેદને વિષય કરવાવાળું ब्रह्म एव अहम् अस्मि આવું અપરોક્ષ જ્ઞાન (વૃત્તિ) ઉત્પન્ન થાય છે, ત્યારે તે જ્ઞાનથી આ જીવાત્માના (૧) પરિચ્છિન્નપણા-

ની તથા (૨) અબ્રહ્મપણાની નિવૃત્તિ થઈ જાય છે.

માટે આ અધિકારી પુરુષને બ્રહ્મ સંબંધી જે (૧) પરોક્ષપણાની તથા (૨) અનાત્મપણાની તથા પોતાના પ્રત્યક્ આત્મા સંબંધી જે (૧) પરિચ્છિન્નપણાની તથા (૨) અબ્રહ્મપણાની શંકા છે; તેની નિવૃત્તિ કરવા માટે તેણે अहं ब्रह्मास्मि, ब्रह्म एव अहम् अस्मि એ પ્રકારે આત્મા તથા બ્રહ્મનો પરસ્પર અભેદ નિશ્ચય કરવો.

આ ગ્રંથના પૃ. ૧૫૩ સાથે આ પ્રસંગ વાંચવો.

શિષ્ય : આ પ્રકારના (આત્મા અને બ્રહ્મના) પરસ્પર અભેદ-નિશ્ચયનું શું ફળ છે?

ગુરુ : આ પ્રમાણે तत्त्वमसि આદિ મહાવાક્યજન્ય જે અખંડ બ્રહ્માકાર અપરોક્ષ વૃત્તિ છે તે અપરોક્ષવૃત્તિરૂપ જ્ઞાન વડે (૧) કાર્ય પ્રપંચ સહિત અજ્ઞાનરૂપ અનર્થની નિવૃત્તિ થાય છે તથા (૨) આ પ્રત્યક્ આત્માની અખંડ એકરસ બ્રહ્માનંદરૂપે સ્થિતિ થાય છે: આ અર્થમાં तरति शोकम् आत्मवित् ॥ (આત્માના સાક્ષાત્કારવાળો પુરુષ સર્વ અનર્થરૂપ શોક(સંસાર)નો નાશ કરે છે.) તથા ब्रह्मविद् ब्रह्म एव भवति। ('હું બ્રહ્મરૂપ છું') એ પ્રમાણે બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનારો વિદ્વાન પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે; વગેરે અનેક શ્રુતિઓ તે બ્રહ્મવેત્તા પુરુષને તે બ્રહ્મસાક્ષાત્કાર વડે (૧) અજ્ઞાનની નિવૃત્તિ તથા (૨) બ્રહ્માનંદની પ્રાપ્તિરૂપ ફળ વર્ણન કરે છે. ॐ

श्री गुरुभ्यो नमः । श्री शंकराचार्येभ्यो नमः ॥

# પરિશિષ્ટ—૨

## (કેટલાક કઠણ શબ્દોનો ખુલાસો)

**અલૌકિક**=શાસ્ત્રની આજ્ઞા વિના કેવળ રાગથી પ્રાપ્ત જે આહારાદિક તેને લૌકિક કહીએ. તે લૌકિક વ્યવહારથી જે ભિન્ન હોય તે અલૌકિક કહેવાય.

**અવિગીત**=જે આચાર નરક આદિરૂપ બળવાન અનિ-ષ્ટનો અજનક હોવા છતાં સ્વર્ગાદિ રૂપ ઇષ્ટનું સાધન હોય તે આચાર **અવિગીત** કહેવાય.

**અવ્યુત્પન્ન પુરુષ**=જેપુરુષને અમુક શબ્દનો અમુક અર્થ છે એવું જ્ઞાન ન હોય તે પુરુષ 'અવ્યુત્પન્ન' કહેવાય.

**આપાત્ જ્ઞાન**=અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં અસમર્થ જ્ઞાનનું નામ 'આપાત્ જ્ઞાન' છે.

**ઈશ્વરપ્રણિધાન**=(૧) ઈશ્વરનો વાચક પ્રણવ (ૐ) શબ્દ છે. તે ૐરૂપ પ્રણવનો જે જપ તથા માંડૂક્ય ઉપ-નિષદ, પંચીકરણ વાર્તિકમાં કહેલા પ્રકારથી તે પ્રણવ અર્થનું જે ચિંતન તેનું નામ 'ઈશ્વરપ્રણિધાન' અથવા—

(૨) જીવ અને બ્રહ્મના એકત્વરૂપ પ્રણવના અર્થનું ચિંતન તેનું નામ 'ઈશ્વરપ્રણિધાન.'

**ઉત્તમ પુરુષ**=જીવ અને બ્રહ્મનું જે અભેદસ્વરૂપ, તેને શ્રુતિ ભગવતી 'ઉત્તમ પુરુષ' કહે છે.

**ગ્રંથો** (ત્રણ પ્રકારના) :

૧. **પ્રકરણ ગ્રંથો**—અદ્વૈત સિદ્ધાંતના અગત્યના વિષયોનો, ઉપયોગપૂરતાં પ્રમાણોથી અને યુક્તિઓથી ઉપદેશ કરનારા ગ્રંથો; જેવા કે વિવેકચૂડામણિ.

**૨. પ્રમેય ગ્રંથો**–અદ્વૈત સિદ્ધાંતના સર્વ વિષયોનો, પુષ્કળ પ્રમાણોથી અને નાનાવિધ યુક્તિઓથી ઉપદેશ કરનારા ગ્રંથો; જેવા કે **શાંકરભાષ્ય સહિત** ઉપનિષદો, શ્રીમદ્ ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્રો ( વેદાંતદર્શન ).

**૩. આકર ગ્રંથો**–ભેદવાદના ખંડનની યુક્તિઓના ભંડારવાળા ગ્રંથો; જેવા કે અદ્વૈતસિદ્ધિ.

**તર્ક**–પ્રતિવાદી જે ન માનતો હોય તેને યુક્તિથી તે વસ્તુ ( સિદ્ધાંત ) મનાવવી તેનું નામ ' તર્ક. '

**પ્રજ્ઞાન ઘન**–સર્વદા એક રસજ્ઞાનરૂપપણું, જેને બુદ્ધપણું કહે છે તે બ્રહ્મનું બુદ્ધપણું એટલે ' પ્રજ્ઞાન ઘન. '

**બાધ**–અધિષ્ઠાન બ્રહ્મમાં આ પ્રપંચનો ત્રણે કાળમાં અભાવ–નિશ્ચય તેને ' અપવાદ ' કહે છે અને આ અપવાદ એટલે **બાધ** અથવા **વિલાપન**. તે બાધ ત્રણ પ્રકારનો છે: ૧. શાસ્ત્રીય, ૨. યૌક્તિક અને ૩. પ્રાત્યક્ષિક.

**૧. શાસ્ત્રીય બાધ**–नेह नानास्ति किञ्चन વગેરે શાસ્ત્રપ્રમાણથી અધિષ્ઠાન બ્રહ્મમાં સર્વ પ્રપંચના અભાવનો જે નિશ્ચય થાય છે તેને ' શાસ્ત્રીય બાધ ' કહે છે.

**૨. યૌક્તિક બાધ**–જેવી રીતે મૃત્તિકારૂપ ઉપાદાન કારણથી ઘટરૂપ કાર્યની ભિન્નતાનો અભાવ નિશ્ચય થાય છે, તેવી રીતે સર્વ પ્રપંચનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ જે બ્રહ્મ છે, તે બ્રહ્મથી સર્વ પ્રપંચરૂપ કાર્યના ભિન્નપણાના અભાવનો નિશ્ચય થવાથી, જે બ્રહ્મમાત્રનો નિશ્ચય છે તે ' યૌક્તિક બાધ ' કહેવાય છે.

**( ૩ ) પ્રાત્યક્ષિક બાધ** अहं ब्रह्म, तत्त्वमसि વગેરે મહાવાક્યજન્ય સાક્ષાત્કાર વડે જે કાર્ય પ્રપંચ સહિત અજ્ઞા-

નની નિવૃત્તિ છે, તે 'પ્રાત્યક્ષિક બાધ' કહેવાય છે.

**મનોનાશ**–રાજસ તામસ વૃત્તિઓના નિરોધથી મનની સૂક્ષ્મતા થાય છે તેનું નામ **મનોનાશ** તેના (૧) અરૂપનાશ અને (૨) સરૂપનાશ એવા બે પ્રકાર છે.

**અરૂપનાશ**–તે મનનો, પુનરુત્થાનથી રહિત એવો જે સ્વરૂપથી જ નાશ છે તેને 'અરૂપનાશ' કહે છે.

મનના આ અરૂપનાશથી તત્ત્વવેત્તા પુરુષને વિદેહ-મુક્તિની પ્રાપ્તિ થાય છે.

૨. **સરૂપનાશ**–તે મન, સ્વરૂપથી વિદ્યમાન હોવા છતાં ઉપાય વડે મનની વૃત્તિઓનો જે નાશ છે, તેને 'સરૂપ-નાશ' કહે છે.

મનના આ સરૂપનાશથી આ તત્ત્વવેત્તા પુરુષને જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે.

**યોગ, ક્ષેમ**–યોગ (૧) અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ.

(૨) દેહાદિક સર્વ અનાત્મ પદાર્થોમાં આત્મત્વ બુદ્ધિના પરિત્યાગથી આ જ્ઞાનવાન પુરુષની બ્રહ્માનંદ સ્વરૂપે જે સ્થિતિ તેનું નામ 'યોગ.'

ક્ષેમ–(૧) પ્રાપ્ત પદાર્થની રક્ષા.

(૨) પ્રબળ પ્રારબ્ધના યોગ (સંબંધ) વડે પણ વિદ્વાન પુરુષની બ્રહ્મનિષ્ઠામાંથી જે અપ્રચ્યુતિ છે તેનું નામ 'ક્ષેમ.'

**લોકસંગ્રહ**–સદાચારમાં પોતે પ્રવર્તે અને લોકોને પણ તે સદાચારમાં પ્રવર્તાવે તેને 'લોકસંગ્રહ' કહે છે.

**વિરાટ**–સમષ્ટિ સ્થૂળ શરીર ઉપહિત જે ચૈતન્ય તેને 'વિરાટ, વૈશ્વાનર' કહે છે.

વિવિધ પ્રકારથી પ્રકાશમાન (દેખાતો) હોવાથી તેને 'વિરાટ' કહે છે અને સર્વ નરોનો અભિમાની હોવાથી તેને 'વૈશ્વાનર' કહે છે.

વિપાક–કર્મના ફળનું નામ 'વિપાક.'

સંપત્તિ–મહાવાક્ય વડે 'હું બ્રહ્મરૂપ છું' એવા પ્રકારનું જે જ્ઞાન ઊપજે છે તેનું નામ 'સંપત્તિ.'

સ્વરૂપાભિનિષ્પત્તિ–જીવ અને બ્રહ્મના અભેદ જ્ઞાન વડે ઊપજેલું સર્વદ્વૈતથી રહિતતારૂપ જે ફળ તે 'સ્વરૂપાભિનિષ્પત્તિ.'

શિષ્ટ–જે પુરુષ વેદોની પ્રમાણુતાનો સ્વીકાર કરે છે તે 'શિષ્ટ' પુરુષ કહેવાય છે.

ॐ तत्सत्

## વેદાંતના પારિભાષિક શબ્દોનો સંક્ષિપ્ત કોષ

**अज्ञान :** આ શબ્દના નીચે પ્રમાણે પાંચ અર્થ આપ્યા છે :

૧ કાર્યમાત્રનું જે ઉપાદાન હોઈને સત્ અને અસત્ શબ્દથી કહી શકાય નહિ એવું.

૨ કેટલાક જ્ઞાનનો અભાવ તેને અજ્ઞાન કહે છે.

૩ જે મિથ્યા હોઈને સાક્ષાત્ જ્ઞાન થવાથી નિવૃત્ત થાય છે તે અજ્ઞાન.

૪ જે સત્ય પદાર્થથી અને અસત્ય પદાર્થથી વિલક્ષણ હોય તે અજ્ઞાન. અજ્ઞાન સત્ય નથી કેમ કે જ્ઞાનથી તેનો નાશ થાય છે અને તે અસત્ય પણ નથી, કેમ કે 'હું બ્રહ્મને જાણતો નથી' એવો અજ્ઞાનનો અનુભવ થાય છે, માટે એને 'અનિર્વચનીય' પણ કહે છે.

૫ સત્ વસ્તુથી વિલક્ષણ, અનાદિ તથા જ્ઞાનથી નિવૃત્ત થાય એવો પદાર્થ તે અજ્ઞાન. 'અસત્' એ કાંઈ વસ્તુ જ નથી, માટે 'અસત્‌થી વિલક્ષણ' એમ અહીં કહ્યું નથી. એને જ મૂળ પ્રકૃતિ, પ્રલયાવસ્થા, અવ્યક્ત, અવ્યાકૃત, અક્ષર, અવિદ્યા, તમ વગેરે કહે છે. (અજ્ઞાનના બીજા અર્થો માટે વાંચો 'દાર્શનિક કોષ') અજ્ઞાનના બે પ્રકાર છે:

૧ मूलाज्ञान : શુદ્ધ ચેતનને આશ્રયે રહી તેને જે ઢાંકે તે.

૨ तुलज्ञान : પદાર્થ (ઘટાદિ) અવચ્છિન્ન ચેતનને ઢાંકે તે.

અથવા ૧ समष्टि अज्ञान : અનેક વૃક્ષો છે, છતાં તે વૃક્ષોનો સમૂહ એક વન સ્વરૂપે અથવા અનેક વ્યક્તિઓની જાતિ જુદી જુદી છે, છતાં બધાયની એક બ્રાહ્મણ-ત્વાદિ જાતિરૂપે, જે એક બુદ્ધિનો વિષય તે.

૨ व्यष्टि अज्ञान : જુદાં જુદાં વૃક્ષોની પેઠે અથવા જુદી જુદી વ્યક્તિની જાતિ પેઠે અનેક બુદ્ધિનો વિષય તે.

अज्ञाननी शक्ति : તે અજ્ઞાનનું સામર્થ્ય. તે બે પ્રકારનું છે.

૧ ज्ञानशक्ति, ૨ क्रियाशक्ति : અથવા–

૧ आवरणशक्ति : જેને આશ્રયે રહે તે અધિષ્ઠાનને ઢાંકવાવાળું જે અજ્ઞાનમાં સામર્થ્ય છે તે.

૨ विक्षेपशक्ति : પ્રપંચ (જગત) અને તેનું જ્ઞાન ઉત્પન્ન કરનારું જે અજ્ઞાનમાં સામર્થ્ય છે તે.

अज्ञानना भेद ५ : અજ્ઞાન સંબંધમાં વેદાંત આચાર્યોના પાંચ ભિન્ન ભિન્ન મતો :

૧ माया अविद्यारूप अज्ञान : કોઈ અજ્ઞાનને માયા (સમષ્ટિ અજ્ઞાનમય ઈશ્વરની ઉપાધિ) અને અવિદ્યા (વ્યષ્ટિ

અજ્ઞાનમય જીવોની ઉપાધિ)રૂપ માને છે.

૨ ज्ञान क्रियाशक्तिरूप अज्ञान : કોઈ અજ્ઞાનને જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ રૂપ માને છે.

૩ विक्षेप आवरणरूप अज्ञान : કોઈ અજ્ઞાનને આવરણરૂપ તથા વિક્ષેપરૂપ માને છે.

૪ समष्टि व्यष्टिरूप अज्ञान : કોઈ અજ્ઞાનને સમષ્ટિ-(ઈશ્વરની ઉપાધિ)રૂપ અને વ્યષ્ટિ(જીવની ઉપાધિ)-રૂપ માને છે.

૫ कारणरूप अज्ञान : કોઈ અજ્ઞાનને જગતના ઉપાદાન-કારણ મૂળ પ્રકૃતિમય ઈશ્વરની ઉપાધિરૂપ માને છે; અને તે પક્ષમાં જીવને કાર્ય (અંતઃકરણ) ઉપાધિ-વાળો માન્યો છે.

अतलादि : (સપ્તલોક) ૧ અતલ, ૨ વિતલ, ૩ સુતલ, ૪ તલાતલ, ૫ રસાતલ, ૬ મહાતલ, ૭ પાતાલ.

अध्यात्मम् શબ્દના નીચે પ્રમાણે ત્રણ અર્થ છે : ૧ આત્મા એટલે દેહ ઇંદ્રિયાદિ, ક્ષેત્રજ્ઞ, બ્રહ્મ, વગેરેના સંબંધથી આત્માનું જે નિરૂપણ તે અધ્યાત્મ (જ્ઞાન) કહેવાય છે.

૨ આત્મા એટલે શરીરને અનુલક્ષીને જે કાંઈ કહેવામાં આવે તે અધ્યાત્મ, એવો સામાન્ય અર્થ છે.

૩ અંતઃકરણ અને ઇંદ્રિયોને પણ ક્વચિત 'અધ્યાત્મ' નામથી ઓળખવામાં આવે છે.

अध्यात्म आदि ત્રણ છે. ૧ ઇંદ્રિય (અધ્યાત્મ), ૨ દેવતા (અધિદૈવ), ૩ વિષય (અધિભૂત).

अध्यात्म ताप : આત્માનો આશ્રય કરીને રહેવાવાળાં જે

સ્થૂળ સૂક્ષ્મ શરીર તે અધ્યાત્મ છે. તેમાં રહેલાં જે દુઃખ તે અધ્યાત્મ તાપ અગર અધ્યાત્મ દુઃખ છે. તે બે પ્રકારનાં છે.

૧ आधिताप : માનસિક દુઃખ (અનેક ચિંતાઓ.)

૨ व्याधिताप : શરીરનું દુઃખ. (તાવ, ગૂમડાં આદિક.)

अध्यास (परत्र पूर्वदृष्टावभासः) અર્થ : અન્યમાં અન્યનો અવભાસ તે અધ્યાસ. (૨) ભ્રાંતિજ્ઞાન અને ભ્રાંતિજ્ઞાનનો વિષય તે અધ્યાસ. તે બે પ્રકારના છે :

(क) अर्थाध्यास : ૧ જે પદાર્થ ભાસે છે તે અવભાસ એવો અર્થ કરીએ તો છીપમાં રૂપું ભાસે છે; માટે રૂપું એ અવભાસ થયો, માટે એ પદાર્થરૂપ અવભાસ હોવાથી તે अर्थ+अध्यास કહેવાય. અથવા–

૨ ભ્રાંતિજ્ઞાનનો વિષય. જેમ કે (સર્પાદિ, અથવા દેહાદિ પ્રપંચ.)

(ख) ज्ञानाध्यास : ૧ પદાર્થનો ભાસ જેના વડે થાય છે તે અવભાસ એવો જો અર્થ કરીએ તો अवभासनो અર્થ 'જ્ઞાન' થવાથી તેને ज्ञान+अध्यास કહેવાય. અથવા–

૨ ભ્રાંતિજ્ઞાન (સર્પાદિકનું તથા દેહાદિક પ્રપંચનું જ્ઞાન)

अनादि पदार्थ : ઉત્પત્તિરહિત પદાર્થ. (વેદાંત મત પ્રમાણે તે છ છે.)

૧ જીવ, ૨ ઈશ, ૩ શુદ્ધ ચેતન, ૪ અવિદ્યા (માયા), ૫ ચેતન અને માયાનો સંબંધ અને ૬ તે પાંચ અનાદિ પદાર્થોનો પરસ્પર ભેદ.

अनुबंध : (શબ્દના ચાર અર્થ)

૧ ગ્રંથનું મંગળાચરણ કર્યા પછી તરત જ ગ્રંથના આરંભમાં જે કહેવામાં આવે તે **અનુબંધ.**

૨ પોતાના વિષયનું જ્ઞાન આપીને તે દ્વારા શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવનાર જે વિષય તે **અનુબંધ.**

૩ બધાં જ શાસ્ત્રોના ચાર **અનુબંધ** હોય છે અને તે દરેક શાસ્ત્રના ભિન્ન ભિન્ન હોય છે. એ અનુબંધો જાણીને જ જિજ્ઞાસુઓ તે તે શાસ્ત્રમાં પ્રવૃત્ત થાય છે.

૪ ગ્રંથમાં (૧) અધિકારી, (૨) વિષય, (૩) પ્રયોજન અને (૪) સંબંધ એ ચાર બાબતો કહેલી હોય છે. એ ચાર બાબતો ડાહ્યા માણસોને ગ્રંથમાં પ્રવૃત્તિ કરાવવામાં હેતુ છે, માટે એ ચાર **અનુબંધ** કહેવાય છે. ત્યાં અધિકારી આદિ ચારનું વર્ણન :

૧ अधिकारी : મલવિક્ષેપરૂપ દોષરહિત તથા અજ્ઞાનરૂપ દોષ સહિત હોય અને વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય તે પુરુષ વેદાંતનો અધિકારી છે.

૨ विषय : બ્રહ્મ અને આત્માની એકતા વેદાંતશાસ્ત્રનો વિષય (પ્રતિપાદ્ય) છે.

૩ प्रयोजनः સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ.

૪ संबंध : ગ્રંથનો અને વિષયનો પ્રતિપાદક પ્રતિપાદ્ય-રૂપ ભાવરૂપ સંબંધ છે.

अन्तःकरण : ૧ શરીરની અંદર રહેલું હોઈને સર્વ ઇંદ્રિયોને સહાય કરનારું જે સાધન છે તે **અંતઃકરણ.**

૨ જેમાં જ્ઞાનશક્તિ પ્રધાન છે અને અપંચીકૃત પંચ

મહાભૂતોના સાત્ત્વિક અંશો ભેગા મળવાથી જે ઉત્પન્ન થયું છે તે અંતઃકરણ. તથા-

૩ સર્વજ્ઞાન વગેરેને પ્રત્યક્ષ કરનારું સાધન તે અંતઃકરણ.

अन्तःकरणना प्रकार :

१ मन : સંકલ્પવિકલ્પરૂપ વૃત્તિ.

२ बुद्धि : નિશ્ચયરૂપ વૃત્તિ.

३ चित्त : ચિંતનરૂપ વૃત્તિ. તથા-

४ अहंकार : અહંતારૂપ વૃત્તિ.

अन्तःकरणના ત્રણ દોષ.

१ मलदोष : જન્મજન્માંતરનાં પાપ.

२ विक्षेपदोष : ચિત્તની ચંચળતા.

३ आवरणदोष : સ્વરૂપનું અજ્ઞાન.

अंधत्व=अंधपणुं. (इन्द्रियनुं અંધપણું તથા अंधमंदपटुपणुं માટે જુઓ आन्ध्यादि.)

अभाव=ન અસ્તિ (નથી) એવી પ્રતીતિનો વિષય. તે પાંચ પ્રકારનો છે :

१ प्रागभाव : કાર્યની ઉત્પત્તિ પૂર્વે કારણમાં કાર્યનો જે અભાવ તે प्राक्अभाव.

२ प्रध्वंसाभाव : નાશ પામ્યા પછી જે અભાવ થાય છે તે.

३ अन्योन्याभाव : પરસ્પરમાં જે પરસ્પરનો અભાવ તે. જેમ કે ઘટમાં પટનો અભાવ અને પટમાં ઘટનો અભાવ, વગેરે.

४ अत्यंताभाव : ત્રણે કાળમાં જેનો અભાવ છે તે, જેમ કે આકાશપુષ્પ, વંધ્યાપુત્ર વગેરેની હયાતી જ નથી.

૫ सामयिकाभाव : કોઈ સમયમાં અભાવ. નારદ આદિ ઋષિમુનિઓ પહેલાં પૃથ્વી ઉપર વિચરતા. હવે વિચરતા જોવામાં નથી આવતા.

નોંધ : વેદાંત મતવાળા પાંચમો સામયિકાભાવ નથી માનતા; પરંતુ ચાર પ્રકારના અભાવ માને છે.

अरिवर्ग : પરલોકના વિરોધી, આંતર શત્રુઓનો સમૂહ. તેના (છ પ્રકાર)

૧ કામ–ઇચ્છા અથવા પ્રાપ્ત વસ્તુના ભોગની ઇચ્છા.

૨ ક્રોધ, ૩ લોભ, ૪ મોહ, ૫ મદ અને ૬ મત્સર.

अवधि : ત્રણ પ્રકારની : ૧ બોધની હદ, ૨ વૈરાગ્યની હદ, ૩ ચિત્ત નિરોધરૂપ ઉપશમની હદ : [अवधि=હદ].

अवस्था : ત્રણ દેહનો વ્યવહારકાળ. તે અવસ્થાઓ ત્રણ છે: ૧ જાગ્રત અવસ્થા, ૨ સ્વપ્ન અવસ્થા, ૩ સુષુપ્તિ અવસ્થા. અથવા–

શિશુ આદિ ભેદથી દેહની છ અવસ્થાઓ છે. જેમ કે–

१ शिशु : એક વર્ષના દેહનો સમય;

२ कौमार : પાંચ વર્ષ સુધીના દેહનો સમય;

३ पौगंड : છથી દશ વર્ષ સુધીના દેહનો સમય;

४ किशोर : અગિયારથી પંદર વર્ષ સુધીના દેહનો સમય;

५ यौवन : સોળથી ચાળીસ વર્ષ સુધીના દેહનો સમય.

६ जरा : ચાળીસ વર્ષ ઉપરનો સમય.

अविद्या : क. (પાતંજલ મતમાં) તદ્ભાવથી રહિત પદાર્થમાં જે તદ્ભાવ બુદ્ધિ છે, તેનું નામ **અવિદ્યા**. તે બે પ્રકારની છે :

૧ કાર્ય અવિદ્યા અને ૨ કારણ અવિદ્યા. અથવા–
ખ પાંચ ક્લેશમાંનો પહેલો ક્લેશ એને જ મૂલા અવિદ્યા કહે છે. આ અવિદ્યા **ચાર પ્રકારની** છે:

૧ અનિત્યમાં નિત્યત્વ બુદ્ધિ; જેમ કે બ્રહ્મલોકાદિ અનિત્ય છે તેને નિત્ય માનવા.

૨ અશુચિમાં શુચિત્વ બુદ્ધિ; જેમ કે દેહાદિ અશુચિ છે તેને શુચિ (પવિત્ર) માનવા.

૩ દુઃખ અને તેનાં સાધનોમાં સુખત્વબુદ્ધિ; જેમ કે માળા, ચંદન, વનિતા (સ્ત્રી), પુત્રાદિમાં સુખ-બુદ્ધિ માનવી.

૪ અનાત્મામાં આત્મત્વ બુદ્ધિ; જેમ કે દેહાદિકમાં. અથવા

(ग) અવિદ્યાના બે પ્રકાર: ૧ મૂલાવિદ્યા તથા ૨ તુલા-વિદ્યા. તેના બીજા બે પ્રકાર છે: તે મૂલાવિદ્યા તથા તુલાવિદ્યાના અર્થ માટે अज्ञान–मूलाज्ञान, तुलाज्ञानમાં જુઓ. તથા–

ઘ અન્ય પ્રકારે તેના નીચે પ્રમાણે પાંચ ભેદ છે:

૧ तम: પોતાના સ્વરૂપનું અજ્ઞાન.

૨ मोह: દેહાદિમાં 'હું'પણું.

૩ महामोह: વિષયભોગમાં ઇચ્છા.

૪ तामिस्र: વિષયેચ્છા પૂરી થવામાં કંઈ વિઘ્ન આવ-વાથી થતો ક્રોધ, અને–

૫ अंधतामिस्र: ભોગ અથવા તેનાં સાધનોનો નાશ થવાથી 'મારો નાશ થયો' એવી બુદ્ધિ.

अहंकार: ૧. અભિમાનરૂપ અંતઃકરણની વૃત્તિ. ૨. સાંખ્યમત પ્રમાણે અહંકાર એટલે મહત્તત્ત્વની વિકૃતિ (કાર્ય)

એ અહંકારના નીચે પ્રમાણે બે બે પ્રકારો છે:

१ शुद्ध अहंकार–સ્વસ્વરૂપનો અહંકાર.

२ अशुद्ध अहंकार–દેહાદિ અનાત્માનો અહંકાર.

१ सामान्य अहंकार–'હું' એવી સામાન્ય અહંકારની વૃત્તિ. તથા–

२ विशेष अहंकार–'હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું' ઇત્યાદિ સ્ફુરણરૂપ ચિત્તની વૃત્તિ. અને–

१ मुख्य अहंकार–ફૂટસ્થ (સાક્ષી), ચિદાભાસ અને દેહ વગેરેને એકમેક માની અજ્ઞાનીને આખાય સમૂહમાં અહમ્ શબ્દનો સંબંધ કરી જે અહમ્‌ની સ્ફુરણા થવી તે શક્તિવૃત્તિથી જાણવા યોગ્ય અહમ્ શબ્દના અર્થને વિષય કરવાવાળો અહંકાર. તથા–

२ अमुख्य अहंकार–વિવેકીને વ્યવહારદશામાં (૧) દેહાદિ સહિત ચિદાભાસમાં અને (૨) પરમાર્થદશામાં કેવળ 'ફૂટસ્થ'માં અહમ્ શબ્દનો સંબંધ કરી જે અહમ્‌ની સ્ફુરણા થવી તે લક્ષણા વૃત્તિથી જાણવાયોગ્ય અહમ્ શબ્ના અર્થને વિષય કરવાવાળો અહંકાર.

असंभावना : 'અમુક વસ્તુ નથી' એવો નિષેધરૂપ જે મજબૂત સંશય તે અસંભાવના કહેવાય. તે બે પ્રકારની:

१ प्रमाणगत असंभावना–પ્રમાણ (વેદ) સંબંધી અસંભવનું જ્ઞાન.

२ प्रमेयगत असंभावना–પ્રમેય (મોક્ષ આદિક પદાર્થ) સંબંધી અસંભવનું જ્ઞાન.

आत्मा : (૧) સર્વ દેહોમાં જે પૂર્ણ છે તે **આત્મા.** (૨) હું એવા જ્ઞાનનો જે વિષય તે **આત્મા.** (૩)

જે વિષયોને પ્રાપ્ત કરે છે, જે વિષયોને ગ્રહણ કરે છે, જે વિષયોને ભોગવે છે, જે નિરંતર એકસરખો રહે છે, તે **આત્મા** કહેવાય છે.

(બૌદ્ધ, ન્યાયાદિના મતમાં આત્મા કેવો છે તે જાણવા દાર્શનિક કોષ વાંચવો.) વળી તે આત્માના નીચે પ્રમાણે ત્રણ-ત્રણ પ્રકાર છે:

૧ જ્ઞાનાત્મા (બુદ્ધિ); ૨ મહાનાત્મા (મહત્તત્ત્વ); ૩ શાંતાત્મા (શુદ્ધ બ્રહ્મ) તથા–

૧ મિથ્યાત્મા: સ્થૂળ સૂક્ષ્મ સંઘાત (શરીર);

૨ ગૌણાત્મા–પુત્ર. ૩ મુખ્યાત્મા–સાક્ષી; કૂટસ્થ.

આનંદ=પ્રીતિ વગેરે. ૧ વૃત્તિ અવિચ્છિન્ન ચૈતન્ય તે **આનંદ.** અવિચ્છિન્ન કહેવાનું કારણ એ છે કે, ચૈતન્યના જેટલા ભાગમાં પ્રેમવૃત્તિ વ્યાપેલી હોય તેટલો ચૈતન્યનો ભાગ **આનંદ** કહેવાય. અથવા–

૨ સાત્ત્વિક એકાગ્રબુદ્ધિમાં પ્રતિબિંબિત સુખરૂપ આત્મા તે **આનંદ**; અથવા સુખરૂપ આત્મામાં પ્રતિબિંબિત વૃત્તિ તે **આનંદ**; અથવા

૩ જે સુખથી અધિક બીજું સુખ નથી, એવી સુખરૂપતાને **આનંદ** કહે છે અને–

૪ મારે કાંઈ જોઈતું નથી, હું પરિપૂર્ણ છું, એવી સંતોષાત્મક ચિત્તવૃત્તિ એ આનંદનું ઉપલક્ષણ છે. તે આનંદના ત્રણ પ્રકાર: બ્રહ્માનંદ, વિષયાનંદ અને વાસનાનંદ.

૧ બ્રહ્માનંદ: નિદ્રા ન હોય તે વખતનો, દ્વૈતભાવ વગરનો, બ્રહ્માભિમુખ વૃત્તિથી આવિર્ભૂત જે આનંદ

તે; (૨) સમાધિમાં આવિર્ભૂત આનંદ અથવા (૩) સુષુપ્તિગત જે બિંબભૂત આનંદ તે **બ્રહ્માનંદ** છે.

નિજાનંદ, યોગાનંદ, મુખ્યાનંદ, અદ્વૈતાનંદ, આત્માનંદ એ બધાં એનાં જ નામ છે.

૨ विषयानंद : જાગ્રત સ્વપ્નમાં સ્રક્ (પુષ્પની માળા), ચંદન, વનિતા આદિ વિષયની પ્રાપ્તિરૂપ નિમિત્તથી તે વિષયોમાં એકાગ્ર થયેલી બુદ્ધિમાં આત્મસ્વરૂપભૂત આનંદનું જે ક્ષણિક પ્રતિબિંબ થાય છે તે.

વિદ્યાનંદનો પણ એ આનંદમાં અંતર્ભાવ થાય છે. એ આનંદને **લેશાનંદ** તથા **માત્રાનંદ** પણ કહે છે અને–

૩ वासनानंद : સુષુપ્તિ અવસ્થાના બ્રહ્માનંદમાંથી ઉત્થાન પામેલી ઉદાસીન દશામાં જે આનંદનો અનુભવ થાય છે તે.

आन्ध्यादि=અંધપણું આદિ નેત્રના ત્રણ ધર્મો; એ નેત્રનો અંધપણું ધર્મ કહ્યો. તે પ્રમાણે જિહ્વાનું મૂકપણું અને શ્રોત્રનું બધિરપણું આદિ ધર્મો પણ સમજી લેવા.

૧ आन्ध्य=અંધપણું : ચક્ષુથી સર્વથા રૂપવિષય ન દેખાવો તે. તે જ પ્રમાણે બીજી ઇંદ્રિયોથી પણ પોતપોતાના વિષયો ન ગ્રહણ થવા તે..

૨ मांद्य=ઇંદ્રિયો વડે પોતપોતાના વિષયોનું સ્વલ્પ ગ્રહણ.

૩ पटुत्व=ઇંદ્રિયો વડે પોતપોતાના વિષયોનું સ્પષ્ટ ગ્રહણ.

आश्रम (ચાર):

૧. બ્રહ્મચર્ય, ૨. ગૃહસ્થ, ૩. વાનપ્રસ્થ અને ૪. સંન્યાસ.

उद्देश: વસ્તુનું પ્રતિપાદન કરનાર નામમાત્ર તે ઉદ્દેશ. જેમ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, અભાવ; એ રીતે દ્રવ્યાદિનાં નામમાત્રથી કથન તે.

उद्देशादि (ત્રણ):

૧ उद्देश–નામમાત્ર કહેવું. ૨ लक्षण–અસાધારણ ધર્મ. ૩ परीक्षा–પદકૃતિ. (અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ તથા અસંભવ એ દોષોનો વિચાર.)

अव्याप्ति આદિ ત્રણ દોષના ખુલાસા માટે જુઓ लक्षणदोष.

उपवायु ના પાંચ પ્રકાર માટે વાંચો प्राण શબ્દ.

उपासना : નિકૃષ્ટ (નીચા દરજ્જાની) વસ્તુમાં ઉત્કૃષ્ટ વસ્તુની બુદ્ધિનું નામ **ઉપાસના** છે.

જેને ચિંતન અથવા મનન કહે છે, તે રૂપ માનસી ક્રિયા તે **ઉપાસના.**

વસ્તુના સ્વરૂપની અપેક્ષા રાખ્યા સિવાય જે પુરુષની ઇચ્છાને માત્ર આધીન હોય એવું મનના પ્રવાહનું રૂપ તે **ઉપાસના.** તેના બે બે પ્રકાર છે:

૧ सगुण उपासना–(क) કારણબ્રહ્મ (ઈશ્વર) અને (ख) કાર્યબ્રહ્મ(હિરણ્યગર્ભ આદિ)ની ઉપાસના.

૨ निर्गुण उपासना–શુદ્ધ બ્રહ્મની ઉપાસના તથા–

૧ अहंग्रह उपासना–ઉપાસ્ય સ્વરૂપ અને હું એક જ છીએ એમ પોતાની સાથે ઉપાસ્યનું અભેદરૂપે ચિંતન તે અહંગ્રહ ઉપાસના છે અને–

૨ प्रतीक उपासना–[ (**પ્રતીક**=અવયવ; પ્રતિરૂપ; ઊલટું.) જે જ્ઞાનનો આશ્રય બીજી વસ્તુ છે, તેનાથી અન્ય

વસ્તુમાં તે જ્ઞાનને સ્થાપન કરવું તે પ્રતીક.

અથવા—અમુક વસ્તુથી ભિન્ન હોઈને તેના અર્થનું જે બાધક હોય તે. (જેમ વિષ્ણુનું પ્રતીક શાલિગ્રામ.) ]

આદિત્ય વગેરે બ્રહ્મનાં પ્રતીકમાં 'એ બ્રહ્મ છે' એવી દૃષ્ટિ કરી ઉપાસન કરવું તે **પ્રતીક ઉપાસન.** એ **પ્રતીક ઉપાસનાના** ચાર પ્રકાર છે: ૧. સંપદુપાસના, ૨. આરોપોપાસના, ૩. સંસર્ગોપાસના અને ૪. અધ્યાસોપાસના.

**ऊर्मि ૬**—જન્મ, મરણ, ક્ષુધા, તૃષા, શોક અને મોહ એ છ ઊર્મિઓ કહેવાય છે; કેમ કે એ છ સમુદ્રની લહેરો(ઊર્મિઓ)ની પેઠે ચિત્તને ક્ષોભ પમાડનાર છે. તેમાં-

જન્મ, મરણ—એ બે દેહના ધર્મ છે;
ક્ષુધા, તૃષા—એ બે પ્રાણના ધર્મ છે;
શોક, મોહ—એ બે મનના ધર્મ છે. (શોક તથા મોહને ઠેકાણે કોઈ સુખ તથા દુઃખને પણ ગણાવે છે.)

**एषणा**—૧. ઇચ્છા, ચાહના અથવા વાસના. ૨. અભિમાન.

૧ **पुत्रैषणा**—પુત્રપ્રાપ્તિની ઇચ્છા;
૨ **वित्तैषणा**—ધનપ્રાપ્તિની ઇચ્છા;
૩ **लोकैषणा**—સર્વ લોક મારી સ્તુતિ કરે અને કોઈ પણ મારી નિંદા ન કરે એવી ઇચ્છા.
અથવા પરલોકની ઇચ્છા.

**करण**—વ્યાપારવાળું એવું જે અસાધારણ કારણ છે, તે કરણ કહેવાય છે. જેમ ઘડારૂપ કાર્ય પ્રતિ દંડ એ કરણ

છે. એ દંડ ભ્રમણુ કરાવવારૂપ વ્યાપારવાળો છે તથા અસાધારણુ કારણુરૂપ પણુ છે, માટે એ દંડ ઘટના સંબંધમાં કરણુ કહેવાય છે.

એ જ પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચારે પ્રત્યક્ષાદિક પ્રમાનાં કરણુ કહેવાય છે.

करणत्रयम्–મન, વાણીં અને શરીર. ક્રિયા કરવાનાં સાધન હોવાથી તે ત્રણુ કરણુ કહેવાય છે.

कर्तव्यः ૧. કરવા યોગ્ય. ૨. જે અવશ્ય કરવું જોઈએ તે. તેના ત્રણુ પ્રકાર:

૧. कर्तव्य–કરવા યોગ્ય જ્ઞાનનું સાધન.

૨. ज्ञातव्य–જાણુવા યોગ્ય, જ્ઞાનનો વિષય. (બ્રહ્મ અને આત્માની એકતા.)

૩ प्राप्तव्य–પ્રાપ્ત કરવા યોગ્ય, જ્ઞાનનું ફળ મોક્ષ.

कर्म : ૧. શુભ અને અશુભ અદૃષ્ટને ઉત્પન્ન કરનારો વ્યાપાર તે કર્મ. અથવા–

૨. શુભ અને અશુભ ક્રિયાથી જન્ય જે અદૃષ્ટ તે કર્મ અને–

૩. (પાતંજલ મતમાં) વિહિત નિષિદ્ધ ક્રિયાથી જન્ય જે ધર્માધર્મ તે કર્મ. (આ સિવાય કર્મની બીજી સાત વ્યાખ્યાઓ માટે વાંચો દાર્શનિક કોષ.)

कर्मेन्द्रिय : જે ઇંદ્રિયોથી ક્રિયા થાય છે તે. તે પાંચ છેઃ ૧. વાક્, ૨. પાણિ, ૩. પાદ, ૪. શિશ્ન અને ૫. ગુદ.

कर्मना प्रकार : ૧. પુણ્યકર્મ, ૨. પાપકર્મ, ૩. મિશ્રકર્મ.

૧. संचित कर्म–જન્મજન્માંતરમાં કરેલાં કર્મ.

२. आगामि कर्म–વર્તમાન જન્મનાં ક્રિયમાણ કર્મ.

३. 'प्रारब्ध कर्म–વર્તમાન જન્મનાં આરંભક કર્મ. અથવા

१. नित्यकर्म–૧. અવશ્ય અપેક્ષિત ફળનું જે સાધન તે નિત્યકર્મ. ૨. જે ન કરવાથી જરૂર પ્રત્યવાય લાગે તે કર્મ નિત્યકર્મ કહેવાય છે; જેમ કે સ્નાન, જપ, હોમ, દેવપૂજન, આતિથ્ય અને વૈશ્વદેવ–એ છ નિત્યકર્મ છે.

२ नैमित्तिक कर्म–કોઈ એક નિમિત્ત પ્રાપ્ત થવાથી જે કર્મ કરવામાં આવે તે. જેમ કે પુત્રની ઇચ્છાના નિમિત્તથી પુત્રેષ્ટિ યાગ, એ નૈમિત્તક કર્મ કહેવાય.

३ काम्य कर्म–જે કરવાથી ફળની પ્રાપ્તિ થાય પણ જે ન કરવાથી પ્રત્યવાય લાગે નહિ તેને કામ્ય કર્મ કહે છે; જેમ કે જેને સ્વર્ગની ઇચ્છા હોય તે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરે; તેને સ્વર્ગની પ્રાપ્તિરૂપ ફળ મળે, પણ જેને સ્વર્ગની ઇચ્છા નથી તેને તે ન કરવાથી કાંઈ પાપ લાગતું નથી.

४ प्रायश्चित्त कर्म: પાપનો ક્ષયમાત્ર કરે એવું કર્મ. જેમ કે કૃચ્છ્ર ચાંદ્રયણાદિ કર્મ.

'પ્રાયશ્ચિત્ત' એ શબ્દમાં પ્રાયઃનો અર્થ 'તપ' થાય છે અને चित्त શબ્દનો અર્થ 'નિશ્ચય' થાય છે. માટે નિશ્ચયયુક્ત જે તપ તે પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

५ निषिद्ध कर्म: શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રે જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે તે કર્મ; જેમ કે બ્રહ્મહત્યા, સુરાપાન વગેરે.

कला १६–स प्राणमसृजत, प्राणात् श्रद्धां, खं, वायुर्ज्योतिरापः

पृथिवीन्द्रियम, मनोऽन्नम् अन्नाद्वीर्यम्, तपोमन्त्राः, कर्मलोका लोकेषु च नाम च।

प्राणश्रद्धाखादिभूतपञ्चकं चेन्द्रियं मनः।
अन्नं वीर्यं तपोमन्त्राः कर्मलोकाश्च ताः कलाः॥

(આ શ્લોકમાં 'નામ' સિવાય આત્માની પંદર કળાઓ કહી છે.)

(આત્મા, પુરુષની સોળ કળાઓ)

૧. હિરણ્યગર્ભ (સમષ્ટિ પ્રાણ), ૨. શ્રદ્ધા, ૩. આકાશ, ૪. વાયુ, ૫. તેજ, ૬. જલ, ૭. પૃથ્વી, ૮. દશ ઇંદ્રિય, ૯. મન, ૧૦. અન્ન, ૧૧. બળ, ૧૨. તપ, ૧૩. મંત્ર, ૧૪. કર્મ, ૧૫. લોક, ૧૬. નામ.

(વિશેષ ખુલાસા માટે જુઓ પ્રશ્ન ઉપનિષદ.)

**कालत्रयम्**: ૧. (અતીત) ભૂત, ૨. ભવિષ્યત્ અને ૩. વર્તમાન, એવા પ્રકારના વ્યવહારનો જે હેતુ હોય છે તે કાળ કહેવાય છે.

**कोशः** તરવારને જેમ મ્યાન (કોખ) ઢાંકે છે, તેમ આત્માને ઢાંકે છે તે કોશ. આ કોશ પાંચ છે:

१ अन्नमयकोश: સ્થૂળ શરીર;
२ प्राणमयकोश: પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો
३ मनोमयकोश: પાંચ કર્મેન્દ્રિયો સહિત મન;
४ विज्ञानमयकोश: પાંચ જ્ઞાનેંદ્રિયો સહિત બુદ્ધિ; અને–
५ आनंदमयकोश: કારણ શરીર અથવા સુષુપ્તિ.

**कौशिक**: અન્નમય કોશમાં (સ્થૂળ દેહના ઘટક) નીચે લખેલા છ પદાર્થો:

૧. ત્વક્, ૨. માંસ, ૩. રુધિર, ૪. મેદ, ૫. મજ્જા,

૬. અસ્થિ.

क्रिया(कर्म)નાં ચાર ફલ:

१ उत्पत्ति: જન્મ.

२ प्राप्ति: ગમનરૂપ ક્રિયાનું ઇચ્છિત દેશની પ્રાપ્તિ-રૂપ ફળ.

३ विकार: બીજા રૂપની પ્રાપ્તિ; જેમ કે પાકરૂપ ક્રિયાથી અન્નનું બીજું સ્વરૂપ થાય છે તે.

४ संस्कार: મળની નિવૃત્તિ અને ગુણની પ્રાપ્તિ; (દોષ-નિવૃત્તિ અને ગુણાધાન) ભેદથી સંસ્કારના બે પ્રકાર છે; જેમ કે વસ્ત્રને ધોવાથી તેનો મેલ નિવૃત્ત કરવા-રૂપી ફળ એ પ્રથમ સંસ્કાર અને આમ સ્વચ્છ કરેલું વસ્ત્ર કોઈ રંગના કૂંડામાં બોળવાથી તે બોળવા-રૂપ ક્રિયાથી બીજા રંગની ઉત્પત્તિ તે બીજો સંસ્કાર. (વિશેષ ખુલાસા માટે વિચારસાગર જુઓ.)

१ क्लेश=૧. પીડારૂપ લક્ષણવાળો મનોવિકાર તે ક્લેશ. અથવા—

२ અવિદ્યાદિ પાંચમાંથી ગમે તે એકને ક્લેશ કહે છે. યોગદર્શનમાં નીચે પ્રમાણે પાંચ ક્લેશ કહ્યા છે:

१ अविद्या=ચાર પ્રકારની (કાર્ય) અવિદ્યા. અર્થ માટે અવિદ્યા શબ્દ જુઓ.

२ अस्मिता=સામાન્ય અહંકાર. આત્મા (સાક્ષી) અને બુદ્ધિની એકતાનું જ્ઞાન.

३ राग=દૃઢ આસક્તિ.

४ द्वेष=ક્રોધ.

५ अभिनिवेश=મરણનો ભય. આયુષ્ય હવે બાકી નથી

એમ જાણવા છતાં અને આ શરીર ઇંદ્રિયાદિ પણ અનિત્ય છે એમ જાણવા છતાં તેમનાથી મારો વિયોગ ન થાઓ એવો વિદ્વાનથી આરંભી સ્ત્રી–બાળક–સર્વ પ્રાણીમાત્રને સાધારણ એવો જે મરણનો ત્રાસ (ભય) હોય છે તે **અભિનિવેશ.**

ख्याति : ભ્રમજ્ઞાન, પ્રતીતિ અને કથનરૂપ વ્યવહાર. એ ભ્રમજ્ઞાનનું પ્રતિપાદન જુદા જુદા શાસ્ત્રકારો જુદી જુદી રીતે કરે છે. તે બધાની મળીને પાંચ ખ્યાતિઓ છે.

૧ असत्ख्याति : શૂન્યવાદી બૌદ્ધો, અસત્ સર્પની રજ્જુદેશમાં પ્રતીતિ તથા કથન માને છે તે.

૨ आत्मख्याति : ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધો, ક્ષણિક બુદ્ધિરૂપ આત્માની સર્પરૂપથી પ્રતીતિ અને કથન માને છે તે.

૩ अन्यथाख्याति : નૈયાયિકો, રાફડાં વગેરે દૂર દેશમાં રહેલા સર્પની, કોઈ દોષના બળથી સન્મુખ રજ્જુ-દેશમાં પ્રતીતિ અને કથન માને છે તે.

૪ अख्याति : સાંખ્ય તથા પ્રભાકરના મત પ્રમાણે 'આ સર્પ છે' તેમાં 'આ' અંશ રજ્જુના इदम्‌પણાનું પ્રત્યક્ષ જ્ઞાન છે અને 'સર્પ' એ પૂર્વે જોયેલા સર્પની સ્મૃતિનું જ્ઞાન છે. આ બે જ્ઞાન છે, એવી જે પ્રતીતિ અને કથન માને છે તે.

૫ अनिर्वचनीयख्याति : વેદાંતસિદ્ધાંતમાં, રજ્જુમાં તેની અવિદ્યા વડે અનિર્વચનીય (સત્–અસત્‌થી વિલક્ષણ) સર્પ અને તેનું જ્ઞાન ઊપજે છે, તેની ખ્યાતિ અર્થાત્ પ્રતીતિ અને કથન થાય છે એમ માને છે તે.

चित्तनिरोध માટે ચાર ઉપાયો :

१. अध्यात्मविद्या, २. साधुसंग, ३. वासनात्याग, ४, प्राणायाम.

चिदाभासनी सप्त अवस्थाओ :

१ अज्ञान–'હું જાણુતો નથી' એ વ્યવહારનો હેતુ જે આવરણુ–વિક્ષેપ શક્તિવાળો છે તે.

२ आवरण–અનિર્વચનીય ભાવરૂપ પદાર્થ તે. 'છે નહિ', 'ભાસતું નથી,' એ વ્યવહારનો હેતુ જે અજ્ઞાનનું કાર્ય તે.

३ भ्रान्ति–વિક્ષેપ, ધર્મ સહિત દેહાદિક પ્રપંચ અને તેનું જ્ઞાન.

४ परोक्ष ज्ञान, ५ अपरोक्ष ज्ञान, ६ शोकनाश-भ्रांति (વિક્ષેપ) નાશ. ७ तृप्ति–જ્ઞાનથી થતો અતિ હર્ષ. પહેલી ત્રણ અવસ્થા બંધની હેતુ અને પછીની ચાર મોક્ષની હેતુ છે.

चैतन्यना सप्त प्रकारो :

१ ईश्वरचेतन–માયાવિશિષ્ટ ચેતન; २ जीवचेतन–અવિદ્યા-વિશિષ્ટ ચેતન; ३ शुद्धचेतन–નિરુપાધિક ચેતન; ४ प्रमाताचेतन–(પ્રમાતા) અંતઃકરણુ અવચ્છિન્ન ચેતન; ५ प्रमाणचेतन–પ્રમાણુ (ઇંદ્રિય) દ્વારા શરીરથી બહાર નીકળી ઘટાદિ વિષય પર્યંત પહોંચેલી જે વૃત્તિ તે પ્રમાણુ છે. તે વૃત્તિ અવચ્છિન્ન ચેતન પ્રમાણુચેતન છે. ६ प्रमेयचेतन–પ્રમેય, ઘટાદિ વિષય અવચ્છિન્ન ચેતન. ७ प्रमाचेतन–ઘટાદિ વિષયાકાર થયેલી જે વૃત્તિ તે પ્રમા છે. તે વૃત્તિ અવચ્છિન્ન ચેતન અથવા તેમાં

પ્રતિબિંબિત ચેતન પ્રમાચેતન છે. એને પ્રમિતિ-ચેતન અથવા ફળચેતન પણ કહે છે.

जाति=અનેક ધર્મી (આશ્રય)માં અનુગત જે એક ધર્મ તે જાતિ; અથવા–

અનેક વ્યક્તિઓમાં સમવાય સંબંધે કરીને રહેનારો જ જે નિત્યધર્મ છે તેને જાતિ કહેવાય છે; અથવા–પદાર્થમાં ભાવરૂપ સામાન્યપણે રહેલો ધર્મ. જેમ ઘટમાં ઘટત્વ, પટમાં પટત્વ. એને **જાતિસામાન્ય** કહે છે.

જાતિ પર અને અપર તથા વ્યાપ્ય અને વ્યાપક એમ બે બે પ્રકારની છે.

૧ परजाति : 'ઘટ છે' એવી સર્વત્ર અનુગત જે સત્તા છે તેને ન્યાયમતમાં પર (શ્રેષ્ઠ) જાતિ કહે છે.

૨ अपरजाति : સત્તાથી ભિન્ન ઘટત્વ આદિ જાતિને ન્યાયમતમાં અપર જાતિ કહે છે. તથા–

૧ व्याप्तजाति : ન્યૂનદેશવર્તી જે જાતિ છે તે વ્યાપ્તજાતિ છે; જેમ કે મનુષ્યજાતિ અંતર્ગત બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ વગેરે જાતિ છે તે વ્યાપ્તજાતિ છે.

૨ व्यापकजाति : અધિક દેશમાં સ્થિત જે જાતિ તે વ્યાપકજાતિ છે; જેમ કે બ્રાહ્મણત્વ આદિ વ્યાપ્ત જાતિથી અધિક દેશમાં સ્થિત મનુષ્યત્વ જાતિ છે તે વ્યાપ જાતિ છે.

जीव : (ત્રણ પ્રકારના)

૧ पारमार्थिक जीव–સાક્ષીચેતન;

૨ व्यावहारिक जीव–સાભાસ અંતઃકરણરૂપ જીવ;

३ प्रातिभासिक जीव—સાભાસ અંતઃકરણરૂપ વ્યાવહારિક જીવમાં અધ્યસ્ત સ્વપ્નકાળનો જીવ.

जीवन्मुक्तिनां पांच प्रयोजन—જો કે જીવન્મુક્તિ જ્ઞાનીને સિદ્ધ છે તોપણ અહીં જીવન્મુક્તિ શબ્દ વડે જીવન્મુક્તિના વિલક્ષણ આનંદની અવસ્થા (પંચમ આદિ ભૂમિકા) સમજવી. તેનું પ્રયોજન અર્થાત્ ફળ પાંચ પ્રકારનું છે.

१ ज्ञानरक्षा—જો કે એકવાર થયેલા દૃઢ બોધનો નાશ થતો નથી; તેથી જ્ઞાનરક્ષા સ્વતઃસિદ્ધ છે, તોપણ અહીં નિરંતર બ્રહ્માકાર વૃત્તિની સ્થિતિ જ્ઞાનરક્ષા શબ્દનો અર્થ છે.

२ तप—મન અને ઇંદ્રિયની એકાગ્રતા અથવા શરીર, વાણી અને મનનો સંયમ.

३ विसंवादाभाव—જલ્પ તથા વિતંડાવાદનો અભાવ.

४ दुःखनिवृत्ति—પ્રત્યક્ષ દુઃખની નિવૃત્તિ.

५ सुखप्राप्ति—નિરાવરણ પરિપૂર્ણ અને સવૃત્તિક રૂપ જીવન્મુક્તિના વિલક્ષણ આનંદની પ્રાપ્તિ.

ज्ञान—૧. પ્રત્યગાત્મા દેહાદિથી ભિન્ન છે, અથવા દેહાદિ પ્રત્યક્ આત્માથી ભિન્ન છે, એ પ્રકારનો નિશ્ચય તે જ્ઞાન.

૨. જીવ અને બ્રહ્મના અભેદનો નિશ્ચય તે જ્ઞાન.

૩. પદાર્થને પ્રકાશ કરવાપણું તે જ્ઞાન.

૪. અંતઃકરણની વૃત્તિ વડે જ્ઞાન થાય માટે વૃત્તિને પણ જ્ઞાન કહે છે.

૫. જ્ઞપ્તિ, સંવિત્ એ પણ જ્ઞાનનાં નામ છે.

૬. વૃત્તિઅવિચ્છિન્ન ચૈતન્ય તે **જ્ઞાન.**

× × ×

જ્ઞાનના બે પ્રકાર છે: (૧) પરોક્ષ જ્ઞાન, (૨) અપરોક્ષ જ્ઞાન.

વળી બીજી રીતે એના પાંચ ભેદ છે: (૧) સંશય, (૨) ધારાવાહિક, (૩) કાર્યજ્ઞાન, (૪) અહાર્ય-જ્ઞાન અને (૫) સ્મૃતિ.

**તત્ત્વ**–(વેદાંતમાં) બ્રહ્મ અને આત્માનું એકત્વ એ જ **તત્ત્વ.**

૧ શ્રોત્ર, (૨) ત્વક્, ૩ ચક્ષુ, ૪ જિહ્વા, ૫ ઘ્રાણ, ૬ મન, ૭ બુદ્ધિ, ૮ ચિત્ત, ૯ અહંકાર: આ નવને તત્ત્વો કહે છે.

**તન્માત્રા**: (સાંખ્ય મતમાં) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ સૂક્ષ્મ તત્ત્વોને તન્માત્રાઓ કહે છે. એ આકાશાદિ પાંચ મહાભૂતોનાં સૂક્ષ્મ સ્વરૂપ છે. એ તન્માત્રાઓ અહંકારની વિકૃતિ (કાર્ય) છે.

**તાપ**: અમુક પદાર્થમાં જે પ્રતિકૂળતાનું જ્ઞાન તે **તાપ.**

૧ **અધ્યાત્મ તાપ**: સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરમાં આધિ તથા વ્યાધિરૂપ થનાર જે દુઃખ તે.

૨ **અધિદૈવ તાપ**: દેવતાઓ વડે જે શીત–ઉષ્ણ, અતિ-વૃષ્ટિ, અનાવૃષ્ટિ, વિદ્યુતૂપાત, ભૂકંપ આદિ દુઃખ થાય છે તે.

૩ **અધિભૂત તાપ**: સ્વશરીરથી ભિન્ન, ચક્ષુગોચર, પ્રાણી-(ચોર, વાઘ, શત્રુ)થી થતો જે તાપ તે.

**ત્રિપુટી**: ત્રણ પુટનો એટલે જ્ઞાનના પ્રકારોનો સમુદાય તે

ત્રિપુટી. વાંચો આ પુસ્તકમાં પૃષ્ઠ ૯૪-૯૫ ઉપર ચૌદ ત્રિપુટીઓનો સમુદાય.

द्रव्य : જે પદાર્થ સમવાય સંબંધથી કરીને રૂપાદિક ગુણો-નો આશ્રય હોય તે દ્રવ્ય કહેવાય છે.

× × ×

૧ मूर्तद्रव्य તથા ૨ अमूर्तद्रव्य એમ બે વિભાગમાં નૈયાયિકો નવ દ્રવ્યો માને છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન એ મૂર્ત દ્રવ્યો છે; આકાશ, કાળ, દિશા અને આત્મા એ અમૂર્ત દ્રવ્યો છે.

द्रव्यादि सप्त पदार्थों : (નૈયાયિક મતમાં) ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ સમવાય, ૬ અભાવ, ૭ વિશેષ—એમ સાત પદાર્થો માન્યા છે.

धर्मों (आत्माना બાર ધર્મો) :

૧ नित्य : ઉત્પત્તિ તથા નાશથી રહિત. ૨ अव्यय : વૃદ્ધિ-ક્ષયથી રહિત. ૩ शुद्ध : માયા—અવિદ્યારૂપ મળ રહિત. ૪ एक : સજાતીય ભેદરહિત. ૫ क्षेत्रज्ञ : શરીરરૂપ ક્ષેત્રના જ્ઞાતા. ૬ आश्रय : અધિષ્ઠાન. ૭ अविक्रिय : અવિકારી. ૮ स्वप्रकाश : પોતાના પ્રકાશમાં અન્ય પ્રકાશની અપેક્ષાથી રહિત તથા સર્વના પ્રકાશક. ૯ हेतु : જાળનું કારણ. કરોળિયાની પેઠે જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ. ૧૦ व्यापक અપરિચ્છિન્ન, પરિપૂર્ણ. ૧૧ असंगी : સજાતીય, વિજાતીય અને સ્વગત સંબંધ રહિત. ૧૨ अनावृत : સર્વથા આવરણરહિત.

धर्मों (अनात्माना બાર ધર્મો) :

૧ અનિત્ય, ૨ વિનાશી, ૩ અશુદ્ધ, ૪ નાના, ૫ ક્ષેત્ર,

૬ આશ્રિત, ૭ અવિકારી, ૮ પરપ્રકાશ્ય, ૯ હેતુમાન, ૧૦ વ્યાપ્ત (પરિચ્છિન્ન), ૧૧ સંગી, ૧૨ આવૃત.

ધર્મો (भागवत) ભગવદ્ભક્તના તેર ધર્મો :

૧ સકામકર્મના ફળનું વિપરીત દર્શન, ૨ ધન, ગૃહ, પુત્રાદિમાં દુઃખબુદ્ધિ, ૩ પરલોકમાં નશ્વરબુદ્ધિ, ૪ કુશળ ગુરુ પ્રતિ ગમન, ૫ ગુરુમાં ઈશ્વરબુદ્ધિ તથા નિષ્કપટ સેવા, ૬ પરમેશ્વરને સર્વ કર્મનું સમર્પણ, ૭ ભક્તિવૈરાગ્ય સહિત સ્વરૂપાનુભવ, સાધુસંગ, ૮ શૌચ, તપ, તિતિક્ષા, મૌન, ૯ સ્વાધ્યાય, આર્જવ, બ્રહ્મચર્ય, અહિંસા, દ્વંદ્વસમત્વ (શીત–ઉષ્ણ આદિક દ્વંદ્વનું સહન કરવાનો સ્વભાવ), ૧૦ સર્વત્ર આત્મારૂપ ઈશ્વરનું દર્શન, ૧૧ કૈવલ્ય (એકલા રહેવું), અનિકેત (ઘર નહિ બાંધવું), એકાંત (વિવિક્ત), ચીર-વસ્ત્ર, સંતોષ, ૧૨ સર્વ પ્રાણીઓમાં આત્માના ભગવદ્ભાવનું દર્શન તથા ભગવદ્રૂપ આત્મામાં સર્વ પ્રાણીમાત્રનું દર્શન, ૧૩ દેહમાં નિરભિમાન તથા સ્વપરબુદ્ધિનો અભાવ.

ધાતુ : (સાત છે)

૧ रस : ખાધેલા અન્નના **સૂક્ષ્મ** (પુણ્યપાપ), **મધ્યમ** (અન્નનો સાર) તથા **સ્થૂળ** (મળ) એવા ભેદથી ત્રણ પ્રકારના વિભાગ થાય છે; તેમાંથી જે મધ્યમ વિભાગ છે તે, ૨ रुधिर, ३ मांस, ४ मेद–શ્વેત માંસ, ચરબી, ५ मजा–અસ્થિમાં રહેલો ચીકણો પદાર્થ, ६ अस्थि, ७ रेत–વીર્ય. नाद : સંવૃત કંઠમાં જે અવાજ કરવો તેને **નાદ** કહે છે. नादादित्रय–અનુસ્વારને **બિંદુ** કહે છે; નાદના એક દેશને **કલા** કહે છે. એ ત્રણે (નાદ, બિંદુ અને કલા)ને નાદાદિત્રય કહે છે. અથવા–

१ नाद : ॐકાર વા શબ્દગુણ વા પરા આદિક ચાર વાણી.

२ बिन्दु : ॐકારના અલક્ષ્ય અર્થરૂપ તુરીય પદ.

३ कला : ॐકારની અકારાદિ માત્રા પરાવાણીરૂપ અંશ (શબ્દનો અવયવ).

नाडिका (१०) तथा तेना देवता–

१ इडा : (ચંદ્ર) વામ નાસિકાગત ચંદ્રનાડી,–હરિ દેવતા.

२ पिंगला : (સૂર્ય) દક્ષિણ નાસિકાગત સૂર્ય નાડી,– બ્રહ્મા દેવતા.

३ सुषुम्णा : (મધ્યમા) નાસિકાની મધ્યગત નાડી,– રુદ્ર દેવતા.

४ गान्धारी : દક્ષિણનેત્ર,.....................ઈંદ્ર દેવતા.

५ हस्तिजिह्वा : વામ (ડાબું) નેત્ર,.......વરુણ દેવતા.

६ पूषा : દક્ષિણ (જમણો) કર્ણ,.......ઈશ્વર દેવતા.

७ यशस्विनी : વામ (ડાબો) કર્ણ,........બ્રહ્મા દેવતા.

८ कुहू : ગુદા,...................................પૃથ્વી દેવતા.

९ अलंबुषा : મેઢ્ર (ઉપસ્થ),................સૂર્ય દેવતા.

१० शंखिनी : નાભિ,..............................ચંદ્ર દેવતા.

निग्रह (બે છે) :

१ क्रमनिग्रह : યમ, નિયમ આદિ યોગનાં આઠ અંગો વડે ક્રમથી જે ચિત્તનો નિરોધ કરવામાં આવે છે તે ક્રમનિગ્રહ છે.

२ हठनिग्रह : પ્રાણનિગ્રહરૂપ હઠ વડે અથવા શાંભવી આદિ કોઈ મુદ્રા વડે ચિત્તનો જે નિરોધ કરવામાં આવે છે તે હઠનિગ્રહ છે.

नियम (પાંચ છે):

૧ શૌચ, ૨ સંતોષ, ૩ તપ, ૪ સ્વાધ્યાય, (સ્વશાખાના વેદભાગનો કે ગીતા આદિનો નિત્ય પાઠ કરવો તે); ૫ ઈશ્વર-પ્રણિધાન (ૐકારાદિ ઈશ્વર-ઉપાસના).

निःश्रेयस् : આત્યંતિક દુઃખનિવૃત્તિરૂપ મુખ્ય પ્રયોજન; કલ્યાણ, મોક્ષ, મોક્ષશાસ્ત્રનું પરમ પ્રયોજન, અપવર્ગ, મુક્તિ, બંધનિવૃત્તિ. તેના બે વિભાગ :

१ अनर्थनिवृत्ति. २ परमानन्दनी प्राप्ति.

पाश : ૧ દયા, ૨ શંકા, ૩ ભય, ૪ લજ્જા, ૫ નિંદા, ૬ કુળ, ૭ શીલ, ૮ ધન.

पुरी ૮–(अष्टपुरी–पुर्यष्टक) : આઠ પુરીઓનો સમૂહ.

૧ જ્ઞાનેંદ્રિયપંચક, ૨ કર્મેંદ્રિયપંચક, ૩ અંતઃકરણ-પંચક, ૪ પ્રાણાદિપંચક, ૫ ભૂતપંચક, ૬ કામ, ૭ ત્રિવિધ કર્મ, ૮ અવિદ્યા.

સૂક્ષ્મ શરીર સાથે અવિદ્યા, કામ અને કર્મ વિશેષ ગણીએ તો પુર્યષ્ટક કહેવાય.

पुरुषार्थ : ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંત નિવૃત્તિ તે પુરુષાર્થ, મોક્ષ; અથવા–

૨ સુખની પ્રાપ્તિ અને દુઃખનો નાશ તે પુરુષાર્થ; અથવા

૩ પુરુષ વડે સાધ્ય એવો અર્થ તે પુરુષાર્થ.

पुरुषार्थ (धर्मादि) ४–

१ धर्म : સકામ અથવા નિષ્કામ જે પુણ્ય તે.

२ अर्थ : આ લોક તેમ જ અન્ય લોકમાં ભોગનાં ધનાદિ સાધન તે.

३ काम : આ લોક તથા પરલોકના જે ભોગ તે.

૪ मोक्ष : દુઃખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ.

पूजापात्र : પૂજાને યોગ્યઃ

૧ બ્રહ્મનિષ્ઠ, ૨ મુમુક્ષુ, ૩ હરિદાસ, ૪ સ્વધર્મનિષ્ઠ. (એ ચાર) અથવા–

૧ અવસ્થાવૃદ્ધ, ૨ જાતિવૃદ્ધ, ૩ આશ્રમવૃદ્ધ, ૪ વિદ્યાવૃદ્ધ, ૫ ધર્મવૃદ્ધ, ૬ જ્ઞાનવૃદ્ધ–એ પ્રમાણે છ પ્રકારના.

प्रकृति :નાં છ લક્ષણો :

૧ પૂર્વના કર્મના સંસ્કારને અધીન જે સ્વભાવ તે. અર્થાત્ પૂર્વકર્મના સંસ્કાર પ્રમાણે જે સ્વભાવનું બંધારણ તે પ્રકૃતિ.

૨ બીજા તત્ત્વનું જે ઉપાદાનપણું તે **પ્રકૃતિતત્ત્વ,**

૩ (સાંખ્ય મતમાં) જે ઉત્પત્તિરહિત હોઈને બીજા-(તત્ત્વ)ની જનક હોય તે **મૂળપ્રકૃતિ** કહેવાય છે.

૪ કાર્યરૂપે જે વિકાર પામે છે **તેને પ્રકૃતિ** કહે છે.

૫ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ગુણોની સામ્યાવસ્થા તે **પ્રકૃતિ.** અથવા–

૬ જગતના મૂળ કારણરૂપ અજ્ઞાન તે **પ્રકૃતિ.**

प्रकृति (આઠ પ્રકારની) :

૧ પૃથ્વી, ૨ જળ, ૩ અગ્નિ, ૪ વાયુ, ૫ આકાશ, ૬ મન (સમષ્ટિમનરૂપ અહંકાર), ૭ બુદ્ધિ (સમષ્ટિબુદ્ધિરૂપ મહત્તત્ત્વ) અને ૮ અહંકાર (મહત્તત્વંથી શુદ્ધ અહંકારના કારણ અજ્ઞાનરૂપ મૂળ પ્રકૃતિ.)

प्रकृति–विकृति (સાંખ્ય મત પ્રમાણે)

મહત્તત્ત્વ, અહંકાર અને શબ્દાદિ પાંચ તન્માત્રાઓ એ સાત પ્રકૃતિ–વિકૃતિ કહેવાય છે; કેમ કે તે અનુક્રમે

પોતાની પછીનાનાં કારણ હોવાથી પ્રકૃતિરૂપ છે અને પોતાની પૂર્વનાનાં કાર્ય હોવાથી વિકૃતિરૂપ છે. જેમ કે–

મહત્તત્ત્વ અહંકારની **પ્રકૃતિ કહેવાય;** પણ અજ્ઞાનનું કાર્ય હોવાથી **વિકૃતિ** કહેવાય.

અહંકાર એ શબ્દાદિ તન્માત્રાઓનું કારણ હોવાથી **પ્રકૃતિ** કહેવાય; પણ મહત્તત્ત્વનું કાર્ય હોવાથી **વિકૃતિ** કહેવાય.

પંચતન્માત્રાઓ શબ્દાદિક વિષયોનું કારણ હોવાથી **પ્રકૃતિ** કહેવાય અને અહંકારનું કાર્ય હોવાથી **વિકૃતિ** કહેવાય.

**प्रक्रियाग्रंथ :**

સ્વમતનું સ્થાપન કરનારા ગ્રંથ તે **પ્રક્રિયાગ્રંથ** કહેવાય છે. જેમ કે વેદાંતમતનું સ્થાપન કરનારા ગ્રંથ: પંચદશી, વેદાંતસાર, અપરોક્ષાનુભૂતિ, વાક્યવૃત્તિ, વાક્યસુધા, જીવન્મુક્તિ, વિવેકચૂડામણિ, આત્મબોધ, તત્ત્વબોધ વગેરે ગ્રંથો **પ્રક્રિયાગ્રંથ** કહેવાય છે.

**प्रज्ञा :** ૧ સ્થિતપ્રજ્ઞા, ૨ અસ્થિતપ્રજ્ઞા.

**प्रधान**–(સાંખ્ય મત પ્રમાણે) સત્ત્વાદિ ત્રણ ગુણોની સામ્યાવસ્થાને પ્રધાન કહે છે, એને જ મૂળ પ્રકૃતિ કહે છે. પ્રકૃતિ શબ્દ જુઓ.)

પ્રધાન એક છે તથા ઉત્પત્તિથી રહિત છે, માટે તે કોઈની વિકૃતિ (કાર્ય) નથી.

**प्रपञ्च**–દૃશ્યત્વ જડત્વ, પરિચ્છિન્નત્વ, અને ચૈતન્યથી ભિન્નપણું એ પ્રપંચ(જગત)નું સામાન્ય લક્ષણ છે. તેના

બે પ્રકાર :

१ बाह्यप्रपञ्च, २ आन्तरप्रपञ्च અથવા

१ स्थूलप्रपञ्च, २ सूक्ष्मप्रपञ्च, ३ कारणप्रपञ्च.

प्रमा—

૧ સંશય, વિપર્યય અને તર્કરહિત એવો અનુભવ તે પ્રમા.

૨ પ્રમાણુથી ઉત્પન્ન થયેલું જ્ઞાન તે **પ્રમા**

૩ ચૈતન્ય વડે પ્રકાશિત અંતઃકરણુની વૃત્તિ અથવા વૃદ્ધિમાં બિંબિત ચૈતન્ય તે **પ્રમા**. (દાર્શનિક કોષ)

× × ×

प्रमाण—યથાર્થ અનુભવરૂપ પ્રમા(જ્ઞાન)નું જે કરણુ (સાધન) હોય તે **પ્રમાણુ** કહેવાય; જેમ કે–પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શાબ્દી એ ચાર પ્રકારની પ્રમાઓનું અનુક્રમે કારણુરૂપ હોવાથી (૧) પ્રત્યક્ષ, (૨) અનુ-માન, (૩) ઉપમાન અને (૪) શબ્દ, એ ચાર પ્રમાણુ કહેવાય છે. (ન્યાયમત પ્રમાણે)

વેદાંત મત પ્રમાણે છ પ્રમાણુ છે :

१ प्रत्यक्ष प्रमाण, २ अनुमान, ३ उपमान, ४ शब्द, ५ अर्थापत्ति, ६ अनुपलब्धि प्रमाण.

प्रमाणगत असंभावना—असंभावना શબ્દ વાંચો.

प्रमाता પ્રમા જ્ઞાનનો જે આશ્રય તે **પ્રમાતા** કહેવાય.

प्रमेयगत असंभावना—असंभावना શબ્દ વાંચો.

प्रलय—(માયાવાદીના મત પ્રમાણે) ૧. ત્રણે લોકનો નાશ.

૨ (પૌરાણિક મત). ભૂતોના લયનો આધારકાળ, અર્થાત્ જે કાળમાં પંચમહાભૂત વગેરે નાશ પામે છે તે કાળ.

૩ તમામ ભાવરૂપ કાર્યનો નાશ તે **પ્રલય.** એ પ્રલય પાંચ પ્રકારનો છે :

૧ नित्यप्रलय-ક્ષણુક્ષણુમાં સર્વ કાર્યોનો દીપજ્યોતિની પેઠે જે નાશ થાય છે તે; અથવા સુષુપ્તિ.

૨ नैमित्तिकप्रलय-બ્રહ્માની રાત્રિરૂપ નિમિત્ત વડે ભૂર્ આદિ નીચેના ત્રણુ લોકનો જે નાશ થાય છે તે.

૩ दैनिकप्रलय-બ્રહ્માના દિવસમાં ચૌદ મન્વન્તર થાય છે. તે પ્રત્યેકનો નાશ તે. આને अवान्तर प्रलय અથવા मन्वंतर પણુ કહે છે. કોઈ તો આને नैमित्तिक प्रलय પણુ કહે છે.

૪ महाप्रलय-બ્રહ્માનાં સો વર્ષ પછી બ્રહ્મદેવ સહિત આકાશાદિ સર્વ ભૂતોનો જે નાશ થાય છે તે.

૫ आत्यंतिक प्रलय-જ્ઞાન વડે કારણુ સહિત સર્વ જગતનો બાધ થવો તે.

અથવા બીજી રીતે-૧. સુષુપ્તિ, ૨. મૂર્ચ્છા, ૩. મરણુ, ૪. પુનઃ શરીરપ્રાપ્તિ અને ૫. દૈનંદિન પ્રલય-એવા પણુ પાંચ પ્રકાર કહે છે.

प्राज्ञ-સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણુ લીન થયા છતાં જે માત્ર અજ્ઞાનનો જ સાક્ષી થઈ રહે છે તે **પ્રાજ્ઞ.**

प्राण-૧. શરીરની અંદર વિચરનારો જે વાયુ તે **પ્રાણુ.**

૨. અપંચીકૃત પંચમહાભૂતો એકત્ર થઈ તેના રાજસ અંશમાંથી ક્રિયાશક્તિ પ્રધાન જે વાયુ ઊપજે છે તે **પ્રાણુવાયુ.**

प्राण-(समष्टिः)-હિરણ્યગર્ભ; સમષ્ટિ સૂક્ષ્મ શરીર.

૧૭

## પ્રાણવાયુના પ્રકારો

૧. પ્રાણ, ૨. અપાન, ૩. સમાન, ૪. ઉદાન, ૫. વ્યાન.

પ્રાણવાયુઓનાં સ્થાન તથા કર્મ :

૧ प्राण–હૃદયમાં રહે છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે.

૨ अपान–ગુદામાં રહે છે. મળાદિની અધોનયન ક્રિયા કરે છે.

૩ समान–નાભિમાં રહે છે. અન્નપાચનમાં સહાય કરે છે.

૪ उदान–કંઠ દેશમાં રહે છે. અન્નાદિકને ઊંચે લઈ જાય છે.

૫ व्यान–બધા શરીરમાં વ્યાપીને રહે છે. અન્ન રસાદિકને નાડીઓમાં પહોંચાડે છે.

અર્થાત્ એક જ વાયુ હૃદય વગેરે પાંચ સ્થાનમાં રહે છે; તેથી તેમની પ્રાણ વગેરે સંજ્ઞાઓ ઠરાવેલી છે.

ક્રિયાના ભેદથી જેમ એક જ વાયુના પ્રાણ વગેરે પાંચ ભેદ થાય છે, તેમ જ ક્રિયાના ભેદથી એક જ વાયુના નાગાદિ પાંચ ભેદ થાય છે. તેમને उपवायु–उपप्राण કહે છે. જેમ કે–

૧ नाग–ઓડકારરૂપ ક્રિયા કરનારો વાયુ.

૨ कूर्म–આંખમાં નિમેષ–ઉન્મેષની ક્રિયા કરનારો વાયુ.

૩ कृकल–છીંક આણનારો વાયુ.

૪ देवदत्त–બગાસું આણનારો વાયુ.

૫ धनंजय–શરીરને ફુલાવનારો વાયુ. (મરી ગયા પછી પણ એ વાયુ શરીરમાં રહે છે.)

प्राणायाम : ૧. પ્રાણની ગમન–આગમનરૂપ વૃત્તિને અટકાવવી તે **પ્રાણાયામ.** અથવા–

૨. નિઃશ્વાસ અને ઉચ્છ્વાસની ગતિને રોકવાનો જે વ્યાપાર તે **પ્રાણાયામ.** અથવા–

૩. **રેચક** (શ્વાસ બહાર કાઢવો), **પૂરક** (બહારના વાયુને શરીરની અંદર ખેંચવો) અને **કુંભક** (પૂરેલા વાયુને રોકી રાખવો) એ લક્ષણોવાળા પ્રાણને કબજે રાખવાનો ઉપાય તે **પ્રાણાયામ.**

**प्रारब्धकर्म** : ૧. સંચિત કર્મોમાંથી નીકળીને જે કર્મો આ વર્તમાન શરીરનાં આરંભક થાય છે, તે **પ્રારબ્ધકર્મ.**

૨. સુખદુઃખાદિક પ્રારબ્ધનું કાર્ય છે; તે જેના વડે યુગ કે કલ્પ પર્યંત ભોગવવું પડે છે તે **પ્રારબ્ધકર્મ.**

પ્રારબ્ધ કર્મ ત્રણ પ્રકારનું છે:

૧ इच्छाप्रारब्ध–(જનક વિદેહીનું) ઠેઠ સુધી રાજ્ય કર્યું.

૨ अनिच्छा प्रारब्ध–(જડભરતનું) રહૂગણ રાજાની પાલખી ઉપાડી.

૩ परेच्छा प्रारब्ध–(અર્જુનનું) પરાણે યુદ્ધ કરવું પડયું.

**बन्ध** : ૧. **દૃશ્ય** સંબંધ સત્યરૂપે જણાતો હોય તે બંધ.

૨. અજ્ઞાન અને તેના કાર્યરૂપ જગતની સાથે આત્માનો સંબંધ તે **બંધ.**

૩. વર્ણાશ્રમનાં ધર્મકર્મ કરવાનો સંકલ્પ તે **બંધ.**

૪. અણિમાદિ આઠ પ્રકારનાં ઐશ્વર્યની આશા વડે સિદ્ધ એવો સંકલ્પ તે **બંધ.**

૫. યમનિયમાદિ અષ્ટાંગ યોગનો સંકલ્પ તે **બંધ.**

૬. કેવળ મોક્ષની અપેક્ષાથી સંકલ્પ કરવો તે **બંધ.**

૭. સંકલ્પમાત્રની ઉત્પત્તિ તે **બંધ.**

**बाध** : ૧. કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ તે **બાધ.**

૨ અમુક વસ્તુ મિથ્યા છે એવો જે નિશ્ચય તે **બાધ.**

૩ જે પદાર્થ જણાતો હોય તેને છોડીને તે સ્થળે બીજા પદાર્થની કલ્પના કરવી તે **બાધ.**

૪ અધિષ્ઠાનના વાસ્તવ સ્વરૂપના સાક્ષાત્કારથી કાર્યનો, તેના ઉપાદાન કારણરૂપ અજ્ઞાન સહિત, જે નાશ તે **બાધ.** જેમ છીપરૂપ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર થવાથી રજતરૂપી કાર્યનો તેના ઉપાદાનકારણ અજ્ઞાન સહિત જે નાશ થાય છે, અર્થાત્ આ રૂપું છે એ બુદ્ધિની નિવૃત્તિ થાય છે તેનું નામ **બાધ** છે.

**बाध–समानाधिकरण**–સમાન અધિકરણવાળાં બે વિરુદ્ધાર્થક પદોમાંથી એકના વાચ્યાર્થનો બાધ કરીને, બીજા અવિરોધી અર્થનું ગ્રહણ કરવું તે. જેમ કે–

'જે ચોર દેખાતો હતો તે તો ઝાડનું ઠૂંઠું છે' એમાં ચોર અને ઠૂંઠું એ બન્ને વિરુદ્ધાર્થક સમાનાધિકરણું પદો છે. તેમાંથી ચોરનો બાધ કરીને ઠૂંઠું ગ્રહણ કરવું, તે **બાધ–સમાનાધિકરણ** કહેવાય છે.

**बाल :** ૧. શાસ્ત્રના અર્થજ્ઞાનના વિવેકથી રહિત હોય તે **બાલ** કહેવાય છે.

૨ જે વ્યાકરણ, કાવ્ય અને કોશ ભણ્યો હોય; છતાં વેદાંત ન ભણ્યો હોય તે **બાલ.**

**बुद्धि :** અંતઃકરણની જે નિશ્ચયરૂપ વૃત્તિ તે **બુદ્ધિ.**

**ब्रह्म**—નામરૂપાત્મક સઘળા જગત આકારે પરિણામ પામતી માયાનું અધિષ્ઠાન તે **બ્રહ્મ.**

**ब्रह्मचर्य :** ૧. ઉપસ્થ ઇંદ્રિયનો નિગ્રહ કરવો તે બ્રહ્મચર્ય.

૨. આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ તે **બ્રહ્મચર્ય.**

[ મૈથુનના એ આઠ પ્રકાર નીચે પ્રમાણે છે:

૧. સ્ત્રીનું દર્શન, ૨. સ્પર્શન, ૩. કેલિ, ૪. કીર્તન, ૫. ગુહ્ય ભાષણ, ૬. સંકલ્પ (ચિંતન), ૭. (પ્રાપ્ત કરવાનો) નિશ્ચય અને ૮. ક્રિયાજન્ય સુખ.

આ સઘળું રાગપૂર્વક કરવામાં આવે તો તે અષ્ટાંગ મૈથુન કહેવાય છે. ]

બ્રહ્મચર્યની સિદ્ધિનાં ત્રણ સાધનો છે:

૧. સત્સંગ, ૨. વિષયાસક્ત સ્ત્રીપુરુષોનાં સાન્નિધ્યનો ત્યાગ, ૩. દેહમાં દોષદર્શન.

ब्रह्मनिष्ठ : કરામલકવત્ સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જે અખંડ એકરસ આનંદવાળો (બ્રહ્મના સાક્ષાત્કારવાળો) હોય તે.

ब्रह्मनुं तटस्थ लक्षण : ૧. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણપણું એ બ્રહ્મનું **તટસ્થ લક્ષણ છે.**

૨. જગતની ઉત્પત્તિ વગેરેનું જે નિમિત્ત કારણ હોય તેમ જ ઉપાદાન કારણ હોય; એવી રીતે જે **અભિન્નનિમિત્ત ઉપાદાન કારણપણું** તે બ્રહ્મનું **તટસ્થ લક્ષણ છે.**

૩. સમગ્ર જગતનું ઉપાદાનપણું એ પણ બ્રહ્મનું **તટસ્થ લક્ષણ છે.**

ब्रह्मवित्—હું બ્રહ્મ છું, એવો સાક્ષાત્કાર જેને થયો હોય તે બ્રહ્મવિત્ કહેવાય.

ब्रह्मविदादि ૪—

१ ब्रह्मविद् : ચતુર્થ ભૂમિકામાં આરૂઢ થયેલો જ્ઞાની.

૨. ब्रह्मविद्वर : પંચમ ભૂમિકામાં આરૂઢ જ્ઞાની.

३ ब्रह्मविद्वरीयान् : ષષ્ઠ ભૂમિકામાં આરૂઢ જ્ઞાની.

४ ब्रह्मविद्वरीष्ठ : સપ્તમ ભૂમિકામાં આરૂઢ જ્ઞાની.
(ભૂમિકા માટે એ શબ્દ જુઓ.)

भक्त–ચાર પ્રકારના :

१ आर्त—અધ્યાત્મ આદિ દુઃખોથી વ્યાકુળ.
२ जिज्ञासु—પરમાત્મતત્ત્વ જાણવાની ઇચ્છાવાળો.
३ अर्थार्थी–આલોક અને પરલોકના ભોગની ઇચ્છાવાળો.
४ ज्ञानी–જીવન્મુક્ત.

भूतग्राम :

१ जरायुज–મનુષ્ય, પશુ આદિ.
२ अंडज–પક્ષી, સર્પ આદિ.
३ उद्भिज–વૃક્ષાદિક,
४ स्वेदज–માકણ વગેરે.

भूमिका–જેમ હવેલીમાં પહેલો મજલો, બીજો મજલો એમ ઉત્તરોત્તર ઉપર ઉપર ચઢતા માળ હોય છે, તેમ ચિત્ત કે જ્ઞાનની ચઢતી પાયરીઓને ભૂમિકા કહે છે.

भूमिका : (જ્ઞાનની સપ્ત ભૂમિકા)

૧. શુભેચ્છા, ૨. સુવિચારણા, ૩. તનુમાનસા, ૪. સત્ત્વાપત્તિ, ૫. અસંસક્તિ; ૬. પદાર્થાભાવિની, ૭. તુરીયગા.
(अज्ञानની સપ્ત ભૂમિકા :) અજ્ઞાન=મોહ.
૧. બીજજાગ્રત, ૨. જાગ્રત, ૩. મહાજાગ્રત, ૪. જાગ્રત સ્વપ્ન, ૫. સ્વપ્ન, ૬. સ્વપ્ન જાગ્રત, ૭. સુષુપ્તિ.

भेदના પાંચ પ્રકાર :

૧. જીવ–ઈશ્વરનો ભેદ, ૨. જીવ–જીવનો ભેદ, ૩. જીવ–જડનો ભેદ, ૪. ઈશ–જડનો ભેદ, ૫. જડ–જડનો ભેદ.

भ्रम=૧. જ્યાં અમુક પદાર્થ નથી, ત્યાં તે પદાર્થ છે

એવી માન્યતા તે **ભ્રમ.**

૨. નેત્રાદિના દોષથી ઉત્પન્ન થયેલું જ્ઞાન તે **ભ્રમ.**

૩. નિષ્ફળ પ્રવૃત્તિનું જનક એવું જે જ્ઞાન તે **ભ્રમ.** આ **ભ્રમ** બે પ્રકારનો છે (સોપાધિક અને નિરુપાધિક).

૧ सोपाधिक भ्रम–અધિષ્ઠાનનું જ્ઞાન થયા છતાં પણ જે ભ્રમ નિવૃત્ત થતો નથી, તે **સોપાધિક ભ્રમ** કહેવાય છે. (અર્થાત્ 'આ ભ્રમ છે' એમ જાણ્યા છતાં પણ ઉપાધિ ચાલુ રહે ત્યાં સુધી ભ્રમ પણ ચાલુ રહે તે **સોપાધિક ભ્રમ.**)

એ ભ્રમ બે પ્રકારનો છે: (૧) બાહ્ય. (૨) આંતર.

(क) **બાહ્ય સોપાધિક ભ્રમ**–જેમ રાતા પુષ્પરૂપ ઉપાધિને લીધે સ્ફટિકમાં રાતાપણું દેખાય છે તે **બાહ્ય સોપાધિક ભ્રમ** છે.

(ख) **આંતર સોપાધિક ભ્રમ**–કર્મરૂપે પરિણામ પામેલી અવિદ્યાના કાર્યરૂપ હોવાથી કર્તાપણાનો ભ્રમ, એ **આંતર સોપાધિક ભ્રમ** જાણવો.

૨ निरुपाधिक भ्रम–અધિષ્ઠાનનું જ્ઞાન થવાથી જે ભ્રમ દૂર થાય છે તે **નિરુપાધિક ભ્રમ** કહેવાય છે. સોપાધિક ભ્રમની પેઠે એ ભ્રમ પણ બે પ્રકારનો છે:

૧. **બાહ્ય નિરુપાધિક ભ્રમ**–જેમ છીપમાં રૂપું દેખાવું, આકાશમાં નીલતા દેખાવી ઇત્યાદિ.

૨. **આંતર નિરુપાધિક ભ્રમ**–જેમ હું ગૃહી છું, હું બ્રાહ્મણ છું; ઇત્યાદિ. (વળી બીજા પ્રકારે)

**ભ્રમ**ના પાંચ પ્રકાર:–૧. ભેદભ્રમ, ૨. કર્તૃત્વભ્રમ, ૩. સંગભ્રમ, ૪. વિકારભ્રમ, ૫. સત્યત્વભ્રમ.

(તથા ત્રીજા પ્રકારે)

**ભ્રમના** છ પ્રકાર : ૧. કુળ, ૨. ગોત્ર, ૩. જાતિ, ૪. વર્ણ, ૫. આશ્રમ, ૬. નામ.

भ्रमनिवर्तक दृष्टांत–

૧. બિંબ–પ્રતિબિંબ, ૨. લોહિત–સ્ફટિક, ૩. ઘટાકાશ, ૪. રજ્જુ–સર્પ, ૫. કનક–કુંડલ.

मद : ૧. મારા જેવો બીજો કોણ છે એવી ચિત્તની વૃત્તિ અથવા હર્ષની વૃત્તિ તે **મદ.**

૨. વિદ્યા, ધન, કુળ, શીલ, તપ, યૌવન, સત્તા વગેરે નિમિત્તથી પોતે બીજા કરતાં શ્રેષ્ઠ છે એવી બુદ્ધિ તે **મદ.**

महायज्ञ–૧. દેવયજ્ઞ, ૨. ઋષિયજ્ઞ, ૩. પિતૃયજ્ઞ, ૪. મનુષ્યયજ્ઞ, ૫. ભૂતયજ્ઞ.

माया : ૧. રજોગુણ અને તમોગુણથી નહિ દબાયલી શુદ્ધ સત્ત્વગુણપ્રધાન (પ્રકૃતિ) તે **માયા.**

૨. જેનું નિરૂપણ કરવું અશકય છતાં જે સ્પષ્ટપણે ભાસમાન હોય તે **માયા.**

૩. પોતાના આશ્રયરૂપ બ્રહ્મને જે ઢાંકે છે–વિષય કરે છે તે **માયા.** (ઘરની ચાર ભીંતોની વચ્ચે રહેલો અંધકાર જેમ પોતાને આશ્રય આપનાર ઘરને ઢાંકે છે, તેમ પોતાને આશ્રય આપનાર બ્રહ્મને જે આવરણ કરે છે એટલે જણાવા દેતી નથી પણ તેના ઠામે જે પોતાને જ બતાવે છે તે **માયા.** (સંક્ષેપ શારીરક)

૪. ઈશ્વરની ઉપાધિરૂપ શુદ્ધ સત્ત્વપ્રધાન સમષ્ટિ અજ્ઞાન

તે માયા.

૫. જગતનું સમષ્ટિ કારણ શરીર તે **માયા.** એનાં વિક્ષેપશક્તિ, પ્રધાન, અજ્ઞાન, ત્રિગુણવાળી પ્રકૃતિ, અવ્યાકૃત, અવિદ્યા, શક્તિ, સત્યા, મૂલા, તૂલા, યોનિ, અવ્યક્ત, અજા, તમસ્, તુચ્છા તથા અનિર્વચનીયા એવાં પંદર નામો છે.

मैत्री आदि-

१ मैत्री-ધનવાન, ગુણવાન, ઈશ્વરભક્ત અથવા વિષયીમાં ‘આ મારો છે’ એ પ્રકારની બુદ્ધિ.

२ करुणा-દુઃખી, નિકૃષ્ટ, અજ્ઞજન વા જિજ્ઞાસુ એમના ઉપર દયા લાવવી તે. બીજાનું દુઃખ દૂર કરવું તે.

३ मुदिता-પુણ્યવાન, ગુણવાન, ઈશ્વર અથવા મુક્તમાં પ્રીતિ. અથવા તેવાઓને દેખવાથી જે પ્રસન્નતા થવી તે.

४ उपेक्षा-પાપિષ્ઠ, દુર્ગુણી, દ્વેષી, પામર, એમના પ્રતિ રાગદ્વેષરહિત ઉદાસીનતા.

मुक्तिना प्रकार-સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય. ( અર્થ માટે આ પુસ્તકના પૃ. ૧૩ ઉપર જુઓ.)

मुख्य सामानाधिकरण्यम्-અજ્ઞાનની ઉપાધિવાળા જીવનો બાધ ન કરીને બ્રહ્મની સાથે જે તેનું સામાનાધિકરણ્ય તે.

मैथुननां अष्ट अंग:

૧. સ્ત્રીનું રાગ સહિત દર્શન, ૨. સ્પર્શ, ૩. કેલિ ( ખેલ, ચોપડ આદિ ક્રિયા ), ૪. કીર્તન, ૫. ગુહ્ય ભાષણ, ૬. સંકલ્પ ( ચિંતન ), ૭. પ્રાપ્ત કરવાનો નિશ્ચય,

૮. ક્રિયાજન્ય સુખ.

मोक्षના ચાર દ્વારપાળઃ

૧. શમ, ૨. સંતોષ, ૩. વિચાર (વિવેક), ૪. સત્સંગ.

यम–૧. અહિંસા, ૨. સત્ય, ૩. અસ્તેય (ચોરી ન કરવી તે), ૪. બ્રહ્મચર્ય અને ૫. અપરિગ્રહ. એ પાંચ વ્રતને અથવા તેમાંના એકને યમ કહે છે.

युक्तयोगी–સર્વકાળ પદાર્થના જ્ઞાનવાળો યોગી તે **યુક્ત-યોગી.** ઈશ્વરને યુક્તયોગી કહેવાય.

युञ्जानयोगी–ચિંતન કરવાની સાથે જ જેને સઘળું જ્ઞાન થાય તે **યુંજાનયોગી.**

योगभूमिका–૧. વાણીલય, ૨. મનોલય, ૩. બુદ્ધિલય, ૪. અહંકારલય; અથવા નીચેની પાંચ :

१ क्षेप–રાગદ્વેષ વડે ચિત્તની ચંચળતા.

२ विक्षेप–બહિર્મુખ ચિત્તની કદાચિત્ થતી ધ્યાનયુક્તતા.

३ मूढ–નિદ્રા, તંદ્રાયુક્તતા, ४ एकाग्र, ५ निरोध.

रस–તથા (રસગુણ) ૧. મધુર, ૨. અમ્લ (ખાટો), ૩. લવણ (ખારો), ૪. કટુ (કડવો), ૫. કષાય (તુરો) અને ૬. તિક્ત (તીખો).

રસગુણ પૃથ્વી અને જળ બે દ્રવ્યોમાં રહે છે. પૃથ્વી-માં છ પ્રકારનો રહે છે અને જળમાં એકલો મધુર રસ રહે છે.

रसास्वाद–૧. વિક્ષેપની નિવૃત્તિથી જન્ય આનંદનો અનુ-ભવ તે **રસાસ્વાદ.**

૨. સમાધિના આરંભના સમયમાં બ્રહ્માનંદની પ્રાપ્તિ ન થઈ હોય તે વખતે સ્થૂળ વૃત્તિના અભાવરૂપ

આનંદનો આસ્વાદ તે **રસાસ્વાદ.**

**રાગ**–૧. ઉત્કૃષ્ટ ઇચ્છાનું નામ **રાગ** છે.

૨. સ્ત્રી આદિકમાં, તે ઇષ્ટ અર્થનું સાધન છે, એવી બુદ્ધિથી જે સ્નેહ તે **રાગ.**

૩. સુખ અને સુખના સાધનમાં તૃષ્ણા તે **રાગ.**

**રૂપ**–તથા (રૂપગુણ) ૧. ધોળો, ૨. નીલ, ૩. રક્ત, ૪. પીત, ૫. હરિત (લીલો), ૬. કપીશ (ભૂખરો) અને ૭. ચિત્ર (કાબરચીતરો).

એ રૂપગુણ પૃથ્વી, જળ અને તેજ એ ત્રણ દ્રવ્યોમાં છે. પૃથ્વીમાં સાતે પ્રકારનાં રૂપ રહે છે. જળ અને તેજમાં એકલો ધોળો (શુક્લ) ગુણ રહે છે.

**લક્ષણ**–પદાર્થના અસાધારણ ધર્મને પ્રતિપાદન કરનારું વાક્ય તે **લક્ષણ.** તેના બે પ્રકાર છેઃ ૧. તટસ્થ લક્ષણ અને ૨. સ્વરૂપલક્ષણ.

૧ **તટસ્થલક્ષણ**–જે લક્ષણ પોતાના લક્ષ્ય અર્થમાં કોઈક વખતે હોય અને એવી રીતે પોતાના લક્ષ્ય અર્થને બીજા પદાર્થોથી ભિન્ન કરી બતાવતું હોય તે **તટસ્થ-લક્ષણ** કહેવાય. જેમ દેવદત્તનું ઘર કયું ? એમ કોઈ પૂછે તે વખતે દેવદત્તના ઘર ઉપર કાગડો આવીને બેઠેલો હોય તો 'પેલું કાગડાવાળું ઘર' તે દેવદત્તનું. કાગડો કોઈક વખત હોય અને તે વખતે બીજાં ઘરથી તે ઘરને ભિન્ન કરી બતાવે છે, માટે કાગડો એ દેવદત્તના ઘરનું તટસ્થ લક્ષણ છે.

૨ **સ્વરૂપલક્ષણ**–જે લક્ષ્યનું સ્વરૂપભૂત હોઈને લક્ષ્યને અન્ય પદાર્થથી ભિન્ન કરીને બતાવે છે તે **સ્વરૂપ-**

લક્ષણ. જેમ ૧. દેવદત્તનું ઘર કયું? પેલું છોબંધ ઘર છે તે. ૨. 'સત્ય, જ્ઞાન અને આનંદ' એ બ્રહ્મનું લક્ષણ છે અને બ્રહ્મ પણ તેજ છે, માટે તે બ્રહ્મનું સ્વરૂપલક્ષણ છે.

लक्षणदोष ३–

१ अव्याप्तिदोष–લક્ષ્યના એક દેશમાં લક્ષણનું રહેવું તે.

२ अतिव्याप्तिदोष–લક્ષ્ય ઉપરાંત અલક્ષ્યમાં પણ લક્ષણનું રહેવું તે.

३ असंभवदोष–લક્ષ્યમાં લક્ષણનું ન રહેવું તે.

ત્રણ દોષથી રહિત જે લક્ષણ તે નિર્દોષ લક્ષણ જાણવું.

लक्ष्यार्थ–પદોની લક્ષણાવૃત્તિ વડે જે અર્થ જાણવામાં આવે છે તે.

लय–ઉપાદાન કારણ વિદ્યમાન છતાં કાર્યનો જે તિરોધાનમાત્ર છે તેનું નામ લય.

लिंग–અર્થને પ્રકાશ કરવાનું સામર્થ્ય તે લિંગ. હેતુ, લિંગ, સાધન, એ ત્રણ શબ્દો એકજ અર્થના છે. (વેદવાક્યનાં તાત્પર્યનો નિશ્ચય કરાવનારાં છ લિંગ.)

१ उपक्रम उपसंहार–આદિ–અંતની એકતા.

२ अभ्यास–વારંવાર પઠન. ३ अपूर्वता–અલૌકિકતા.

४ फल–મોક્ષ. ५–अर्थवाद–સ્તુતિ. ६ उपपत्ति–અનુકૂળ દૃષ્ટાંત.

लेशाविद्या–૧. પ્રારબ્ધકાર્યને સંપાદન કરવામાં કુશળ એવી એક પ્રકારની અવસ્થા તે લેશાવિદ્યા.

૨. ધોઈ નાખેલા લસણના વાસણમાં પાછળ રહેલી લસણની વાસની પેઠે રહેલો અવિદ્યાનો સંસ્કાર તે

**લેશાવિદ્યા.**

૩. પ્રારબ્ધ એવા વર્તમાન દેહાદિ સમાપ્ત થતાં સુધી ચાલ્યા કરે, એમ થવાના હેતુરૂપ વિક્ષેપશક્તિનો જે અંશ તે **લેશાવિદ્યા.**

લોક–પ્રાણીઓને કર્મનું અને જ્ઞાનનું ફળ ભોગવવાનું જે સ્થાન તે **લોક.** સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એમ ત્રણ **લોક** છે.

૧. ભૂર્, ૨. ભુવર્, ૩. સ્વર્, ૪. મહર્લોક, ૫. જનલોક, ૬. તપલોક અને ૭. સત્યલોક, એમ સાત લોક છે.

વચનાદિ–(પાંચ ઇંદ્રિયોના વ્યાપારો):

૧. વચન, ૨. આદાન, ૩. ગમન, ૪. રતિ, ૫. મલ–ત્યાગ. એ વાક્, પાણિ, પાદ, શિશ્ન અને ગુદ એ પાંચ કર્મેંદ્રિયોના અનુક્રમે પાંચ વ્યાપાર છે.

વર્ણ ૪–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર.

વર્તમાન પ્રતિબંધ–વર્તમાનકાળમાં જે તત્ત્વજ્ઞાન ન થવા દેનાર તે **વર્તમાન પ્રતિબંધ.** એ પ્રતિબંધ ચાર પ્રકારના છે:

૧. વિષયાસક્તિ, ૨. બુદ્ધિની મંદતા, ૩. કુતર્ક (પ્રતિપાદિત અર્થને ઊલટી રીતે સમજવો તે) અને ૪. વિપર્યય દુરાગ્રહ (એટલે હું પંડિત છું, હું વિરક્ત છું, ઇત્યાદિ દેહ ઇંદ્રિયાદિમાં આત્મપણાની બુદ્ધિ વિષે દુરાગ્રહ. અથવા આત્મકર્તા ભોક્તા નથી છતાં આત્મા જ ભોક્તા છે એવું જે અભિમાન તે.)

वर्तमान प्रतिबंध निवृत्ति हेतु (ચાર છે):

१ शमादि–વિષયાસક્તિને નિવૃત્ત કરનાર છે.
२ श्रवण–બુદ્ધિની મંદતાને નિવૃત્ત કરે છે.
३ मनन–કુતર્કને નિવૃત્ત કરે છે.
४ निदिध्यासन–વિપરીત ભાવનામાં રહેલા દુરાગ્રહને નિવૃત્ત કરે છે.

वाक्य–આકાંક્ષા, યોગ્યતા અને આસત્તિ, એ ત્રણવાળો જે પદોનો સમૂહ તે વાક્ય.

वाक्यप्रकारा :

१ लौकिक–આપ્તપુરુષે કહેલું વાક્ય તે લૌકિક.
२ वैदिक–સર્વજ્ઞ ઈશ્વરે કહેલું વાક્ય તે વૈદિક. અથવા-
१ अवान्तर वाक्य–'ઈશ્વર છે' એમ પરોક્ષ જ્ઞાન કરાવે.
२ महावाक्य 'तत्त्वमसि' એમ અપરોક્ષ જ્ઞાન કરાવે.

वाद–તત્ત્વ–વસ્તુના બોધની ઇચ્છાવાળા બે પુરુષોની પ્રશ્ન-ઉત્તરરૂપ જે કથા તેનું નામ **વાદ**.

૧. પ્રતિબિંબવાદ, ૨. અવચ્છેદવાદ.

१ आरंभवाद–જેમ કે દાદા વગેરેએ કરેલા ઘરનો નાશ થાય છે અથવા જ્યારે તે પડી જાય છે, ત્યારે તેમાં રહેલી ઈંટો વગેરે વડે પુનઃ નવીન ગૃહનો આરંભ થાય છે. તે પ્રમાણે કાર્યરૂપ પૃથ્વી આદિનો નાશ થવાથી કારણ પરમાણુ જેમનું તેમ રહે છે; તેના વડે ફરીથી પૃથ્વી આદિનો આરંભ થાય છે. આ પ્રમાણે **ન્યાયમતમાં આરંભવાદ**નું સ્વરૂપ માનવામાં આવે છે. આમાં કાર્ય અને કારણનો ભેદ છે.

२ परिणामवाद–જેમ દૂધનું પરિણામ (રૂપાંતર) દહીં

થાય છે, તે પ્રમાણે **સાંખ્યમતમાં** પ્રકૃતિનું પરિણામ જગત છે અને ઉપાસકોના મતમાં બ્રહ્મનું પરિણામ જગત અને જીવ છે. આ પ્રમાણે તેમણે પરિણામવાદ માન્યો છે. આમાં કાર્ય અને કારણનો અભેદ છે.

૩ विवर्तवाद—જેમ નિર્વિકાર રજ્જુમાં રજ્જુરૂપ અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળો અન્યથા સ્વરૂપ સર્પ જણાય છે, તે રજ્જુનું વિવર્ત (કલ્પિત કાર્ય) છે. તે પ્રમાણે નિર્વિકાર બ્રહ્મમાં અધિષ્ઠાન બ્રહ્મથી વિષમ સત્તાવાળું અન્યથા સ્વરૂપ જગત થાય છે! તે બ્રહ્મનું **વિવર્ત** છે. આ પ્રમાણે **વેદાંત સિદ્ધાંતમાં** વિવર્તવાદ માન્યો છે. આમાં કાર્ય અને કારણનો બાધકૃત અભેદ છે.

वादादि—૧ वाद—ગુરુશિષ્ય સંવાદ; [**સંવાદ** શબ્દ આ કોષમાંથી વાંચી લેવો.]

૨ जल्पवाद—યુક્તિપ્રમાણ કુશળ પંડિતનો વાદ. (પોતાના મતનું મંડન અને સામા પક્ષના મતનું ખંડન.)

૩ वितंडावाद—મૂર્ખનો પ્રમાણયુક્તિરહિત વાદ. પોતાના પક્ષના સ્થાપનથી રહિત એવી જે જીતવાની ઇચ્છાવાળા પુરુષોની પરસ્પર કથા તે **વિતંડા.**

विकार—૧. જન્મ, ૨. અસ્તિતા, (પૂર્વ અવિદ્યમાનનું અસ્તિત્વમાં આવવું તે), ૩. વૃદ્ધિ, ૪. વિપરિણામ, ૫. અપક્ષય, ૬. વિનાશ.

विद्या—૧. જીવ અને બ્રહ્મના અભેદને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિને **વિદ્યા** કહે છે. અથવા—

૨. અધ્યસ્ત પદાર્થનો નિષેધ કરનારી હોઈને, અધિ-ષ્ઠાનના સ્વરૂપનો નિશ્ચય કરાવનારી હોય તે **વિદ્યા.**

**विधिवाक्य**–( ત્રણ પ્રકારનાં ) :

१ अपूर्व विधिवाक्य—અલૌકિક ક્રિયાનું વિધાયક વાક્ય.

२ नियम विधिवाक्य—પ્રાપ્ત પક્ષમાં એકનું વિધાયક વાક્ય.

३ परिसंख्या विधिवाक्य—ઉભય પક્ષમાં એકના નિષેધ-નું વિધાયક વાક્ય.

**विपरीत भावना**—જે વસ્તુ જ્યાં નથી તે વસ્તુ ત્યાં છે એવી બુદ્ધિ તે **વિપરીત ભાવના.** જેમ દેહમાં આત્મત્વ બુદ્ધિ તે વિપરીત ભાવના. તે બે પ્રકારની છે: ૧. પ્રમાણગતા, ૨. પ્રમેયગતા.

**विपर्यय**–જેનું બીજું નામ મિથ્યા જ્ઞાન છે, એવો અયથાર્થ નિશ્ચય તે **વિપર્યય;** જેમ કે છીપમાં રૂપાનું જ્ઞાન, શંખમાં પીતતાનું જ્ઞાન વગેરે જ્ઞાનને વિપર્યય કહે છે. તેમ દેહમાં હું ગોરો છું, સ્થૂળ છું, બ્રાહ્મણ છું એ પ્રકારનું 'આત્મત્વજ્ઞાન પણ મિથ્યાજ્ઞાન હોવાથી વિપર્યય કહેવાય છે. એ વિપર્યયને **ભ્રમ, ભ્રાંતિ** અને **અપ્રમા** કહે છે.

**विराग**—આલોકના તથા પરલોકના પદાર્થોના ભોગોમાં અરુચિ તે **વિરાગ.**

**विराट्–वैश्वानर** ૧. પંચીકૃત પાંચ ભૂતોનું કાર્ય એવા સમષ્ટિ સ્થૂળ શરીરવાળો **વિરાટ;** અને **વૈશ્વાનર** પણ કહે છે.

૨. સમષ્ટિ, સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરની ઉપાધિવાળું ચૈતન્ય તે **વિરાટ** અથવા **વૈશ્વાનર.**

विवर्त–૧. (ત્રિવિધ સત્તાપક્ષે) ઉપાદાન કારણની સત્તાથી જુદી સત્તાવાળો જે અન્યથા ભાવ તે **વિવર્ત**. જેમ દોરડીમાં સાપ દેખાય છે. ત્યાં દોરડીની વ્યાવહારિકી સત્તા છે; અને તેમાં સાપ દેખાય છે તે પ્રાતિભાસિક સત્તાવાળો છે. અહીં દોરડી જ ભિન્નરૂપે દેખાય છે; માટે તે સર્પ **વિવર્ત** કહેવાય છે.

૨. પૂર્વની અવસ્થાનો ત્યાગ કર્યા સિવાય બીજી અવસ્થા પ્રાપ્ત થવી તે **વિવર્ત**. જેમ–
અલંકારની પૂર્વ અવસ્થા સુવર્ણ છે, તે સુવર્ણનો ત્યાગ કર્યા સિવાય તેમાં અલંકારત્વરૂપ અવસ્થાની પ્રાપ્તિ થઈ, માટે એ **વિવર્ત** છે.

विवर्तवाद–અધિષ્ઠાનના સ્વરૂપને નહિ છોડતાં દોષના યોગથી જુદા રૂપે પદાર્થ જણાય છે એવું કથન, તે **વિવર્તવાદ** કહેવાય છે.

विवेक–૧. આત્મા નિત્ય છે અને આત્માથી ભિન્ન બ્રહ્મલોક પર્યંત સર્વ અનિત્ય છે, એ પ્રકારે શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિ વડે વિચાર તેનું નામ **વિવેક** છે.

૨. સાક્ષી આત્માને પાંચ કોશથી જુદો કરીને નિશ્ચય કરવો તે **વિવેક** કહેવાય છે.

विवेकादि ૪–

૧. વિવેક, ૨. વૈરાગ્ય, ૩. ષટ્સંપત્તિ, ૪. મુમુક્ષુતા.

वेद–૧. જે વાક્ય પુરુષે (મનુષ્યે) રચેલું ન હોય તે **વેદ**.

૨. ધર્મનું અને બ્રહ્મનું પ્રતિપાદન કરનારું અપૌરુષેય પ્રમાણરૂપ વાક્ય તે **વેદ**. (મધુસૂદન.)

૩. મંત્ર અને બ્રાહ્મણનો સમુદાય તે **વેદ**.

આ વેદ ચાર છે: ૧. ઋગ્વેદ, ૨. યજુર્વેદ, ૩. સામવેદ અને ૪. અથર્વવેદ.

वेदांग ६–૧. શિક્ષા, ૨. કલ્પ, ૩. વ્યાકરણ, ૪. નિરુક્ત, ૫. છંદ અને ૬. જ્યોતિષ.

वेदना कांड–૧. કર્મકાંડ, ૨. ઉપાસનાકાંડ, ૩. જ્ઞાનકાંડ.

वैराग्य–આલોકનાં તથા સ્વર્ગાદિ લોકનાં જેટલાં વિષયજન્ય સુખો છે તથા તે સુખનાં જે જે સાધન છે, તે સર્વની ઈચ્છાથી રહિતપણું તે **વૈરાગ્ય.**

वैराग्यकारण–વિષયોમાં દોષદર્શન વૈરાગ્યનું કારણ છે.

वैराग्यफल–વિના પ્રયત્ને પ્રાપ્ત થયેલા ભોગોમાં પણ ચિત્તની જે અદીનતા છે તે વૈરાગ્યનું ફળ છે.

व्यसन–ઈષ્ટ કે અનિષ્ટ વસ્તુમાં ચિત્તનું લાગી રહેવું તે **વ્યસન** છે.

शक्तिवृत्ति–मुख्यावृत्ति–પદ અને પદાર્થનો વાચ્ય-વાચક ભાવસંબંધ તે **મુખ્યાવૃત્તિ** અથવા **શક્તિવૃત્તિ.**

शक्यार्थ–જે પદ (શબ્દ) શક્તિવૃત્તિ વડે, જે અર્થનું બોધન કરે છે, તે પદનો તે અર્થ, તે **શક્યાર્થ** કહેવાય છે.

शब्द–આકાશનો જે ખાસ ગુણ તે **શબ્દ.** તે વર્ણરૂપ અને ધ્વનિરૂપ એમ બે પ્રકારનો છે.

शब्दादि ५–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.

शब्दसंगति–૧. શક્તિવૃત્તિ, ૨. લક્ષણાવૃત્તિ.

शब्दप्रवृत्ति निमित्त–શબ્દની પ્રવૃત્તિનાં ચાર નિમિત્તઃ–૧. ગુણ, ૨. ક્રિયા, ૩. જાતિ અને ૪. સંબંધ.

शम–૧. નિત્યકર્મ અને નૈમિત્તિક કર્મ સિવાય બીજા વ્યાપારોને મનમાં આવતા અટકાવવા તે **શમ.**

૨. બ્રહ્મજ્ઞાનને ઉપયોગી વ્યાપાર સિવાય ચિત્તના તમામ વ્યાપારોને રોકવા તે **શમ.**

**શમાદિ** ૬-૧. શમ, ૨. દમ, ૩. ઉપરતિ, ૪. તિતિક્ષા, ૫. શ્રદ્ધા, ૬. સમાધાન.

**શરીર-ક્ષેત્ર**-સુખ કે દુઃખ બેમાંથી ગમે તે એકને સાક્ષાત્કાર જેમાં થાય, એવું ભોગ ભોગવવાનું સ્થળ તે **શરીર.** એના સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ ભેદ છે; તાર્કિકોના મતે યોનિજ અને અયોનિજ એવા બે ભેદ છે.

(શરીરની બીજી વ્યાખ્યાઓ માટે વાંચો દાર્શનિક કોષ.)*

**શારીરક**-જીવ શરીરમાં રહે છે માટે એને **શારીરક** કહે છે. તેને ઉદ્દેશીને કરેલો ગ્રંથ તે **શારીરક** કહેવાય છે. તે સંબંધી રચેલાં સૂત્રોને શારીરક સૂત્રો કહે છે. એનું જ બીજું નામ **શારીરક-મીમાંસા** છે.

**શાસ્ત્ર**-૧. જે હિતનો ઉપદેશ કરે છે તે **શાસ્ત્ર.** (શાસ્ત્રનું આ સામાન્ય લક્ષણ છે.)

૨. જેના વડે શિષ્યોને તત્ત્વનું પ્રતિપાદન કરી સમજાવાય છે તે **શાસ્ત્ર.** (બીજાં લક્ષણો દાર્શનિક કોષમાં વાંચો.) એ શાસ્ત્રો છ છે: ૧. સાંખ્યશાસ્ત્ર, ૨. યોગશાસ્ત્ર, ૩. ન્યાયશાસ્ત્ર, ૪. વૈશેષિક શાસ્ત્ર, ૫. પૂર્વમીમાંસા શાસ્ત્ર, ૬. ઉત્તરમીમાંસા શાસ્ત્ર. (આ કોષના અંતમાં ષટ્દર્શનસાર અને કોઠો વાંચો.)

**શાસ્ત્રવાસના**-શાસ્ત્રના તાત્પર્યને ગ્રહણ ન કરતાં તેના અધ્યય-

---

* નોંધ-દાર્શનિક કોષ પ્રથમ તથા દ્વિતીય ખંડ, અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાએ પ્રસિદ્ધ કર્યા છે.

નાદિકની વાસના તે **શાસ્ત્રવાસના.**

**शास्त्रवासनानुं फल**–શ્રમ, અસૂયા (બીજાનો ઉત્કર્ષ ન ખમવાપણું), માન, મત્સર (અદેખાઈ), મોટા પુરુષનો તિરસ્કાર, સત્ શાસ્ત્રનો દ્વેષ વગેરે દ્વારા મહા અર્થનરૂપી ફળ શાસ્ત્રવાસનાનું છે.

**शिष्टाचार**–૧. શિષ્ટ પુરુષો ધર્મબુદ્ધિથી જે આચાર કરતા હોય તે **શિષ્ટાચાર** કહેવાય.

૨. લોકોમાં જે વ્યવહાર ચાલતો હોય તે પણ **શિષ્ટાચાર** કહેવાય.

**श्रवण**–૧. જે ગુરુ શ્રોત્રિય (શ્રુતિ આદિ જાણનારા) હોય, અર્થાત્ નાના પ્રકારની યુક્તિઓ વડે શિષ્યના સંદેહનું નિવારણ કરવામાં સમર્થ હોય તથા જે ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય એટલે તત્ત્વસાક્ષાત્કારવાળા હોય, એવા ગુરુ પાસેથી જે શ્રુતિવાક્યોના અર્થને સમજવો તે **શ્રવણ** કહેવાય.

૨. શ્રુતિવાક્યોનું તાત્પર્ય શામાં છે, એવી જિજ્ઞાસા થવાથી તેના નિર્ણયને અનુકૂળ વ્યાપાર તે **શ્રવણ.**

૩. સઘળાં વેદાંતવાક્યોનું અદ્વિતીય બ્રહ્મ પ્રતિપાદન કરવામાં તાત્પર્ય છે, એવો ષડ્લિંગ વડે તાત્પર્યનિશ્ચય કરવો તે **શ્રવણ.** (વિશેષ માટે દાર્શનિક કોષ જુઓ.)

**श्रवणादिनुं फल**–૧. પ્રમાણસંશયનાશ, ૨. પ્રમેયસંશયનાશ, ૩. વિપર્યયનાશ.

**षड्भग (ईश्वरना)**–૧. સમગ્ર ઐશ્વર્ય, ૨. સમગ્ર ધર્મ,

૩. સમગ્ર યશ, ૪. સમગ્ર શ્રી, ૫. સમગ્ર જ્ઞાન, ૬. સમગ્ર વૈરાગ્ય.

षड्लिंग–શ્રુતિ આદિના તાત્પર્યનો નિર્ણય કરવા માટે ૧. ઉપક્રમ અને ઉપસંહાર, ૨. અભ્યાસ, ૩. અપૂર્વતા, ૪. ફળ, ૫. અર્થવાદ અને ૬. ઉપપત્તિ એ છ લિંગ કહેવાય છે.

संबंध–૧. સંયોગ સંબંધ, ૨. સમવાય સંબંધ, ૩. તાદાત્મ્ય સંબંધ.

संवाद–મનુષ્યોનો સારી રીતે નિર્ણયપૂર્વક પરસ્પર વાદ (એટલે ભાષણ) તે. (सम्+वाद)

संवादी भ्रम–સફળ પ્રવૃત્તિ ઉત્પન્ન કરનાર ભ્રમ. જેમ રત્નને દૂરથી જોઈને એક મનુષ્યને રત્નમાં દીવાનો ભ્રમ થાય છે અને બીજાને રત્નનું ભાન થાય છે. બન્ને તે લેવા જાય. પહેલાની પ્રવૃત્તિ નિષ્ફળ થશે, માટે તેનો ભ્રમ **વિસંવાદી ભ્રમ** કહેવાય અને બીજાનો ભ્રમ (ભાન) પ્રવૃત્તિ સફળ થવાથી, **સંવાદી ભ્રમ** કહેવાય.

संहिता–૧. ધર્મનો બોધ થવાને અર્થે રચેલો ગ્રંથ તે **સંહિતા**. જેમ મનુસ્મૃતિ, મહાભારત ઇત્યાદિ.

૨. જેમાં સારી રીતે હિતનું પ્રતિપાદન કરેલું હોય તે **સંહિતા** કહેવાય.

संन्यास–શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રે અધિકારી પુરુષ પ્રતિ કર્તવ્યતારૂપે વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મનો વિધિપૂર્વક ત્યાગ તે **સંન્યાસ**. તે સંન્યાસના ચાર પ્રકાર છે: (૧) કુટીચક, (૨) બહૂદક, (૩) હંસ

અને (૪) પરમહંસ.

संन्यास (परमहंस) :

એક દંડ ધારણ કરનારો, જેણે આખું માથું મુંડાવી નાખ્યું છે એવો, યજ્ઞોપવીત વગરનો, તમામ (વેદોક્ત વર્ણાશ્રમ) કર્મો જેણે તજી દીધાં છે એવો અને આત્મામાં સ્થિતિવાળો જે હોય તે **પરમહંસ** કહેવાય. પોતાનો આત્મા એ જ પરબ્રહ્મ છે, એવા નિશ્ચય-વાળો, જે જ્ઞાની તે **પરમહંસ.**

૧ विविदिपु—બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાવાળો; અથવા જાણવાની ઇચ્છાવાળો.

૨ विद्वान्—બ્રહ્મનો સાક્ષાત્કાર જેને થયો છે એવો.

૧ विविदिषा संन्यास—જિજ્ઞાસા ઉત્પન્ન થતાં જ્ઞાનપ્રાપ્તિ માટે કરેલો સંન્યાસ.

૨ विद्वत् संन्यास—ગૃહસ્થાશ્રમાદિમાં જ્ઞાન થયા પછી વાસનાક્ષય, મનોનાશ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસ દ્વારા જીવન્મુક્તિના વિલક્ષણ આનંદ માટે કરાતો સંન્યાસ તે **વિદ્વત્ સંન્યાસ.**

संपत्ति—૧. દૈવીસંપત્તિ, ૨. આસુરીસંપત્તિ.

संशय—૧. પ્રમાણગત સંશય, ૨. પ્રમેયગત સંશય.

समाधि—૧. સઘળી અનાત્માકાર વૃત્તિઓથી રહિત હોઈને ચિત્તની જે કેવળ આત્માકાર અવસ્થા તે **સમાધિ.**

૨. દ્રષ્ટાની પોતાના સ્વરૂપમાં જે સ્થિતિ, તે સ્થિતિનો હેતુ એવો જે ચિત્તની વૃત્તિઓનો નિરોધ તે **સમાધિ.** (વિશેષ માટે જુઓ દાર્શનિક કોશ.)

એ સમાધિના સવિકલ્પ અને નિર્વિકલ્પ એવા બે પ્રકાર છે.

समाधिअङ्ग ૮–૧. યમ, ૨. નિયમ, ૩. આસન, ૪. પ્રાણાયામ, ૫. પ્રત્યાહાર, ૬. ધારણા, ૭, ધ્યાન, ૮. સમાધિ.

समाधिविघ्न ૪—લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ.

समानाधिकरणत्व—૧. એક અધિકરણમાં હોવાપણું. જેમ 'પર્વત અગ્નિવાળો છે, ધૂમરૂપ હેતુથી' ઇત્યાદિમાં અનુમાન લક્ષણના ઘટક અવયવરૂપ ધૂમનું અને ઘટના અત્યંતાભાવનું **સમાન અધિકરણત્વ** (અગ્નિ) છે.

૨. ભિન્ન વિભક્તિ ન છતાં અભેદ વડે એક જ અર્થનો બોધ ઉત્પન્ન કરવાપણું તે **સમાનાધિકરણત્વ.** જેમ 'નીલ ઘડો' એમાં 'નીલ' પદની તથા 'ઘડો' પદની વિભક્તિ એક છે, માટે તે બે પદોનું સમાનાધિકરણત્વ છે.

साक्षी–૧. જે ચૈતન્ય નિર્વિકાર ઉદાસીન હોઈને બુદ્ધિ આદિકનો પ્રકાશ કરે છે; અર્થાત્ પ્રમાતા, પ્રમાણ, પ્રમેય ઇત્યાદિ સર્વનો પ્રકાશ કરે છે, તે **સાક્ષી** કહેવાય છે.

૨. જે કર્તા ન છતાં દ્રષ્ટામાત્ર હોય તે **સાક્ષી.**

૩. જીવ અને ઈશ્વરમાં અનુગત તથા તે સર્વનું (જીવ અને ઈશ્વરનું) અનુસંધાન કરનારું ચૈતન્ય તે **સાક્ષી.**

साधन (ज्ञाननां ११)—

૧. વિવેક, ૨. વૈરાગ્ય, ૩. ષટ્સંપત્તિ, ૪. મુમુક્ષુતા, ૫. ગુરુપસત્તિ (વિધિપૂર્વક ગુરુ પાસે જવું તે), ૬. શ્રવણ, ૭. મનન, ૮. નિદિધ્યાસન, ૯. મનોનાશ, ૧૦. વાસનાક્ષય, ૧૧. તત્ત્વજ્ઞાન.

सामींप्य, सारूप्य, सार्ष्टि, मोक्ष, सालोक्यम् માટે આ વેદાંત-માર્ગદર્શિનીમાં પૃ. ૧૩ વાંચો.

सुषुप्ति–(ના ભેદ):

१ सुषुप्ति जाग्रत्–સાત્ત્વિક વૃત્તિપૂર્વક સુખ સુષુપ્તિ. સહેજ ખડખડાટ થાય કે જાગી ઊઠે.

२ सुषुप्ति स्वप्न–રાજસવૃત્તિપૂર્વક દુઃખ સુષુપ્તિ.

३ सुषुप्ति सुषुप्ति–તામસવૃત્તિપૂર્વક ગાઢ સુષુપ્તિ. કુંભકરણની ઊંઘ જેવી.

सुषुप्ति आदि (३)–૧. સુષુપ્તિ, ૨. મૂર્છા, ૩. સમાધિ.

सूक्ष्मभूत—પ્રત્યક્ષ વ્યવહારને અયોગ્ય એવાં ભૂત.

सूत्रात्मा—હિરણ્યગર્ભ; સમષ્ટિ સૂક્ષ્મ શરીર.

सोपाधिक भ्रम—અધિષ્ઠાનનું જ્ઞાન થયા છતાં પણ જે ભ્રમ નિવૃત્ત થતો નથી તે **સોપાધિક ભ્રમ** કહેવાય છે. અર્થાત્ 'આ ભ્રમ છે' એમ જાણ્યા છતાં પણ ઉપાધિ ચાલુ રહે ત્યાં સુધી ભ્રમ પણ ચાલુ રહે તે **સોપાધિક ભ્રમ.** એ ભ્રમ બે પ્રકારનો છે:

१ बाह्य सोपाधिक भ्रम- આ ભ્રમ ઉપાધિને લીધે થયેલો હોય છે; જેમ રાતા ફૂલરૂપ ઉપાધિને લીધે સ્ફટિકમાં રાતાપણું દેખાય છે. તે **બાહ્ય સોપાધિક ભ્રમ** છે.

૨ आन्तर सोपाधिक भ्रम–કર્મરૂપે પરિણામ પામેલી અવિદ્યાના કાર્યરૂપ હોવાથી કર્તાપણાનો ભ્રમ એ **આંતર સોપાધિક ભ્રમ** જાણવો.

स्थूलभूत–પંચીકરણપણાને પામેલાં જે પાંચ મહાભૂતો છે તે **સ્થૂળભૂતો** કહેવાય. એ સ્થૂળભૂતો સૂક્ષ્મભૂતોના તામસ અંશમાંથી ઉપજેલાં છે.

स्पर्श–ચક્ષુ-ઇંદ્રિય વડે અગ્રાહ્ય તથા ત્વક્ ઇંદ્રિય વડે ગ્રાહ્ય તે સ્પર્શ.

स्वरूपलक्षण–૧. લક્ષ્યનું સ્વરૂપભૂત હોઈને લક્ષ્યને અન્ય પદાર્થથી ભિન્ન કરી જે બતાવે તે **સ્વરૂપલક્ષણ.**

૨. લક્ષ્યનું સ્વરૂપ એજ જેનું લક્ષણ હોય તે. જેમ 'સત્ય, જ્ઞાન અને આનંદ' એ બ્રહ્મનું લક્ષણ છે અને બ્રહ્મનું સ્વરૂપ પણ તેજ છે.

हिरण्यगर्भ–૧. સમષ્ટિ સૂક્ષ્મ અને કારણ શરીર જે માયા, તે બન્નેરૂપ ઉપાધિવાળું ચૈતન્ય તે **હિરણ્યગર્ભ.**

૨. અપંચીકૃત ભૂતોનું કાર્ય એવું સમષ્ટિ સૂક્ષ્મ શરીર-રૂપ ઉપાધિવાળું ચૈતન્ય તે **હિરણ્યગર્ભ..**

૩. સમષ્ટિપ્રાણ તે **હિરણ્યગર્ભ.**

૪. સૂત્રાત્મા. જ્ઞાનશક્તિવાળાં અંતઃકરણ અને ઇંદ્રિયોથી બનેલું હોવાથી તે **હિરણ્યગર્ભ.**

हेत्वादि( ३ )–હેતુ, સ્વરૂપ, ફળ.

ज्ञातादि ( ३ )–જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય ત્રિપુટી.

ज्ञान प्रतिबंधक ( ३ )–સંશય, અસંભાવના, વિપરીત ભાવના.

॥ ॐ तत्सत् ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# ધૂન

ચૈતન્ય સાગ....ર ઘૂઘવે છે ૐ....ૐ....ૐ....
તન્મય તન્મય તન્મય છે, પૃથિવી ને વ્યોમ; ચૈત૦
ૐની રશ્મિ....થી ઝળકે છે સૂરજ સોમ; ચૈત૦
ધ્યાતા ધ્યાને મૂર્યાં ને ધ્યેયમાં છે ૐ....; ચૈત૦
ૐનાં ગુંજન ઊઠે છે રો...મ રો....મ રો....મ; ચૈત૦

---

હંસા ભજી લે અનાદિ મંત્ર ૐ....ૐ....ૐ...
પાગલ ત્યજ રે માયાવી શબ્દ अहम् अहम् अहम्. હંસા૦
सोऽ...हं शुद्धोऽ...हं बुद्धोऽ....हं मुक्तोऽ....हं नित्यो....ऽहं
एकोऽ....हं शिवोऽ....हं सत् चित् आनंदरूपोऽ....हं
स्वयंज्योतिःस्वरूपोऽ....हं सोऽहं०

---

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# છ શાસ્ત્રોનો સાર બતાવતો કોઠો (ષડ્દર્શનસાર.)

| વિષય | પૂર્વ મીમાંસા | ઉત્તર મીમાંસા (વેદાંત) | ન્યાય | વૈશેષિક | સાંખ્ય | યોગ |
|---|---|---|---|---|---|---|
| પ્રગટકર્તા આચાર્ય | જૈમિની | વેદવ્યાસ | ગૌતમ | કણાદ | કપિલ | પતંજલિ |
| ઉપયોગ | ચિત્તશુદ્ધિ | તત્ત્વજ્ઞાનપૂર્વક મોક્ષ | મનન | મનન | 'ત્વમ્' પદાર્થશોધન | ચિત્તૈકાગ્ર્ય |
| અધિકારી | કર્મફલાસક્ત | મલવિક્ષેપ દોષ રહિત ચતુષ્ટય સાધનસંપન્ન | દુઃખજિહાસુ કુતર્કી | દુઃખજિહાસુ કુતર્કી | સંદિગ્ધ–વિરક્ત | વિક્ષિપ્ત ચિત્તવાળો |
| પ્રધાનકાંડ | કર્મકાંડ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ | ઉપાસનાકાંડ |
| સત્તા | જીવ, જગત, પરમાર્થ સત્તા | પરમાર્થરૂપ આત્મસત્તા, વ્યાવહારિક તથા પ્રાતિભાસિક જગતસત્તા | જીવ, જગત, પરમાર્થ સત્તા | જીવ, જગત, પરમાર્થ સત્તા | જીવ, જગત, પરમાર્થ સત્તા | જીવ, જગત, પરમાર્થ સત્તા |
| ખ્યાતિ | અખ્યાતિ | અનિર્વચનીય | અન્યથા | અન્યથા | અખ્યાતિ | અખ્યાતિ |
| મોક્ષનું સાધન | વેદવિહિત કર્મ | બ્રહ્માત્મૈક્ય જ્ઞાન | ઇતર ભિન્નાત્મજ્ઞાન | ઇતર ભિન્નાત્મજ્ઞાન | પ્રકૃતપુરુષ–વિવેક | નિર્વિકલ્પ સમાધિપૂર્વક વિવેક |
| મોક્ષ | સ્વર્ગપ્રાપ્તિ | અવિદ્યા તથા તેનાં કાર્યની નિવૃત્તિ તથા પરમાનંદ | એકવીસ દુઃખોનો નાશ | એકવીસ દુઃખોનો નાશ | ત્રિવિધ દુઃખોનો નાશ | પ્રકૃતિ પુરુષના સંયોગના અભાવપૂર્વક |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ | | | | અવિદ્યાદિ પંચ કલેશની નિવૃત્તિ |
| બંધ | નરકાદિ દુઃખ સંબંધ | અવિદ્યા તથા તેનું કાર્ય | એકવીસ દુઃખ | એકવીસ દુઃખ | અધ્યાત્માદિ ત્રિવિધ દુઃખ | પ્રકૃતિ પુરુષ સંયોગજન્ય અવિદ્યાદિ પંચકલેશ |
| બંધ હેતુ | નિષિદ્ધ કર્મ | અવિદ્યા | અજ્ઞાન | અજ્ઞાન | અવિવેક | અવિવેક |
| જીવ | જડ ચેતનાત્મક, વિભુ, નાના, કર્તા ભોક્તા | અવિદ્યાવિશિષ્ટ ચેતન | જ્ઞાનાદિ ચૌદ ગુણવાળો, કર્તા ભોક્તા, જડ, વિભુ, નાના | ( ન્યાયમત પ્રમાણે ) | અસંગ, ચેતન, વિભુ, નાના, ભોક્તા | અસંગ, ચેતન, વિભુ, નાના, કર્તા, ભોક્તા |
| ઈશ્વર | | માયાવિશિષ્ટ ચેતન | નિત્ય, ઈચ્છાદિ ગુણવાળો, વિભુ, કર્તા વિશેષ | ( ન્યાયમત પ્રમાણે ) | | કલેશ કર્મવિપાક આશય અસંબદ્ધ પુરુષ વિશેષ |
| જગત | સ્વરૂપે અનાદિ અનંત, પ્રવાહ-રૂપ, સંયોગ-વિયોગવાળું | નામ, રૂપ તથા ક્રિયાસ્વરૂપ માયાનું પરિણામ, ચેતનનું વિવર્ત | પરમાણુ આરં-ભિત, સંયોગ-વિયોગ જન્ય, આકૃતિ વિશેષ | ન્યાયમત પ્રમાણે | પ્રકૃતિનું પરિ-ણામ ત્રેવીસ તત્ત્વ | સાંખ્યમત પ્રમાણે |
| જગતનું કારણ | જીવ, અદૃષ્ટ તથા પરમાણુ | અભિન્ન નિમિત્તો-પાદાન ઈશ્વર | પરમાણુ ઈશ્વર આદિ નવ | ન્યાયમત પ્રમાણે | ત્રિગુણાત્મક પ્રકૃતિ | કર્માનુસાર પ્રકૃતિ તથા તેનો નિયામક ઈશ્વર |
| આત્મા | વિભુ, નાના | વિભુ, એક | વિભુ, નાના | વિભુ, નાના | વિભુ, નાના | વિભુ, નાના |
| વાદ | આરંભવાદ | વિવર્તવાદ | આરંભવાદ | આરંભવાદ | પરિણામવાદ | પરિણામવાદ |

# પરિશિષ્ટ

## [ સાચું વેદાંત ]

કેવળ કાયદાશાસ્ત્રની અને બુદ્ધિને તાજુબ કરી દે તેવી દલીલો, બૌદ્ધિક પટાબાજી અને શાબ્દિક રમતો તમને આત્મ-સાક્ષાત્કાર કરવામાં સહાયક નહિ બને. તમારે યોગસુમેળના આચરણ દ્વારા બુદ્ધિ, હૃદય અને શરીરને યોગ્ય રીતે કેળવવાં જ પડશે, ત્યારે જ તમે પૂર્ણતા તેમ જ સર્વાંગી વિકાસ સાધી શકશો.

'अहं ब्रह्मास्मि' કે 'शिवोऽहम्'નું રટણ કરવું એ ઘણું સહેલું છે; પરંતુ તે પ્રમાણે અનુભવવું અને તમામ પ્રાણીમાત્રમાં એકતાનો અનુભવ કરવો એ ઘણું મુશ્કેલ કાર્ય છે. અથાક, નિષ્કામ સેવા, જપ, કીર્તન અને ઉપાસના વડે મનની અશુદ્ધિઓ દૂર કર્યા વગર સમાધિ પ્રાપ્ત થવી શક્ય નથી. મનના વિક્ષેપ(ચંચળતા)ને જપ અને ઉપાસનાથી દૂર કરી શકાય છે. મન આમથી તેમ કૂદકા મારતું હોય ત્યારે બ્રહ્મભાવનાની અપેક્ષા ક્યાંથી રાખી શકાય?

એ તો દત્તાત્રેય અને યાજ્ઞવલ્ક્ય જેવી વિરલ વિભૂતિઓ જ વેદાંતની સાધના અને 'शिवोऽहम्'ના ઉચ્ચાર કરવા માટે લાયક હોય છે. જે લોકો શરીરભાવથી પર ગયા છે તે જ લોકો 'જગત મિથ્યા છે, જગત છે જ નહિ, જગત મૃગજળ અથવા સ્વપ્ન સમાન નશ્વર અને આભાસમાત્ર છે' એમ ભારપૂર્વક કહેવાને ખરેખર લાયક હોય છે. તમે બધા દાળભાતિયા છો, એ તો તમારું જીવન છે. સારાયે ચોવીસ કલાક તમે અન્નમય કોષમાં રહો છો. ક્યાંક ચામાં ખાંડ ન નાખી હોય કે ઓછી નાખી હોય, કે પછી દાળમાં મીઠું ન નાખ્યું હોય કે ઓછું નાખ્યું હોય, તો તરત જ તમે આકુળ-વ્યાકુળ થઈ જાઓ છો. તમે તમારું ભોજન પણ નથી જમી

શક્તા. તમે 'શિવોऽहम्' કે 'अहं ब्रह्मास्मि' અથવા 'सोऽहम्'નો જાપ કરો છો તે ખરેખર અર્થહીન છે.

તમે એમ માનતા હશો કે, હું જ્ઞાનની ઉચ્ચ ભૂમિકા તુરિયાવસ્થામાં છું. તમે એવી પણ કલ્પના કરતા હશો કે, હું શરીરભાનથી પર છું; પરંતુ જો સાચે જ તમારી વ્યાવહારિક કસોટી કરવામાં આવે, તમારા શરીરને સળગતો અંગારો અડકાડવામાં આવે, તો તમે નક્કી નિષ્ફળ જવાના. ભગવાન બુદ્ધની કસોટી થઈ હતી. મારે તેની આગળ દેખાવ દીધો અને લલચાવ્યો. બીજા સંતો પણ કસોટીમાં મુકાયા હતા. તેઓ તે કસોટીમાંથી સફળ પુરવાર થયા હતા.

યમ–નિયમના આચરણરૂપ પાયો મજબૂત રીતે નંખાયો હોય, અથાક નિઃસ્વાર્થ સેવા અને બ્રહ્મની ઉપાસનાથી મન શુદ્ધ બન્યું હોય ત્યારે જ તે દઢ પાયા પર વેદાંતની ભવ્ય ઇમારત ચણી શકાય. તમારામાં છુપાયેલી સૂક્ષ્મ વૃત્તિઓનો સંપૂર્ણ નાશ તો માત્ર પ્રભુની કૃપા દ્વારા જ શક્ય છે. તેને તમે તમારા પોતાના પ્રયત્ન અથવા સાધનાથી નિર્મૂળ નહિ કરી શકો, કરોડો જન્મોમાં પણ નહિ. પ્રભુની પસંદગી કોઈ એક વ્યક્તિ પર ઊતરે છે અને પછી તે તેને પૂર્ણ અને મુક્ત બનાવે છે. કઠોપનિષદમાં પણ આવા પ્રકારનું વિધાન જોવામાં આવે છે.

કોઈ કેટલાક કલાકો સુધી અદ્વૈતવાદ પર ભાષણ કરી શકે, કોઈ એક શ્લોકને એકસો ને એક રીતે પૃથક્કરણ કરીને પણ સમજાવી શકે, કોઈ ગીતાના એક શ્લોક પર એક સપ્તાહ સુધી પ્રવચન કરી શકે, આટલું કરવા છતાં પણ તેઓમાં ભક્તિનો કે અદ્વૈતભાવનો અંશમાત્ર પણ ન હોય એવો પૂરતો સંભવ છે. આ બધો કેવળ બૌદ્ધિક પરિશ્રમ છે; એથી વિશેષ કાંઈ જ નહિ. વેદાંત એ તો જીવંત અનુભવ છે. વેદાંતીને પોતે અદ્વૈતવાદી છે એવી જાહેરાત કરવાની જરૂર નથી હોતી. વેદાંતના અદ્વૈતની મધુર સુવાસ તેમનામાંથી સદૈવ મહેકતી જ હોય છે. દરેકને તેનો

અનુભવ થતો હોય છે.

ઘણા વેદાંતીઓ મંદિરમાં જઈ મૂર્તિને નમસ્કાર અથવા સાક્ષાત્ દંડવત્ પ્રણામ કરતાં શરમાય છે. તેઓ એવી માન્યતા ધરાવે છે કે, નમસ્કાર કરવાથી અદ્વૈતભાવ નષ્ટ થાય છે. તામીલ સંતોના જીવનનો અભ્યાસ કરો. તેઓ શ્રેષ્ઠ પ્રકારના અદ્વૈતના અનુભવી હતા. તેમણે સર્વત્ર ભગવાન શિવનાં દર્શન કર્યાં હતાં; છતાં પણ તેઓ શિવના પ્રત્યેક મંદિરમાં ગયા હતા અને મૂર્તિ સમક્ષ સાક્ષાત્ દંડવત્ નમસ્કાર કરી તેમની સ્તુતિ કરી હતી કે, જે અત્યારે પણ રેકર્ડ પર મળી આવે છે. કેટલાક સંતો મંદિરનાં પગથિયાં વાળતા, ફૂલો ભેગાં કરી ભગવાન માટે તેનો હાર બનાવતા અને મંદિરમાં દીવા કરતા. તેઓ અક્ષરજ્ઞાનરહિત હતા છતાં પણ તેમણે અદ્વૈતનો ઉચ્ચતમ અનુભવ કર્યો હતો. તેઓ વ્યવહારુ યોગી હતા. તેમનાં હૃદયો શુદ્ધ ભક્તિથી તરબોળ થયાં હતાં. તેઓ કર્મ-યોગની સાક્ષાત્ મૂર્તિ હતા. તે બધાએ યોગ સુમેળ કર્યો હતો. મંદિરની મૂર્તિ તેમને મન ચેતનરૂપ હતી; જડ પથ્થરનો કોતરેલો ટુકડો નહિ.

એક નાનીસરખી ચા પીવાની આદત કે જે થોડાં જ વર્ષોથી બંધાઈ હોય છે તેને નિર્મૂળ કરતાં કેટલી મુશ્કેલી પડે છે. એક જ દિવસ જો તમને ચા ન મળે કે, તરત જ તમે માથું દુખવાની, કબજિયાત રહેવાની વગેરે ફરિયાદ કરવા મંડી પડો છો. તમે કામ કરવામાં પણ અશક્તિ અનુભવો છો. કેવા નબળા મનના તમો બની ગયા છો! ત્યારે હવે વિચાર કરો કે, જે જે અશુભ વૃત્તિઓ કે જેનાં મૂળ મનભૂમિમાં ઊંડે જઈ પથરાઈ ગયાં છે અને જેણે અસીમકાળથી પુનરાવર્તન દ્વારા ખૂબ બળ પ્રાપ્ત કર્યું છે એવી વૃત્તિઓને નિર્મૂળ કરવી એ કાર્ય કેટલું અઘરું હોઈ શકે?

વેદાંતના વિષય પર ભાષણ કરવું સહેલ છે. કેટલાંક વર્ષો પર્યંત એક પુસ્તકાલયમાં બેસી તમે તમારો શબ્દભંડોળ અને શબ્દ-

સમૂહો વધારી થોડા ફકરાઓ મોઢે કરી લો એટલે તમને બે કે ત્રણ વર્ષમાં સારાં સારાં પ્રવચનો કરતાં આવડી જશે; પરંતુ કોઈ દુર્ગુણને નિર્મૂળ કરવો એ એટલું સહેલું કાર્ય નથી. એક સાચો મુમુક્ષુ કે જે સાધનામાં તત્પર હોય તે જ આ મુશ્કેલી સમજી શકશે.

તમારાં ચક્ષુ બંધ કરો અને નિરીક્ષણ કરો કે તમારા જીવનકાળ દરમ્યાન કેટલાં સાચાં નિઃસ્વાર્થ સત્કાર્યો ખરેખર તમે કર્યાં છે કે, જેને પ્રભુના ચરણોમાં ભેટ તરીકે ધરી શકાય અને જેનાથી પ્રભુ પ્રસન્ન થાય. એવું નિઃસ્વાર્થ પ્રશંસાપાત્ર કાર્ય તમને ભાગ્યે જ દેખાશે. કર્મયોગનો અભ્યાસ કરવા માટે અઢળક ધન–સંપત્તિની જરૂર નથી, તેને જરૂર છે માનવતાની સેવા કરવા તત્પર બનેલા ઉત્સુક હૃદયની. રસ્તાની બાજુએ દુઃખથી પીડાતા ગરીબ માણસને જુઓ તો તેને તમારા ખભા પર લઈ લો અને તેને ઇસ્પિતાલમાં પહોંચાડી દો.

તમારી પડોશમાં રહેતા ગરીબ, માંદા માણસોની સેવા કરો. તેની માવજત કરો. ઇસ્પિતાલમાં જાઓ અને સ્નેહભર્યા હૃદયથી માંદાં માણસોની માવજત કરો. આવા પ્રકારનાં કાર્યો તમારાં હૃદયને શુદ્ધ બનાવશે અને સર્વમાં અદ્વૈતનો અનુભવ કરવામાં મદદનીશનું કામ કરશે. પછી તમે ગુલાબ સાથે હાસ્ય કરશો. વૃક્ષો, ઝરણાંઓ અને ડુંગરાઓ જોડે વાતો કરતા થઈ જશો. અરે, કોઈ પણ જાતના સ્વાર્થના અંશ વગરનું પ્રભુને અર્પણ કરેલું તમારું ફક્ત એક જ સત્કાર્ય તમારા મનને પ્રભુ તરફ વાળશે અને તમને દિવ્ય પ્રકાશ અને કૃપા પ્રાપ્ત કરવા લાયક બનાવશે.

હૃદયમાંથી અશુદ્ધિઓને નિર્મૂળ કર્યા વગર માત્ર આંખો બંધ કરી, પદ્માસન વાળી, બંધબારણે ઓરડામાં બેસી રહેવાથી આત્મ-સાક્ષાત્કાર અથવા સમાધિ પ્રાપ્ત કરવા તરફ અંશમાત્ર પણ પ્રગતિ નહિ થાય. ત્યાં બેઠા બેઠા તમે તો જાતજાતની આશા અને કલ્પનાનાં

હવાઈ વિમાનોમાં દૂર દૂર પ્રદેશોમાં ઊડી જતા હશો; અથવા કલ્પનાને ઘોડે બેસી સહેલ કરતા હશો, તમે તંદ્રાવસ્થામાં પણુ હો; અથવા તો તમે મૂઢ અવસ્થામાં પણ હો એવો પૂરતો સંભવ છે.

અજ્ઞાની સાધકો આવી બધી અવસ્થાઓને સાક્ષાત્કાર કે સમાધિની અવસ્થા માની લે છે. આ એક ગંભીર ભૂલ છે. કોઈ પણ વ્યક્તિ ગંભીર રહી એકાગ્રચિત્તે અડધો કલાક સુધી ઊંડું ધ્યાન ધરે તો તે એક શક્તિશાળી યોગી બનશે, તેના સંપર્કમાં આવતી હજારો વ્યક્તિમાં તે શાંતિ, આનંદ, શક્તિ અને બળનો સંચાર કરશે.

સર્વ સાથે અદ્વૈતભાવ અનુભવતો સાચો વેદાંતી પોતા માટે દૂધનો એક કપ પણ રાખશે નહિ; તે દરેક વસ્તુ વહેંચીને લેશે. પ્રથમ તે જોશે કે કોઈ માંદા માણસને ખરેખર દૂધની જરૂર છે કે કેમ? તે એકદમ ભર્યા શ્વાસે તેની પાસે દોડી જશે અને તરત જ તેને આપી દેશે અને આવી સેવામાં તે આનંદ અનુભવશે. અત્યારે તો નોકરીમાંથી નિવૃત્ત થયેલા લોકો ગંગાકિનારે રહી વેદાંત વિષયક થોડા ગ્રંથો વાંચી લઈ જીવન્મુક્તિ પ્રાપ્ત કર્યાનો ખોટો આત્મસંતોષ માને છે. તેઓ દરેક વસ્તુ પોતા માટે જ વાપરે છે અને પોતાના પેન્શનનો મોટો ભાગ પોતાના દીકરાઓને મોકલી આપે છે. તેમણે તેમના હૃદયનો વિકાસ કર્યો હોતો નથી. બીજાઓ માટે તેમને કાંઈ જ લાગણી થતી નથી, તેમનું હૃદય વિશાળ–ચિત્તવિશાળતા ન થવાને કારણે તેમણે અધ્યાત્મમાર્ગમાં બિલકુલ પ્રગતિ કરી હોતી નથી. પંદર વર્ષ અગાઉ તેમનાં મન અને હૃદયની જે અવસ્થા હતી તેમાં આટઆટલા સમયને અંતરે પણ કાંઈ સુધારો થયો હોતો નથી. ખરેખર આ હકીકત દુઃખદાયક છે. તેઓ એક વર્ષ પર્યંત ભિક્ષાવૃત્તિથી રહી પોતાના પેન્શનની સર્વ રકમ ગરીબોની સેવામાં વાપરે તો આવા એક વર્ષના ગાળામાં જ તેમને આત્મદર્શન થઈ જાય. તેમણે શિયાળામાં બે માસ પૂરતો ઘરનો ત્યાગ કરી ધનરહિત થઈ અજાણ્યા પ્રદેશમાં ભિક્ષાવૃત્તિથી રહી ભ્રમણ કરવું જોઈએ, ત્યારે જ તેઓ વધુ નમ્ર, દયાળુ અને ઉદાર

બનશે. તેઓની ઇચ્છાશક્તિ અને સહનશક્તિ કેળવાશે અને વિકાસ પામશે. તેમના આવા પરિભ્રમણથી પ્રભુની અદ્દભુત રીતોની સમજ તેમનામાં ઊગશે અને તેનો અનુભવ થશે; તેમની પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા દૃઢતર બનશે. તેઓને ભૂખ અને ઠંડીનો સાચો અનુભવ થશે. હવે જ તેઓને ભૂખ્યા અને ઠંડીમાં ઠૂંઠવાતા ગરીબ લોકોની પીડા બરાબર સમજાશે. તેઓ ગરીબોને કામળા અને ભૂખ્યાંને ભોજન આપશે; કેમ કે એવી પીડાનો તેમણે સાક્ષાત્ અનુભવ કર્યો છે.

તમે તમારો કિંમતી સમય વેડફી રહ્યા છો. તમે આત્મ-નિરીક્ષણનો અભ્યાસ નથી કરતા. તમે સવારે પથારીમાંથી ઊઠો છો, ચા–નાસ્તો કરો છો, સુંદર, સ્વચ્છ વસ્ત્ર ધારણ કરો છો અને નોકરીની ઘાણી પર કામે લાગી જાઓ છો. સાંજે તમે સિનેમા જોવા કે કલબમાં જાઓ છો અને પછી સવારના આઠ વાગ્યા સુધી ઘોર્યા કરો છો. આ છે તમારો રોજનો કાર્યક્રમ. તમારું આખુંયે જીવન આ પ્રમાણે વ્યર્થ વ્યતીત થઈ જાય છે. તમે કોઈ પ્રકારના જપ કે ધ્યાન કરતા નથી. કઈ વૃત્તિ તમને હેરાન કરે છે, તેનું તમને ભાન નથી. અમુક સમય તમારા મન પર કયો ગુણ કામ કરી રહ્યો છે, તેની તમને ખબર પડતી નથી. મનોનિગ્રહ વિષે તમે કંઈ જ જાણતા નથી. બ્રહ્મવિચાર એટલે શું, આત્મચિંતન એટલે શું, બ્રહ્મનિષ્ઠા એટલે શું, તેનું તમને ભાન નથી. તમારા જીવ-નનો કાંઈ જ નિશ્ચિત કાર્યક્રમ નથી. નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ તમો બીજી નોકરીની શોધ કરવા લાગી જાઓ છો; કેમ કે આધ્યા-ત્મિક ઉચ્ચ જીવન કેવી રીતે જીવવું તેની તમને કંઈ જ ખબર નથી. ચિંતન અને આત્મશોધનનું આંતરિક જીવન જીવતાં જ તમને આવડતું નથી; તેનું પણ એક કારણ છે. તે એ કે, તમારા યૌવનકાળ દરમિયાન આધ્યાત્મિક શિસ્તનું જીવન જીવ્યા નથી. તમારાં પેટ અને પાકીટ ભરવામાં જ તમારું જીવન તમે વેડફી નાખ્યું છે.

સંકીર્તન વેદાંતીઓની સાધનામાં એક મોટા મદદનીશની ગરજ

સારે છે. મન જ્યારે થાકી ગયું હોય છે, ત્યારે તેને નવો ઉત્સાહ અને જોમ તેમ જ શક્તિથી ભરી દે છે. સંકીર્તન મનને આરામ આપવાનું કાર્ય કરે છે, તેનામાં સ્ફૂર્તિ રેડે છે અને ધ્યાનની બીજી બેઠક માટે તેને તૈયાર કરે છે. મન જ્યારે ધ્યાન કરવાનો ઉગ્ર વિરોધ જગાવે, ત્યારે સંકીર્તનના હાથમાં તેને સોંપી દો. સંકીર્તન તેને રમાડશે, પંપાળશે, ફોસલાવશે અને ફરીથી તેને તેના લક્ષ્ય પ્રતિ તેનામાં અનુરાગ પેદા કરશે. જે લોકો ધ્યાનનો અભ્યાસ કરે છે, તેઓ આ વસ્તુ સમજી શકશે; તેઓ જ આ સત્યનો સાક્ષાત્કાર કરી શકશે.

તમો ચોવીસ કલાક સુધી ધ્યાન ધરી શકો છો? સાચે જ નહિ, તો પછી તમે તમારા ચોવીસ કલાક કેવી રીતે વ્યતીત કરશો? ધ્યાન કરવાના બહાના હેઠળ તમો તમારી જાતને અત્યંત આળસુ અને એદી ન બનાવી દેતા. મન ભટકવા માંડે, તમે તેને લક્ષ્યમાં કેન્દ્રિત નહિ કરી શકો એમ લાગે કે તરત જ ઓરડાની બહાર આવી કાંઈક ઉપયોગી સેવા કરવા મંડી પડજો. સેવા કરતી વખતે પણ ખૂબ ઉત્સાહથી કોઈ માનસિક જપ કરો અથવા મનમાં ધ્યાનનો પ્રવાહ ચાલુ રાખો. ધ્યાનના પરિણામે તમારામાં પ્રસન્નતા, આંતરનિરીક્ષણ, મનન, બળ, શાંતિ, કાર્યશીલતા, શક્તિ વગેરે ગુણો આવવા જોઈએ. જો તમારામાં આ ગુણોની ખામી હોય, અછત હોય, તો માની લેજો કે તમારા ધ્યાનમાં ક્યાંક ઊણપ છે. સંભવ છે કે, એકધારા અવિરત ધ્યાનની પાત્રતા તમારામાં ન પણ હોય. તમારા કામને ધ્યાન સાથે જોડવું જોઈએ, ત્યારે જ તમારી પ્રગતિ જલદી થશે.

પક્ષી બે પાંખ વગર ઊડી શકે નહિ. બે પાંખ હોવા છતાં પૂંછડી વગર પણ પક્ષી ઊડી શકે નહિ. પૂંછડી સમતોલપણું જાળવી રાખે છે અને પક્ષીને સાચી દિશામાં ઊડવામાં મદદ કરે છે, તેમ જ તેને પડતાં બચાવે છે. આ પૂંછડી છે ભક્તિ કે જે જ્ઞાન અને કર્મને સમતોલ રાખે છે. બે પાંખ કહી છે તે જ્ઞાન અને કર્મ. કર્મ, જ્ઞાન અને ભક્તિ તમને પૂર્ણ બનાવવા માટે, તમારાં શરીર, મન અને હૃદયને વિકસાવવા

માટે અને લક્ષ્યે પહોંચાડવા માટે જરૂરી છે.

તમે શિવ ભગવાનના કુટુંબનું ચિત્ર જોયું છે? પાર્વતી મધ્યમાં છે. ગણેશ અને કાર્તિકસ્વામી આજુબાજુ બેઠા હોય છે. ગણેશ એ જ્ઞાનના દેવ છે; કાર્તિકસ્વામી એ કર્મના દેવ છે. દેવોના સૈન્યના તે સેનાપતિ છે. માતા પાર્વતી એ ભક્તિનું પ્રતીક છે. આ ચિત્ર પરથી તમારે બોધ લેવો જોઈએ. એ એમ સૂચવે છે કે, તમે યોગત્રયથી જ પૂર્ણતા પ્રાપ્ત કરી શકશો.

યોગત્રયનો સુમેળ સાધવામાં શ્રીકૃષ્ણ ભગવાન નિપુણ છે. તે સારથિ છે. તે રાજપુરુષ છે. તે શ્રેષ્ઠ સંગીતકાર છે. તેમને રાસલીલા રમતાં સરસ આવડે છે. તે ઉત્તમ બાણાવળી છે. તે કહે છે: ત્રણે ભુવનમાં એક પણ એવું કર્મ નથી કે જે મારે કરવાનું બાકી રહ્યું હોય; તેમ જ ત્રણે ભુવનમાં એવી એકકે વસ્તુ નથી કે, જે મારે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો પડે; તોપણ હું કર્મ કર્યા કરું છું. શ્રીશંકર, ઈશુ ખ્રિસ્ત, ભગવાન બુદ્ધ; આ બધા યોગત્રયમાં એક્કા હતા. શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી અને સાધુ વસવાની; આ બધા પણ સર્વોત્તમ એવા આ યોગત્રયનું આચરણ કરતા હતા.

તમો સૌ સત્યના માર્ગે પ્રયાણ કરો, તમે સૌ યોગત્રયના આચ-રણ દ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરો અને સર્વાંગી વિકાસ સાધો! તમે બુદ્ધિ અને હૃદયનો વિકાસ સાધી પૂર્ણ યોગી મુક્તાત્મા અથવા પરમ યોગી બનો. હરિઃ ૐ.

—સ્વામી શિવાનંદ

★

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

### રામાયણો

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ–૧,૨ | ૧૦–૦૦ |
| વાલ્મીકિ રામાયણ–૧,૨ | ૧૨–૦૦ |
| ગિરધરકૃત રામાયણ | ૫–૦૦ |
| શ્રીરામચરિતમાનસકોશ | ૦–૫૦ |
| તુલસીરામાયણનાં મહાવાક્યો ... | ૦–૫૦ |
| શ્રીરામચરિતમાનસ | ૬–૫૦ |

### ઉપનિષદો

| | |
|---|---|
| કઠોપપિષદ ... | ૧–૨૫ |
| પ્રશ્નોપનિષદ ... | ૧–૦૦ |
| માણ્ડૂક્ય ઉપનિષદ | ૩–૦૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ | ૨–૦૦ |
| ઇશ ને કેન ઉપનિષદ | ૧–૨૫ |
| સો ઉપનિષદો ... | ૫–૦૦ |
| મહાવાક્યરત્નાવલી ... | ૧–૦૦ |

### પુરાણો

| | |
|---|---|
| મહાભારત–ભાષાંતર | ૬૪–૦૦ |
| શાંતિપર્વ–મહાભારતનું | ૧૦–૦૦ |
| વિષ્ણુપુરાણ ... | ૪–૫૦ |
| શ્રીશિવમહાપુરાણ–૧,૨ | ૧૨–૦૦ |
| શ્રીમદ્ ભાગવત–૧,૨ | ૧૦–૫૦ |
| એકાદશ સ્કંધ– (એકનાથી ટીકા) | ૬–૦૦ |
| એકાદશ સ્કંધ– (શ્રીમદ્ ભાગવતનો) | ૨–૫૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી) ભાગવત | ૭–૫૦ |

## દૃષ્ટાંતકથાઓ

| | |
|---|---|
| આદર્શ દૃષ્ટાંતમાળા–ભા.૨ | ૨–૫૦ |
| શ્રી સુબોધરત્નાકર ... | ૧–૫૦ |
| સુબોધ કથાસાગર | ૨–૦૦ |
| ધર્મકથાઓ ... | ૧–૫૦ |
| સુબોધક કથાવાર્તાઓ | ૧–૫૦ |
| દૃષ્ટાંતશતક ... | ૧–૨૫ |
| બોધક વાર્તાઓ ... | ૧–૫૦ |
| મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો | ૧–૫૦ |
| સંતોની ફૂલવાડી ... | ૦–૫૦ |

## ભક્તિવિષયક

વિવેકાનંદસાર ... ૩–૦૦
ધર્મજ્યોતિ ... ૧–૫૦
આપણો ધર્મ ... ૨–૦૦
સંતગુરુનો પરિચય ૨–૦૦
સ્વામીશ્રી રામદાસનો ઉપદેશ ૧–૦૦
સદ્‌બોધસરિતા ... ૧–૫૦
સંતની વાતો ... ૧–૫૦
ઉપદેશસારસંગ્રહ ... ૧–૫૦
મનોબોધ (મનાચે શ્લોક) ૦–૫૦
મેનાવતી અને ગોપીચંદ
તથા ભર્તૃહરિ ને વિક્રમ ૦–૨૫
જેસલ–તોરલ તથા
જાલંધર–ગોપીચંદ ૦–૨૫
રામકૃષ્ણ વાર્તાલાપ–પુ. ૧ ૨–૫૦
રામકૃષ્ણ વાર્તાલાપ–પુ. ૨ ૨–૦૦
સૂર્યકાંત ... ... ૨–૦૦
પ્રભુમય જીવન ... ૧–૦૦
શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ–૧ ૦–૫૦

ભક્તિયોગ–
(સ્વામી વિવેકાનંદ) ૨–૦૦
પરમહંસ શ્રીરામકૃષ્ણ દેવનાં
વચનામૃતો ... ૦–૩૭
શ્રી રામકૃષ્ણ ઉપદેશ ૦–૩૭
સ્વામી વિવેકાનંદનાં
વચનામૃતો ... ૦–૫૦
સ્વામી રામતીર્થનાં
વચનામૃત ... ૦–૬૨
સત્સંગમાળા ... ૦–૪૦
પરવાળાં ... ... ૦–૨૫
બોધમાળા ... ૦–૨૫
ગીતાંજલિ ... ૦–૩૭
પુરોગામી ... ૦–૨૫
પ્રવાસી ... ... ૦–૩૭
જ્ઞાનેશ્વર ને ચાંગદેવ ૦–૩૭
તંત્રની સાધના ... ૦–૨૫
દત્તાત્રેય (અવધૂત) ૦–૨૫

## સાંપ્રદાયિક પુસ્તકો

ષોડશ ગ્રંથો ... ૧–૫૦
ધમ્મપદ–ધર્મનાં પદો ૧–૨૫
મોક્ષમાળા ... ૧–૨૫
મહાવીરવાણી ... ૦–૭૫

જપજી ... ... ૦–૬૨
સમાધિશતક ... ૦–૫૦
શિક્ષાપત્રી ... ૦–૩૭
ગોરખનાથ ... ૦–૩૭

## ધાર્મિક-સામાજિક-નીતિવિષયક

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુભાષિતરત્નભાંડાગાર | | ૧૦-૦૦ | આત્મચિંતન | ... | ૦-૬૦ |
| મનુસ્મૃતિ | ... | ૪-૫૦ | વ્યવહારમાળા | ... | ૦-૫૦ |
| બાલવિલાસ | ... | ૧-૫૦ | વિજ્ઞાનશતક | ... | ૦-૩૭ |
| હિંદુધર્મની બાળપોથી | | ૦-૬૨ | નીતિશતક | ... | ૦-૨૫ |
| તુલસીસતસઈ | ... | ૧-૫૦ | વૈરાગ્યશતક | ... | ૦-૩૭ |
| સંતોની અનુભવ-વાણી | | ૧-૫૦ | નવસંહિતા | ... | ૦-૩૭ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | | ૦-૭૫ | સંતોષસુરતરુ | ... | ૦-૨૫ |
| સુભાષિત નીતિમંજરી | | ૧-૫૦ | સ્ફુરણાવલી | ... | ૦-૨૫ |
| અંતર-નિરીક્ષણ | ... | ૧-૦૦ | સો મૂર્ખોનાં લક્ષણો | | ૦-૨૦ |

## સ્તોત્રો-પ્રાર્થના-માહાત્મ્ય

| | | | | | |
|---|---|---|---|---|---|
| મોહમુદ્દગર અને બીજાં દશ રત્નો | ... | ૧-૦૦ | ઈશ્વરપ્રાર્થનામાળા | | ૩-૦૦ |
| શતશ્લોકી અને બીજાં ચાર રત્નો | ... | ૦-૭૫ | ભીષ્મસ્તવરાજ | ... | ૦-૧૫ |
| સ્તોત્રસંગ્રહ | ... | ૦-૬૨ | ગજેન્દ્રમોક્ષ | ... | ૦-૩૭ |
| સર્વવેદાંતસિદ્ધાંત-સારસંગ્રહ | ... | ૧-૨૫ | હરિપાઠ ... | ... | ૦-૧૫ |
| શ્રી દક્ષિણામૂર્તિસ્તોત્ર | | ૧-૫૦ | નારાયણકવચ | ... | ૦-૫૦ |
| વિવેકચૂડામણિ | ... | ૧-૦ | કણ્ઠાભરણમ્ | ... | ૦-૨૫ |
| હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા | ... | ૦-૧૨ | ભગવત્પ્રસાદ | ... | ૦-૨૫ |
| પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત-આનંદલહરી | ... | ૦-૧૯ | પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ | ... | ૦-૩૭ |
| મણિરત્નમાળા | ... | ૧-૫૦ | ગંગામાતા | ... | ૦-૩૭ |
| સૌંદર્યલહરી | ... | ૦-૪૦ | હનુમાનચાલીસા | ... | ૦-૬ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ | ... | ૦-૨૫ | શ્રીચંડીપાઠ | ... | ૧-૨૫ |
| શિવમહિમ્નઃસ્તોત્ર | ... | ૦-૫૦ | પુરુષોત્તમમાસમાહાત્મ્ય | | ૨-૫૦ |
| | | | શ્રી સત્યનારાયણની કથા | | ૦-૭૫ |
| | | | એકાદશીમાહાત્મ્ય | ... | ૧-૫૦ |
| | | | નિત્યપાઠ | ... | ૦-૭૫ |
| | | | જપ અને નામસ્મરણ | | ૧-૨૫ |

